# હાતમ નામું.

(ફારસી ભાષામાંથી)

સોલ ચીત્રો સહીત.

આવૃતી બીજી. સુધારા સાથે.

# હાતમ નામું.

(ફારસી ભાષામાંથી)

---

સોલ ચીત્રો સહીત.

આવૃતી બીજી—સુધારા સાથે.

---



# ખુલાસો—પેહલી આવૃત્તીનો.

હાતમ નામું બામુદત થઈ આપણી પારસી કોમનું પ્યારૂં ને માનીતું વાચણ છે અને એ કીસ્સો "જુના વીચારવાળા" બુજોરગો તેમ "નવા વીચારવાળા" સુધરેલા જવાનોને ઘણો લાંબો વખત થયો જાણીતોછે. તે કીતાબ ફારસી જબાન ઉપરથી તરજુમો કરાવી ગુજરાતી જબાનમાં જાહેર મેલતાં અમારી એટલીજ ઉમેદ છે કે એનો બોહલો ફેલાવો થાય. બાપાણુતર સરસ અને રસીક કરવાને બની તેટલી કોશીશ કરીછે. હાતમ તાઈ નામું આગલ ઘણી વખત લીથોગરાફ છપાયુંછે અને એક બે વાર ટાઈપોગરાફ નીકલ્યુંછે તો પણ હાલની પ્રતમાં તદન નવી ને સુધરેલી વાક્ય રચના ઉપર વાંચનારને કંટાલો ન આવે અને જોર દીલ રીઝે તેમ બયાનવાર હેવાલ આપ્યોછે. 'હાતમની સખાવત' આ કેહવત આખાં હીંદુસથાનમાં પ્રસીધછે અને એ ઉંચી કીસમની રચનાના કીસ્સાનું વાંચણ દરેક જાત નાતમાં બોહલેપણે ફેલાય તેમ ઠીક પડે આ વીચારે એની કીમત ફકત રૂ. ૦॥ રાખીછે; અને સસતી કીમતના ગુજરાતી વાચણોનો રીવાજ દાખલ કરવાને જે અમે થોડુંક થયું આગેવાની કરીછે તેને પુર બાહારમાં લાવવાને તેમ મંદ થયલી ગુજરાતી વાચનારી આલમનો શોખ તેજ કરવાને આ વાર અમે કઈ હદ બાહેર અમારૂં કદમ લંબાવ્યુંછે તેને જોઈતું ઉતેજન આપવાને દરેક લાયક ઠેકાણેથી દીલબરી કોશીશ થશે એવી પુર્ણ આશા રાખીએછિએ.

જેહાંગીર બેજનજી કરાંણી.

# ખુલાસો—બીજી આવૃત્તીનો.

કીસ્સા કાહાણીની શોકીન આલમને માટે અમને આ હાતમના કીસ્સાની બીજી આવૃત્તી પ્રગટ કરતાં બેહદ ખુશાલી ઉપજેછે કે અમારી નેમ પાર પડીછે અને સસતાં વાંચણનો [illegible]જ દાખલ [illegible] થયા છીએ. 'હાતમ નામું' એ

# સાંકળયું.


હાતમના જન્મ વીશે ........ ........ ૧
બરઝખ સોદાગરની છોકરી હોસનબાનુનો કીસ્સો........ ૨
શાહાજાદા મુનીરસામીનો અહેવાલ........ ૧૧
હાતમ પેહેલો સવાલ બજા લાવ્યો તે વીશે........ ૧૮
હાતમે બીજો સવાલ પુરો કીધો તેનું બયાન........ .... ૩૭
હાતમે ત્રીજો સવાલ પુરો કીધો તે વીશે........ ૬૭
હાતમ ચોથા સવાલનો જવાબ લાવ્યો તે વીશે........ ૯૪
હાતમે પાંચમો સવાલ તમામ કીધો તેનું બયાન........ ૧૨૦
હાતમ છઠા સવાલનો છેવટ લાવ્યો તેનું બયાન........ ૧૪૪
હાતમ સાતમા સવાલનો છેવટ લાવ્યો તેનું બયાન........ ૧૬૬


## હાતમ નામામાં આવેલી તસવીરોનું સાંકળ્યું.


૧ લી.—હાતમ તથા વાઘની જંગલમો મુલાકાત........ ૨
૨ જી.—હસનબાનુને તેના બાપે પાદશાહને હવાલે કીધી.. ૩
૩ જી.—મુનીરશામી હસનબાનુની તસવીર જોઇ બેહોશ થયો.. ૧૨
૪ થી.—રીંછના પાદશાહ પાસે હાતમને લઈ આવ્યા........ ૨૪
૫ મી.—હાતમને સાંપ ગળેછે ........ ૨૮
૬ ઠી.—"એક વાર જોયું અને બીજી વાર જોવાની હોંશ છે" એમ બોલનાર ધણી સાથે હાતમની મુલાકાત.... ૩૪
૭ મી.—પાદશાહા પાસે તેનો સરદાર હાતમને લાવ્યો........ ૪૧
૮ મી.—પરીના પાદશાહા સાથે હાતમની મુલાકાત ........ ૬૨
૯ મી.—"નેકી કર ને દરીઆમાં નાખ" એમ બોલનાર સાથ હાતમની મુલાકત ........ ૬૪
૧૦ મી—જે પીંજરામાં બેસી બોલેછે કે "કોઇ માણસ સાથ બદી કરતો ના જો કરશે તો તેવુંજ પામશે" તેની સાથ હાતમની મુલાકત ........ ૯૧
૧૧ મી- ઉપર પરીઓના માથાં લટકતાં દેખાયછે .. ૯૪
૫ મલેકા ઝરરીનપુરા સાથ બૌ. છે..

१८३७

# હાતમ બીન તાઈ.

## હાતમના જન્મ વીશે.

આગલા વખતમાં એમન શેહેરમાં તાઈ નામે એક બાદશાહ રાજય કરતો હતો, જેને દર એક માગેલી ઈચ્છા પરવરદેગારે બક્ષેલી હતી, મગર એક ફ્રરજંદનો તે ઘણો ઉમેદવાર હતો. રાજય સઘલું પુર બંદોબસતમાં હતું. સરવેને વાજબી ન્યાય મળતો, અને પ્રજા સઘલી ખુલ્લે બારણે સુતી હતી. ચોરનું તો નામ નહી! વલી તાઈ બાદશાહ સખાવતે પુર હતો. સરવે રઈયતની પણ એજ ઈચ્છા હતી કે તેઓનો રાજા સરવે પ્રકારે શુખ ભોગવે. અંતે તે કીરતારે તેનો ઉમેદ પાર પાડી એક ફ્રરજંદની બક્ષેશ કીધી. તે ફ્રરજંદ ચંદરની માફ્રક પ્રકાશતો અવતરયો. તેનું રૂપ જોઈ સરવે બેહદ અચરત થયા. જયારે આ ખુશ ખબર બાદશાહને કાણે પડી કે તેવોજ તે ખુશીના દરીઆવમાં ગરક થઈ ગયો, અને એક હુકમનામું તેજ વખતે જાહેર કીધું કે મારી સલતનતમાંના દરએક શેહેર, ગામ અને મુલકમાં આજ દીને જેટલાં છોકરાં અવતરયાં હોય તેટલાં છોકરાંને મારા મેહેલમાં લાવી હાજર કરે અને તેઓ મારા મેહેલમાંજ ઉછરશે. આહા! પરમેશ્વરની શકતીજ ન્યારીછે! તેજ દહાડે નજદીક છ હજાર છોકરાંઓ તાઈ બાદશાહની આખી સલતનતમાં પેદા થયાં હતાં. હોકમ મુજબ સરવે રઈયતે પોતાનાં છોકરાંઓને દરબારમાં લાવી હાજર કીધાં. બાદશાહે દરએકને માટે એકેકી આયા રાખી, અને પોતાના ફ્રરજંદને માટે ચાર રાખી. પછી સરવે નજુમીઓને બોલાવી તેનો નસીબો દેખાડયો. સરવે નજુમીઓએ એક મતે જાહેર કીધું કે આ છોકરા જેવો ભાગયશાળી, બહાદુર, અને પરદુ:ખભંજન કોઈ નીવડયો નથી, હાલ છે નહી, અને નીવડશે પણ નહી. બાદશાહ આ સાંભળી

એટલો મગન થઈ ગયો, કે દરએક નજુમીને એકેક ગામ બક્ષીશ કીધું. બાદશાહે તે છોકરાનું નામ **હાતમ** કરી રાખયું. હવે શાહને એવી ખબર પોંહોંચી કે હાતમ દુધ પીતો નથી, તેથી અંદેશો કરી ફરીથી નજુમીઓને બોલાવયા અને હાતમનો અહેવાલ જાહેર કીધો. નજુમીઓએ જોઈ જાહેર કીધું કે પ્રથમ સરવ છોકરાંઓને દુધ પાવું, જે પછી હાતમ પણ પીશે. અંતે તેમજ થયું. નાનપણથી એટલું ઉદાર દીલ હાતમનું થયું કે પોતે કોઈ પણ તંગીના માણસને તેની હાજત પુરી પાડયા સીવાય મોકલતો નહી. પોતાના બાપનો સઘલો પઇસો ખોદાઈ રાહ ઉપર ખરચતો. જયારે પણ બાહાર ફરવા નીકલતો, ત્યારે લોકો તેને જોવાને માટે તુટી પડતાં. તેઓ એવું માનતાં કે એ કોઈ દેવ રૂપી મનુષ્ય છે, જે આ દુનીયામાં પરમાર્થના કામ માટે જનમયો છે. જયારે પણ તે શેકાર કરવા જતો ત્યારે જેબી જાનવર તે જોતો તેને જીવતું પકડી પછી આઝાબ દીધા વગર છોડી દેતો. એક વેલાએ જંગલમાં શેકાર કરતી વખતે એક વાઘે દેખાવ દીધો. હાતમ પેહેલાં તો જરા દીલથી ડરયો, પણ પછી હીંમત રાખી, પોતાના ઘોડાને એક બુલંદ ઝાડ સાથ બાંધી પગે ચાલતો તે વાઘની નજદીક ગયો, અને આજેજી કરી કહેવા લાગયો કે ઓ શીરના બચા, હું એવું ચાહું છું કે તું તારૂં પેટ ભરી પાછો ફરે; તારી સનમુખ હું ઉભો છું. જો તારી મરજી હોય તો શુખેથી મારૂં ગોસત ખાઈ તું તાજો થા! જયારે વાઘે એવું જોયું, ત્યારે પોતાનું માથું હાતમના પગ આગળ મુકી ગોયા એવું દેખાડયું કે હું સરવે સમજુંછું! આટલું કરી વાઘે જંગલનો રસતો લીધો અને હાતમ પોતાના શેહેર તરફ પાછો ફરયો.

---

## બરઝખ સોદાગરની છોકરી હોસનબાનુનો કીસ્સો.

---

ઘણા અસલના વખતમાં ખોરાસાન મુલકમાં એક બાદશાહ રાજય ચલાવતો હતો, જેની પાસ બેશુમાર લશકર હતું. જરઝવેરનો તો પારજ નહી. તેના મુલકમાં બરઝખ નામે એક સોદાગર રેહેતો હતો,

તસવીર ૧ લી.

## હાતમ તથા વાઘની જંગલમાં મુલાકાત.



તસવીર ૨ જી.

હશાનબાનુને તેના બાપે પાદશાહને હવાલે કીધી.



જે શાહની બરોબર ધન દોલત ધરાવતો હતો ને શાહનો તે ઘણોજ માનીતો હતો. દરએક કામ શાહ તેની મસલેહત પુછી કરતો. તે સોદાગરની હોશનબાનુ નામે એક પુરી બેટી હતી, જે રૂપમાં પુનંમના ચાંદ મીસાલ હતી. ગુણનો તો જાણે સાગરજ ભરેલો હતો. જયારે સોદાગર મરવા પડયો ત્યારે પોતાનો છોકરીને શાહને સોંપી ગયો કે આ મારી બેટી તે તારીજ છે એમ જાણજે. શાહે દોસ્તીના બદલામાં બરઝખ સોદાગરની માગણી કબુલ કીધી અને તે છોકરીને પોતાની પનાહમાં બાખુશી રાખી. જયારે મોટી થઈ ત્યારે શાહે તેને એક દાયાને સોંપી પોતાના શેહેરમાં એક મોટો મેહેલ બંધાવી ત્યાં રાખી અને તેના બાપની સર્વે ધન દોલત તેને હવાલે કરી. હવે જયારે હોસનબાનું પુર જુવાનીમાં આવી ત્યારે પોતાની દાયાને કેહેવા લાગી કે ઓ મારી વહાલી મા, મને એક એવો રસતો દેખાડ કે જેથી હું આ પૃથવીની સરવે લાલચોથી દુર રહું, કારણકે મારો એવો વીચાર છે કે દગાખોર દુનીયાથી દુર રહીને ઈશ્વરની ભકતીમાં મારી જીંદગી ગુજારૂં. ત્યારે તે દાયાએ જવાબ દીધો કે ઓ મારી પ્યારી બેટી તે વીશે તું નચીંત રહે, અને હું આ સાત સવાલો જે તુંને કહું છું તેના જે કોઈ જવાબ આપે તેની સાથ તું પરણવાની કબુલાત આપજે, જેથી સરવે માણસોથી દુર રહી તું તારી જીંદગી સુખચેનમાં કહાડશે. તે સાત સવાલો નીચે પ્રમાણે છે:—

**સવાલ** ૧ લો—એક વખત જોયું, પણ બીજી વાર જોવાની ઉમેદ છે.

**સવાલ** ૨ જો—નેકી કર ને દરીઆમાં નાખ.

**સવાલ** ૩ જો—કોઈ માણસ સાથે બદી કરતો ના, જો કરશે તો તેવુંજ પામશે.

**સવાલ** ૪ થો—સત્ય બોલનારને હમેશાં આરામ મલેછે.

**સવાલ** ૫ મો—અવાજ આપતા પહાડની ખબર લાવ.

**સવાલ** ૬ ઠો—તારા બાપના ઘરમાં જે મરઘીના ઈંડા જેટલું મોટું મોતી છે, તેનો જોડો શોધી લાવ.

**સવાલ** ૭ મો—હમામબાદગરદની ખબર લાવ.

આ પછી દાયા બોલી કે જે ધણી તારા આ સાત સવાલોનો જવાબ આપે તેને તારો યોગય ભરથાર ગણી નેકા કરી દુનીયાનું શુખ હાંસલ

કરજે, કારણ જે મારી ઉમર હવે ઘણી થોડી બાકી છે. હવે એક વખતને સમે હોસનબાનુ પોતાના મેહેલની બારીએથી રસતાનો મેલો જોતી બેઠી હતી, તેવામાં તેની નજરે એક અજાયબ દેખાવ પડયો. એક ફકીર રસતેથી જતો હતો. તેના ચાલીસ ચેલાઓ રસતામાં સોનાની ઇંટડીઓ મેળતા હતા, તેની ઉપર પગ મુકી તે ફકીર ચાલતો હતો. આવો મામલો જોવાથી હોસનબાનુ તો દંગજ થઈ ગઈ, અને પોતાની દાયાને પુછવા લાગી કે મારી કદરદાન માતા આ તે કોણ પુરૂષ છે જે આવા દબદબાથી જાયછે. દાયા બોલી કે એ આપણા બાદશાહનો ધર્મ ગુરૂ છે. એ ઘણોજ પવીત્ર અને પરમેશ્વરનો મોટો ભગત છે. ત્યારે હોસનબાનુએ જવાબ દીધો કે ઓ મારી દાયા હું એવું ઇચ્છુ છું કે આ પરહેજગાર મરદને આપણા ઘરમાં બોલાવી એની કદમબુસી કરીએ, કારણકે એવા ભગતોના દરશનથી બંને દુનીયાનું સુખ હાંસલ થાયછે. દાયાએ પણ તેમ કબુલ કીધું, અને પોતાના માણસને તે પરહેજગાર ફકીરને ઘર ઇજન કરવા મોકલાવ્યો. તે માણસ જવાબ લાવ્યો કે તે પવીત્ર પુરૂષે આવતી કાલે આવવા કબુલ કીધુંછે. આ ખબર સાંભળી હોસનબાનુએ સઘલી તૈયારીઓ કરવા માંડી. કેટલાક ખુમચા મેવાના, ઝવેરના અને સોનાં-રૂપાંના ભરી રાખયા અને મેહેલના દેખાનખાનાથી તે છેક હેથે સુધી તરેહદાર રેશમી અને સોનેરી રૂપેરી ગાલીચા બંથરાવ્યા. હવે બામદાદ થઈ અને તમામ મેહેલ રંગ રાગ અને ખુશી ખુરમીથી ગાજી રહયો. બપોર પડતાં તે પવીત્ર અને પરહેજગાર ધર્મ ગુરૂ સોનાંની ઈંટડીઓપર પગ મુકતો હોસનબાનુના આરાસતે કીધેલા મેહેલ નજદીક આવી પોંહોંચ્યો, તેવીજ દરબાનોએ અંદર ખબર કીધી. હોસનબાનુએ તેને માટે સોનાં રૂપાં તથા ઝવેરથી સણગારેલો જે ગાલીચો તઈઆર કીધો હતો તે ઉપર ગુરૂને બેસાડયો, પછી સરવ ખુમચા જર ઝવેર તથા હીરા મોતીના તેની આગલ મુકયા, જે તેણે કબુલ નહી કીધા, અને બોલયો કે આ ગંદી ચીજો અમો પરહેજગાર અને પાક પુરૂષો માટે ખુદાતાલાએ પેદા કીધેલી નથી. ઘણા કાલાવાલા તથા ઘણીક મીનતજારી છતાં તેણે નહીં કબુલ કીધા, ત્યારે હોસનબાનુએ મેવાથી ભરેલા તથા મીઠાઈથી પુર ખુમચા લાવવાનો હોકમ કીધો. તેમાંથી તે પાક

બોદા તરસ આદમીએ થોડું ખાધું, પણ મનમાં બડબડવા લાગયો કે આ હફ્ત એકલીમના શાહ, આ બરઝખ સોદાગર પાસ કેટલો ખજાનો છે. ખચીત પાદશાહો પાસ નહીં હોય એટલો ખજાનો એને ત્યાં મોજુદ છે. ફીકર નહીં. આજ રાતે આવી આ સઘલો ખજાનો લઈ જવો જોઈએ. પછી ચોરીથી યા લુટફાતથી. આવો વીચાર કરી તે ગુનેહગાર પુરૂષ ઉઠયો. તેવીજ હોસનબાનુ તેના પગપર પડી, અને દુવા ચાહી. ત્યારે તે અહુરેમનની ખસલતનો પાપી માણસ તેની ઉપર દુવા વરસાવી ચાલતો થયો. હવે નજદીક સાંઝનો સમો થયો અને સઘલા ઘણાજ ઠાકી ગયલા હોવાથી સરવે અસબાબ જયાંનો ત્યાં રહેવા દઈ આરામ કરવા ગયાં. મધરાતને સમે તે ફકીર પોતાના ચાલીસ ચેલાઓને લઈ હોસનબાનુના ઘરમાં દાખલ થયો, અને સઘલો અસબાબ લુટવા લાગયો. જે માણસો તે અહરેમનની સામે થયાં તે સઘલાંને તેણે જખમી કીધાં, અને સઘલું જરઝવેર લઈ ગાંસડા બાંધી ચાલતો થયો. હોસનબાનુએ જયારે આવું જોયું ત્યારે તેની સઘલી સુધબુધ ઉડી ગઈ અને રડવા લાગી. પણ તેની દાયાએ તેને દીલાસો દીધો કે હાલ જે થયું તે ન થયું એમ બનવાનું નથી. માટે ધીરજ સંપાદન કરવી, અને જયારે રોશનીનો ગોલો પોતાના આબદાર કીરણો મગરેબથી ફેંકે યાને જયારે બામદાદ થાય, ત્યારે બાદશાહ પાસ ફરીયાદ કરવા જવું. હોસનબાનુએ પણ તે સલાહ કબુલ કીધી, અને સવારના પોતાની દાયાને સાથે લઈ પેલાં જખમી થયલાં માણસોને ગાડીમાં બેસાડી શાહની દરબારે આવી પોંહોચી. દેવડીદારે શાહને ખબર કીધી કે બરઝખ સોદાગરની છોકરી પોતાની દાયા સાથે આવીછે, અને તમો નામદાર પાસ ફરીયાદ ઉઠાવા માગેછે. શાહે હોકમ કીધો કે તરત અંદર દાખલ કરે. જયારે હોસનબાનુ બાદશાહ નજદીક ઉભી એટલે તખતને બોસો દઈ હજારો હજાર આફરીન કરી બોલી કે એ નામવર પાદશાહ મારી ઉપર મોટી મુસીબત આવી પડીછે. તમો નામવરના ધર્મ ગુરૂને મેં ગઈ કાલે જીઆફત આપી હતી, તેજ ચંડાલે મારા મેહેલમાં પેસી મારૂં સરવ દરવય લુટી આ મારા ગરીબ અને નીમકહલાલ માણસોને જખમી કીધાં છે. અરેરે બાદશાહ! તે નાપાકનું મોંહ કાલું થજો અને તેની ઉપર

અહરેમનની હજારો હજાર બદ દુવા વરસજો. બાદશાહે જયારે પોતાના ધર્મગુરૂ વીશે આવા શબ્દો શાંભળ્યા ત્યારે તેના ગુસ્સાનો તો પારજ રહયો નહીં, અને પોતાના પવીત્ર ગુરૂ માટે એમ બોલવા મના કીધી. પણ હોસનબાનુ સમજી નહીં ને વધારે અને વધારે બોલવા લાગી. આથી રાજા એટલો તો ચીરડાઈ ગયો કે તરતજ તેને પથરથી મારી નાખવાનો હોકમ કીધો. તે વખતે વડો વજીર હાજર હતો તે ઉઠયો અને નમીને બોલવા લાગો કે ઓ જેહાનના સરદાર! આપ મોટા પુરૂષને એવો રોષ નહીં જોઈએ. શોદાગર બરઝખની આ છોકરીને એક વખતે તું નામવરે તારી મુબારક પનાહ તળે લીધી હતી અને હાલ તેજ છોકરીપર તું પથરનો વરસાદ વરસાવે છે, એ તું નામદારને લાયક નથી. માટે એ છોકરીના ગુનાહ વાસતે બીજી કંઈ સજા ફરમાવવી જોઈએ. આથી શાહનો ગુસ્સો જરા નરમ થયો, તેથી હોકમ કીધો કે, હમણાને હમણાજ એ છોકરીને મારા શેહેરમાંથી કહાડી મેલે, અને એનો મેહેલ લુટી ભાંજી તોડી ફનાહ કરે. હોસનબાનુ તેજ વખત પોતાની દાયા સાથ શેહેરમાંથી ચાલી અને ચાલતાં ચાલતાં એક બીહામણા જંગલમાં આવી પોંહોચી. રાતને વખતે એક વીસાલ ઝાડ તળે આરામ કીધો. ઉંઘમાં તેણે એક સ્વપનું જોયું. તેણીએ એવું જોયું કે એક પીર પુરૂષ સફેદ વસતર પેહેડી તેણીની નજદીક ઉભા રહી એમ કહેછે કે ઓ રાસ્ત બાનું તું કશો અંદેશો ના કર, તારી ઉપર તે બારે હકતાલાની પુર્ણ મેહેરબાની છે. ઉઠ, અને આ ઝાડ તલે સાત મોટા શેહેનશાહોનો ખજાનો દાતેલો છે, તે તારા સવાધીનમાં લે. હોસનબાનુ બોલી કે હું એક અબલા શી રીતે ખોદી શકું? તે ફરેસતાએ જવાબ દીધો કે લાકડી લઈ થોડું ખોદ અને તે ખજાનો તારી નજરે પડશે. હોશનબાનુ જયારે સહવારના ઉઠી ત્યારે તે સ્વપનું પોતાની દાયાને કહયું. દાયાએ તે પ્રમાણે કીધું તો તેમાંથી ખરેખર બેહદ નહીં ખુટે એટલો ખજાનો મલયો. જમીન નીચે સાત કુવા દરવયથી ભરપુર મલયા, અને મોટાં મોતીઓનો તો કંઈ સુમારજ નહીં. હવે હોસનબાનુની ખુશીનો તો પારજ રહયો નહીં. તે બોલી કે ઓ મારી કદરદાન માતા તું જા અને આપણા શેહેરમાંથી સઘલા સુથારોને તથા ઘર બાંધનારા-

ઓને બોલાવી લાવ, કે આપણે હીંયાં એક મોટી ઈમારત બંધાવી તેમાં રહીએ. તે દાયા બોલી કે હું તુંને એકલી મેલી કેમ જાઉં. તેવામાં હોસનબાનુની ચાકરીમાંનો એક પુરૂષ ભીખારી હાલતે ત્યાં આવી પોંહોચ્યો; તેણીએ તેને શેહેરમાં મોકલાવી સરવ ચીજો મંગાવી. અંતે એક મેહેલ મોટો અને કુશાદે બંધાવી તેમાં રહી. તેની ખુશાલીમાં સઘલા માણસોને મન પુરતો પઈસો આપ્યો. હોસનબાનુએ તેમાંના વડા મીસતરીને કહયું કે, હવે તમો હીંયાં એક મોટું શેહેર બાંધો. તેણે જવાબ દીધો કે શાહની પરવાનગી સીવાય હીંયાં શેહેર બંધાય નહીં. હોસનબાનુએ જોયું કે એ પણ ખરૂંજ કહેછે. પછી તે પુરૂષનો પોશાક પેહેરી, મોટા આરબી ઘોડાપર સવાર થઈ, જરઝવેરના ખુમચા ચાકરોને માથે મુકી, હીરા, મોતી અને યાકુતથી જડેલો એક મોર સુંદર વાસણમાં મુકી, શાહના પાયતખ્ત તરફ ચાલી. શેહેરમાં દાખલ થતાંજ પોકાર ઉઠી રહયો કે એક મોટા સોદાગરનો છોકરો શાહને માટે પુશકલ માલ ખજાનો ભેટ લાવ્યોછે. હોસનબાનુએ બાદશાહની દરબાર આગલ આવી ખબર પોંહોચાડી તેવીજ તેણીને દરબારમાં દાખલ કીધી. તેણીએ તખતને બોસો દઈ, બાદશાહને પેલું તમામ નજરાણું ભેટ કીધું. આ સઘલું નજરાનું જોઈ બાદશાહની અચરતીનો તો પારજ રહયો નહીં. તેણે તે કબુલ કીધું, અને હોસનબાનુનો અહેવાલ પુછયો. હોસનબાનુએ ઘણીજ મીઠી જુબાનથી ઉતર દીધો કે ઓ ખોરાસાન મુલકના બાપ, મારૂં નામ બેહેરામ છે. મારા માત પીતા મરણ પામયાં છે, અને હું આ દુનીયામાં હવે એકલો પડયોછું. બાદશાહે જવાબ દીધો કે ઓ પરીચેહેરેના નોજુવાન બેટા જયારે તારાં માત પીતા મરણ પામયાંછે, ત્યારે હું તને મારાં ફરજંદ તરીકે હીયાં રાખવા ઈચ્છુછું. હોસનબાનુએ જવાબ દીધો કે ઓ નામવર પીતા, જયારે તું નામવરની એવીજ મરજી છે, ત્યારે મારી પણ તેજ થવી જોઈએ ને મને આ મોટો આશરય આપયો માટે હું તું નામદારનો મોટો ઉપકારી થયોછું. મારી મરજી છે કે તું નામદાર મારૂં લાયક નામ આપે. બાદશાહે તેનુ નામ માહરૂશાહ કરી રાખયું. પછી હોસનબાનુએ પોતાની અરજ રજુ કીધી. બાદશાહે હોકમ કીધો કે તરતજ જે જંગલમાં માહરૂશાહનો

મહેલ છે તેજ જંગલમાં એક મોટું શેહેર વસાવે. પછી હોસનબાનુ તરફ ફરીને બોલયો કે ઓ મારા જાન તું મારેથી આટલો દુર રહેવા જાય છે, પણ હવે મને તારા વગર ચેન પડશે નહીં, માટે તને ઘટેછે કે મારી પાસે રહે, અને મારા જીવને ખુશ કરે. હોસનબાનુએ જવાબ દીધો કે અગર જો હું તમો નામવર આગલ રહોશ તો પછી મારી મરજી પ્રમાણે શેહેર બંધાશે નહી, માટે હું તમોને મહીનામાં ચાર વખત મલવા આવીશ. બાદશાહે તે કબુલ કીધું, અને હોસનબાનું મરદના લેબાસમાં બાદશાહ-ની રૂબરૂ આવયા કીધો. હવે એક દીને એવું બનયું કે બાદશાહ પેલા પરહેજગાર ફકીરની મુલાકાતે જવાનો હતો, તેથી માહરૂશાહને પણ પોતાની સાથે લીધો. જયારે બાદશાહ હોસનબાનુ સાથે પોતાના મેહેલમાં પાછો આવ્યો, એટલે હોસનબાનુ બોલી કે ઓ મારા મેહેરબાન પીતા, હું એવું ચાહુંછું કે આ પરહેજગાર પીર મરદને જીઆફતે બોલાવું, અને એના દરશન કરી મારા જીવને આનંદ પમાડું. બાદશાહે કબુલ કીધું, અને હોસનબાનુને પોતાના મેહેલમાં જીઆફત આપવા કહયું; પણ તે બોલી કે મારૂં જીગર એમ ઇચ્છેછે કે હું એને એક જુદા મેહે-લમાં જીઆફત આપું. પછી હોસનબાનુએ તેમ કીધું, અને પેલા મકરબાજ સાધુને જીઆફત આપવાને સરવે તૈયારી કીધી. તેમ કરી રહી તેને નોતરૂં મોકલયું, જે પેલા અહરેમને મોટી ખુશી સાથ કબુલ કીધું. હોસનબાનુએ આગલના કરતાં પણ આ વખતે ઘણો ભપકો કીધો હતો.

બીજે દીને પેલો દરવીશ આગલ મુવાફેક ભારે દબદબાથી સોનાની ઈંટીઓપર પોતાના પગ મુકી ચાલતો ચાલતો હોસનબાનુના મેહેલ આગલ આવ્યો તેજ વખતે તેણીએ તેને બાઆબરૂ સાથ અંદર લીધો અને આગલ મુવાફેક બાદશાહી બીછાના પર બેઠા પછી જરઝવેર, મોતી-હીરા, યાકુત વગેરેથી ભરેલા ખુમચા લાવી તેની આગલ હાજર કીધા. દરવીશે તે ના કબુલ કીધા, અને થોડી મીઠાઈ ખાધા પછી અતર ખુશબો વગેરે લઈ રૂખસત લીધી. જતાં જતાં તેને મનમાં વીચાર કીધો કે આજે સપાટો ઠીક છે, રાતના એની વાત. પણ હવે હોસનબાનુએ અગાઉથી ગોઠવણ કીધી હતી. તેણીએ શાહને તયાં

કહેવડાવયું હતું કે આજ રાતે મારે ત્યાં ચોરો ચોરી કરવા આવવાના છે એવું મેં સાંભલયુંછે. આથી બાદશાહે પોતાના વડા વજીરને તે બાબદનો બંદોબસત કરવા વીશે પકો હોકમ કીધો. વાંચનાર, બકરાંના ચામડામાં વરૂઓ કેવા છુપા રહેછે, તેનો વીચાર આ દાખલાથી તને બરોબર મળશે. ધર્મને નામે લુટનારા આ જગતમાં કેટલાક વધયા હશે તેનો તું વીચાર કર. પાપો પોતાના પાપે આજ દુનીયાંમાં કેવું સુખ ભોગવેછે તેનો દાખલો આ કરતાં સરસ બીજો કયો મળવાનો છે? તે અહરેમનની ખસલતનો આદમી પોતાના ઠેહાવ મુજબ મધરાતે પોતાના ચાલીસ ચોરો સહીત હોસનબાનુના મેહેલમાં દાખલ થયો. હવે હોસનબાનુના આદમીઓ ઠાકેલાં હોવાથી સરવે સુઈ ગયાં. વડા વજીરે શેહેરના મુખ્યને પોતાની સાથે હુશીઆર કેળવાયલા સીપાઈઓ લઈ જવા ફરમાવયું. સરવ બંદોબસત બરોબર થઈ ચુકયો. તે નાપાક એબલીસ ધારેલે વખતે પોતાનું સેતાન કામ કરવા આવી પોંહોચયો. હોસનબાનુના મેહેલમાં ધુસી સરવ અસબાબ, જરઝવેર, હીરા, મોતી, માણેક, યાકુત, સોનું, રૂપું વગેરેના ગાંસડા બાંધી જેવો તે સેતાનની ખસલતનો પવીતર સાધુ! બહાર નીકલયો તેવાજ સરવ સીપાઈઓ તેની આસપાસ ફરી વલયા, અને તેના ચાલીસ ચેલાઓને પણ બાંધી રાતોરાત બંદીખાને બેહેસતના બીછાનામાં આરામ કરવા મોકલી દીધા. સહવારના જયારે દરબાર ભરાઈ, અને માહરૂશાહ (હોસનબાનુ) બાદશાહની રૂબરૂ આવી ઉભો, તયારે બાદશાહે ઘણાજ વહાલથી તેને પોતાની પાસ બેસાડયો, અને અતયંત હેતથી પુછવા લાગો કે ઓ મારાં જીગર, આજ રાત્રે તારા મેહેલમાં ચોરો ચોરી કરવા આવ્યા હતા, તેનો સરવ અહેવાલ મેં આપણા વડા વજીર પાસથીસમજયોછે. તું ખાતર જમા રાખ, કે એ ચોરોને હું કેવી શીક્ષા કરૂંછું. એટલું બોલી શેહેરના મુખીને હોકમ કીધો કે, સઘલા ચોરોને લાવો દરબારમાં હાજર કરો. ચોરોને તપાસતાં સઘળાઓના ચેહેરા જોઈ શાહની અજાયબીનો તો પારજ રહયો નહીં. પોતાનાજ ધર્મગુરૂને આવી ફેજે પોંહોચેલો જોઈ તેને ઘણુંજ ખરાબ લાગયું. પણ જયારે પોતાના વહાલા મીતર બરઝખ સોદાગરની છોકરી હોસનબાનુ વીશે તેને યાદ આવયું, તયારે તેની દલગીરીનો તેમજ પસ્તા-

વાનો પાર રહયો નહી. તપાસ પુરી થયા પછી તેને સઘળાઓને ફાંસીની ટેપ મારી, તેજ વખતે હોસનબાનું પોતાના ખરા લેબાસમાં રાજાની સનમુખ ઉભી રહી. હવે બાદશાહની ખુશીનું બયાન કયા કવીથી થઈ શકે? તરતજ તેણે ભર દરબારમાં તેણીને જે ગેરઈનસાફ કીધો હતો તે વીશે દરગુજર ચાહી. હોસનબાનુ તખતને બુસો દઈ બોલી કે ઓ મેહેરબાન બાપ, જે મારા નસીબમાં બનવાનુ હતું તે બન્યું. હવે હું ખરી પડી એટલું જાણી મને ઘણોજ સંતોષ ઉપજયો છે. બાદશાહે હોસનબાનુને ઘણોએક ખજાનો બખશાયો, અને થોડા દીવસ રહી તેણીને શેહેર તરફ વીદાય કીધી. જતી વખતે હોસનબાનુએ બાદશાહને ઘણીજ આજેજી કીધી કે તમારા મુબારક પગલાંથી મારાં શેહેરને પવીત્ર કરો. તે અરજ શાહે કબુલ રાખી, અને પછી થોડે દીવસે હોસનબાનુના શેહેર તરફ કુચ કીધી.

જે વખતે હોસનબાનુએ બાદશાહના આવ્યાની વાત સાંભલી, તેજ વખતે તેને એસતેકબાલ લેવા ગઈ, અને મોટું માન તથા આબરૂ આપી તેને માટે એક મેહેલ તૈયાર કરાવ્યો હતો તેમાં લાવી જરઝવેરથી સણગારેલા તખત પર બેસાડયો. પછી બીજા યાકુતથી ભરેલા બે મોર અને બીસોઆર ખજાનો લાવી તેના પગ આગલ મુકયો. બાદશાહે તે ખુશીથી કબુલ કીધો, અને હોસનબાનુ પર ઘણીએક દુવા વરસાવી. તે પછી બાદશાહને પેલા જરથી ભરેલા કુવા દેખાડી અરજ કીધો, કે તમો નામવરના ખજાનામાં આ ખજાનો મોકલવાનો મને હુકમ આપવો. ત્યારે બાદશાહે તેમ કરવાને વજીરને તથા વડા ખજાનચીને હોકમ કીધો. વજીર તથા ખજાનચી તરત ઉઠી કુવા પાસ આવયા. હોસનબાનુએ તેઓને તે અજુબ ભંડાર દેખાડયો. પણ જેવા તેઓ તે ખાલી કરવા ગયા કે તેઓ જોયે શું! સઘલા કુવા સાપ અને અઝદાથી ભરપુર દેખાયા. હવે તેઓનો અચરતીનો પાર રહયો નહી. તેઓએ બાદશાહ આગલ આવી તમામ હકીકત કહી. હોસનબાનુનો ચેહેરો આ સાંભલતાંવાર ઝરદ થઈ ગયો. પણ બાદશાહે ધીરજથી ઉતર દીધો કે ઓ મારા નેક ફરજંદ એ ખજાનો તારાંજ ભાગયનો છે, માટે તે તનેજ મુબારક થજો. એનો ઉપર મારો હક બીલકુલ નથી. જે તમાંમ ધન

તને જડયુંછે, તે તારૂંજ છે. હોસનબાનુંએ નમીને બાદશાહને એલતેમાસ કીધી કે હું એવું ઇચ્છુછું કે આ જગયાએ એક શેહેર વસાવું, અને આ સઘલી માલ મતા ખોદાની રાહમાં યાને સખાવતમાં ખરચું. બાદશાહે કહયું કે જયાંબી હો ત્યાં તું મારૂંજ ફરજંદ છે; અને હું એક વખત કહી ચુકયો છું કે આ ભંડારો તારા છે, માટે તને જેમ ગમે તેમ ખરચવાને તું મુખતયાર છે. પછી બાદશાહ પોતાના શેહેરમાં જવાને તૈયાર થયો, ત્યારે હોસનબાનુએ રહેવાને માટે તેને ઘણીજ બોહોંસ કીધી. પણ તેને ઘણુંજ અગતયનું કામ હોવાથી તે તેની અરજ મંજુર કરી શકયો નહીં. શેહેરમાં જવા પછી તેણે પોતાના વીસવાસુ માણસોને હોસનબાનુના મેહેલની ચોકસીને માટે મોકલ્યાં. હોસનબાનુએ પોતાના શેહેરમાં એક ઘણુંજ મોટું મુસાફરખાનું બંધાવ્યુ, અને પોતાના માણસોને એવો હોકમ કીધો કે જેબી મુસાફર આવે તેને પ્રથમ ખાનું ખવડાવી પછી રાહનો ખરચ આપી વીદાય કરતી વખતે મારી પાસ લાવવો. દરએક મુસાફર સંગાત એ મુજબ કરવામાં આવતું. થોડા દીવસમાં મુસાફરોએ હોસનબાનુનું નેક નામ ગામે ગામ, શેહેરે શેહેર, અને મુલકે મુલક ફેલાવી નાખયું. તે સાથે તેણીના રાખેલાં માણસોની પાક દીઆનત અને મેહેનતની એટલી તો તારીફ થઈ કે કંઈ બોલ્યાની વાત નહીં. તેઓ પોતાની નોકરી એવી નીમકહલાલીથી બજાવતા કે સઘલા મુસાફરો—ગરીબ યા તવંગર, સોદાગર યા ફકીર—તેમની અતી સારી વરતણુકથી ઘણાજ ખુશી થઈ જતા, અને આથી હોસનબાનુની કીરતી એટલી તો વધતી ગઈ કે પુર્વથી પશ્ચીમ સુધી અને ઉતરથી દક્ષીણ સુધી તેણીનું નામ મશાહુર થઈ ગયું.

---

## શાહજાદા મુનીરસામીનો અહેવાલ.

---

જમાને પીશીનમાં ખારાઝમ શેહેરનો એક બાદશાહ ખુરશેદ રૂપનો એક બેટો દરાવતો હતો તેનું નામ મુનીરસામી હતું. તે એટલો તો ખુબસુરત હતો કે લોકો તેને જોઈ અંજાઈ જતાં હતાં. જ્યારે હોસનબા-

નુના સખી દીલ તથા ખુબસુરતીના શરોદ તેણે સાંભલ્યા, ત્યારે તેણીને જોવાની તેને ઘણી ઉમેદ પેદા થઈ. ત્યારપછી તેણે એક ચીતારાને બોલાવી હોસનબાનુની તસવીર ચીતરાવવાનો વીચાર કીધો. પણ શી રીતે? કારણકે તેણે સાંભલ્યું હતું કે હોસનબાનુ કોઇને પોતાનું મોહ દેખાડતી નથી. તેણે એક ચીતારાને હોકમ કીધો કે કોઈપણ પ્રકારે હોસનબાનુના શેહેરમાં જઈ તેણીની તસવોર ચીતારી લાવવી. ચીતારાએ કબુલ કીધું, ને તરતજ તે હોસનબાનુના શેહેરમાં ગયો. તેવાંજ તેણીના માણસો રસમ પ્રમાણે તેને નહવડાવી ખવડાવી તેણીની પાસ લાવયાં. હોસનબાનુએ ખબર અંતર પુછી રસતાનો ખરચ આપી વીદાય કરવા ચાહયું. ત્યારે પેલા ચીતારાએ ના કહી, અને પોતે નોકરીનો ઘણો ઉમેદવાર છે એમ જાહેર કીધું. તયારે હોસનબાનુએ પુછયું કે તું શું હુનર જાણે છે? તેણે જવાબ દીધો કે હું વાદલાંમાંથી ચાંદ તથા સુરજની તસવીર લઈ શકુંછું. પછી તેણીએ તેને પોતાની નોકરીમાં રાખ્યો. એક દીવસે પોતાની સબી ચીત્રાવવાનો વીચાર કરી તે ચીતારાને બોલાવી પોતાની ઈચ્છા જણાવી. તેણી બોલીકે તું શી રીતે મને જોયા વગર મારી તસવીર પાડી શકશે. તેણે ઉતર દીધો કે તમો નામદાર ફકત અગાસીપર ઉભાં રહો અને છેક નીચે પાણીથી ભરેલું એક મોટું વાસણ મુકાવો. પછી તમો ઉપરથી નીચે જુઓ, એટલે તમારો ઓળો પાણીમાં પડશે. પછી હું તમારી સબી તરતજ ઉતારી લઈશ. સરવે ચીજો તૈયાર કીધા પછી પેલા ચીતારાએ હોસનબાનુની તસવીર ઉતારી લીધી, અને પછી પોતાના રહેવાના મુકામપર જઈ બીજી એક નકલ કરી હોસનબાનુ આગલ લાવ્યો, અને પેહેલી જે અસલ ને સરસ હતી તે શાહજાદા મુનીરસામીને માટે રાખી. થોડાક દહાડા પછી તે તેણીની આગળ આવી બોલયો કે, ઓ નામવર બાનુ! મને મારાં છોકરાં બચ્ચાં પાસ જવાની ઈચ્છા થઈ છે, માટે રજા હોય તો તેમ કરી સેહેજ દહાડામાં પાછો ફરૂં. હોસનબાનુએ રજા આપી એટલે પોતાના શેહેરમાં આવ્યો, અને પેલી તસવીર મુનીરસામીને આપી. તે જોતાંજ તે બેહોશ થઇ ગયો, અને પાછો શુધીમાં આવતાંજ એવો ઠેડાવ કીધો કે મધરાતને સમે મારા બાપને કહયા વગર જતો રહું, અને આ હોસનબાનુ સાથ નેકા કરૂં તોજ મારા શેહેરમાં

તસવીર ૩ ૭.

## મુનીરશામી હુશનબાનુની તસવીર જોઈ બેહોશ થયો.



પાછો ફરૂં, નહીં તો જંગલે જંગલ ભટકી મારી જીંદગી ખતમ કરૂં. તેને કંઈ પણ જરઝવેર, માલ અસબાબ, ચાકર નફર, લીધા વગર શેહેરમાંથી ચાલવા માંડ્યું, અને હોસનબાનુના શેહેર તરફનો રસતો લીધો. આખરે શાહઆબાદ તરફ આવી પોહોંચ્યો. શેહેરમાં જઈ ધરમશાળામાં ઉતારો કીધો. ત્યાંના ચાકરો રેવાજ પ્રમાણે ખાનું લાવ્યા, જે તેણે ઘણુંજ થોડું ખાધું. પછી રસતાનો ખરચ આપવા માંડ્યો, જે તેણે લીધો નહીં; તેઓએ ઘણુંબી સમજાવ્યો, પણ તે એકનો બે થયો નહીં. અંતે હોસનબાનુના માણસોએ જઈ તેણીને ખબર કીધી કે એક મુસાફર આવ્યો છે જે ખાનું પણ ખાતો નથી, અને રસતાનો ખરચ પણ લેતો નથી. તેણીએ મુનીરસામી શાહજાદાને બોલાવી મંગાવ્યો, અને તે બોલી કે તું શું કામ જર લેતો નથી, જર દરએકને તંગી અને મુશકેલીની વખતે કામ આવેછે. ત્યારે તે બોલ્યો કે હું ખારાઝમ શેહેરનો શાહાજાદો છું, અને મને પઈસાની દરકાર કે ગરજ નથી. ત્યારે હોસનબાનુ બોલી કે જો એમજ છે તો તું ફકીરના લેબાસે શું કામ આવ્યો છે? મુનીરસામીએ જવાબ દીધો કે તુજની બેમીશાલ તસવીરે મને દીવાનો કીધો છે, તારો ચેહેરો જોવાને ઘણોજ ઉમેદવાર છું. હવે તુંને જે ગમે તે કર. હોસનબાનુંએ વીચાર કરી જવાબ દીધો કે ઓ નેકબખત શાહજાદા આ ખ્યાલથી તું દુર રહે. અગર તું પવન થઈને પણ આવે તોપણ મારો એક બાલબી જોવા પાંમવાનો નથી. મુનીરસામી બોલ્યો કે એક વાર આ મારી જાનની દરકાર નહીં કરીશ પણ તું પ્યારીનાં દીદાર જોવાથી પાછો નહીં હતીશ. હોસનબાનુ દલગીર ચેહેરે બોલી કે અગરજો તુંએ પક્કો હેડાવજ કરયો છે તો એક વાર આ મારી શરતો છે તે તું બજા લાવ પછી મને તારીજ મોહોરદાર તરીકે ગણ. લેકીન જો તે શરતો પાળવામાં તું પછાત પડે તો પછી મારો વીચાર તારા મનમાંથી કહાડી નાખી તારાં માત પીતાને ઘર જઈ આનંદમાં દીવસ ગુજાર. શાહજાદાએ જવાબ દીધો કે તેમ કરવા હું કબુલ છું. પછી હોસનબાનુએ કહ્યું કે મારી પાસ સાત સવાલ છે તેના જવાબ તું લાવ. પેહેલો સવાલ એ જે, એક વાર જોયું, ને બીજી વાર જોવાની ઉમેદ છે. આ સવાલનો જવાબ લાવ કે તે ક્યાં છે, અને ક્યો શખસ છે, અને તેણે શું જોયું

છે, કે આ પ્રમાણે બોલ્યા કરે છે. જયારે આ સવાલનો જવાબ લાવશે કે બીજા સવાલથી તુને જાણીતો કરીશ.

પછી મુનીરસામીએ ખાનું લીધું તથા રસતાની ખરચી લઇ પેહલા સવાલની શોધમાં જવા માગયું. હોસનબાનુ બોલી કે હું તારી રાહ કયાં સુધી જોઉં? મુનીરસામી બોલ્યો કે એક વરસ સુધીમાં આવી પુગુંછું. એમ કહી દલગીર ચેહેરે રજા લઈ નીચે ઉતરયો, અને જંગલ તરફ ચાલવા માંડ્યું. કોઈ જંગલમાં જઈને કદી હસતો અને કદી પાહાડ સાથે માથું મારીને રડતો પણ પોતાનું કદમ આગલજ ધરતો જતો. એજ પ્રમાણે ઘણાક શાહજાદા તેણી સાથ પરણવાની ઉમેદમાં રખડી રજડી મારયા ગયા. આખર મુનીરસામી તેની તશવીર બગલમાં રાખી જંગલે જંગલ ફરતો હતો પણ કોઈ રીતે ઉમેદ પાર પડી નહીં. એતેફાકે ફરતાં ફરતાં એક દહાડે એમનની પાસેના એક જંગલમાં જઈ પુગો અને એક ઝાહાડ હેઠે બેશીને આકાશ જોઈ જારબેજાર રડવા લાગો; હાતમબી તે દાહાડે તે જંગલમાં શીકાર રમવા આવી પુગો હતો—એટલાંમાં એક અવાજ દરદ ભરેલો તેનાં કાન ઉપર આવ્યો. તેણે પોતાનાં આદમીઓને કહયું કે આએ અવાજની ખબર લાવો, અને જોવો કે આએ જંગલમાં એવો શેતમ રશીદા કોણ છે કે આએ રીતે ફોકેફોક રડેછે. કેટલાંક આદમીઓ શોધ માટે દોડયાં અને આવીને અરજ કીધી જે સાહેબ, એક સખશ નોજવાંન ખુબશુરત ફકીર જેવો એક મોહોટાં ઝાહાડ તળે બેસીને રડેછે; નથી આંખ ઉઘાડતો કે નથી કોઈ સાથે કાંઇ બોલતો. એ વાત સાંભળતાંજ હાતમ પોતે એકલો તે તરફ આવીને ચુપકીદો ઉભો, ને દુરથી તમાશો જોવા લાગો. તે બેખબર રડી રડી હાએ મારતો હતો અને પોતાના જીગરનાં કટકા કરતો હતો. એવી હાલત જોતાંજ હાતમ બેતાબ થઈ ગયો અને આંખમાં આંશુ લાવી પોતાનાં મનમાં કેહવા લાગો જે—ખોદાએ એનાં ઉપર આ શું હાદેશો પાડીયો છે જે એનો આવો એહવાલ થયો! વાંચનાર, હાતમના જેવા ઉદાર દીલનો કોઈ પણ સખશ તને આ દુનીયાંમાં નજર આવ્યો છે? આખરે હાતમ ઘોડાપરથી ઉતરયો ને તેનાં માથાં આગલ જઈને ઉભો રહયો અને રેહેમથી પુછવા લાગો જે ઓ ખુબશુરત જવાંન!

તારીપર હેત્રી શું મુશીબત પડીચ જે તારી આએ જબુન હાલત થઈ છે. આ રેહમ ભરેલો આવાજ સાંભલી તેણે માથું ઉચકીને જોયું તો એક નો-જુવાંન આફતાબની પેશાંનીનો, સરોવરનાં કદનો, કશતુરીનાં જુલફાંનો, પાદશાહી લેબાશ પેહેરેલો સખસ શવાલ પુછેછે. ત્યારે તે બેઅખતી-યાર બોલ્યો કે, એ ભાઈ શું કહું મારાં દુ:ખની વાત ; મારી ઉપર એવી મુસીબત આવી પડી છે, જે કોઈથી ટળે એમ નથી. તારા જેવા હજારો માણસો મારી પાસ આવી ગયા પણ કોઈએ મારાં દુ:ખની વાત સાંભળી તેમાંથી મને ઉગાડવાનો રસતો દેખાડ્યો નથી! સરવે કોઈ આવી ચાલી ગયા છે. હાતમે કહયું જે તું ખાતરજમા રાખી મહને કહે, કાં-યકે મેં ખોદાની રાહ ઉપર કમર બાંધી છે, તેથી તારૂંબી કામ કરવામાં કશી કશુર નહીં કરશ. અગર દોલત દુનીયાંની તુંને દરકાર હોએ તો હમણાંજ લે—અગર કોઈ દુશમન તુંને સતાવતો હોએતો તું તેને મારી સાંમે બોલાવ, હું તેને મારશ યા હું મરશ. અગર કોઈ માશુકને મલ-વાની આરજુ રાખતો હોય તો તે વગર કોશેશ કરવે નથી મલનાર તેથી તેની તદબીર કરશ. ખોદાના ફજલથી તેની સાથે તારો મેલાપ કરી આપશ. અગર મારાં માથાંની તુંને તલબ હોએ તો તેબી હાજર છે. મુનીરસામીએ જયારે એવી વાતો સાંભળી ત્યારે આફરીન અને શાબાશ કરીને દુવા કીધી અને કહયુ કે—ઓ નામદાર જવાન ! તું સલાંમત રે-હેજે કે મજ જેવા નાચારોને દીલાશો ને મદદ આપેછે. એમ કહીને તશવીર પોતાની બગલમાંથી કાહાડીને તેને દેખાડીને પુછયું કે "હવે તુંજ કેહે કે એને વગર જોવે હું કેમ જીવું, અને પોતાનો હાલ હેવો કેમ નહી કરૂં?" હાતમે જ્યારે તશવીર જોઈ ત્યારે અચરત થઈ કેહેવા લાગો કે તારી વાત બેશક ખરી છે પણ એટલો બેચેન ના થા, થોડી સબર કર અને તારી ખાતર જમે રાખ અને ખોદા ઉપર ધયાન લગાડ અને નાઉમેદ ના થા. હુંબી તારા કામમાં કશુર નહીં કરશ. જ્યાં શુધી તુંને તારી માશુક સાથે નહીં મેલવું ત્યાં શુધી તારી સંગત નહીં મેલું; એ પ્રમા-ણે મુનીરસામીને હાતમે ઘણો સમજાવી, ખાતરી કરી પોતાના એમન શેહેરમાં લઈ ગયો; ત્યાં તેને નહવડાવીને પોશાક બદલાવી, જીઆફ-તો આપી, નાચ રંગ દેખાડી, બે ચાર દહાડા એવીજ તરેહથી મશગુલ

રાખ્યો. ફરી એક દહાડે તેને ઉદાશ જોઈને કહયું કે ઓ સાચા આશક હમણા હું તારી મતલબની તલાશ કરવાને કોશેશની કમર બાંધું છું. શાહાજાદાએ કહયું કે મારાં કામનો છેડો નથી તેથી હું નહીં ચાહાતો કે તું અયશ અશરત મુકે, અને પોતાને મેહેનત તશદીમાં નાંખે. હાતમ બોલ્યો કે કદાચ તું નહીં ચાહાતો તો ના ચાહ પણ હું પોતાના શુખનને નીભાવી તુંને તાહારી મેહેબુબથી અગર જીવતો રેહવશ તો બેશક મેલવશ. આખર પોતાના અમીરોને એકઠા કરીને ફરમાવ્યું કે, જે તરેહથી મુસાફરોને જગો, ભુખાને ખાંણું, નાંગાને કપડું, મુફલેશોને ખરચ, હમણાં મારી સાંમે મલેચ તેમજ મારા આગ્યા તલગ મલતું જાએ. કોઈ એમ નહીં કેહે જે હાતમ આએ શેહેરમાં નથી. એવું તેવોને ફરમાવી પોતે મુનીરસામીની સાથે શાહાઆબાદ શેહેરનો રસતો પકડી કેટલે દહાડે ત્યાં જઈ પુગો. હોશનબાંનુના આદમીઓ જે મેહેમાનદારીપર હતા તેઓ હાતમને મેમાંશરાહમાં લઈ ગયા, ને તરેહ તરેહનું ખાંનું તેવોની સાંમે મુકયું અને રૂપીઆ મોહોરોબી ઘણી હાજર કીધી, અને ઘણી નમનતાઈથી અરજ કીધી કે, માલ ખજાનાની જેટલી દરકાર હોએ તેટલો લેવો. તેને હાતમે કહયું કે ઓ ખોદાનાં બંદાઓ હું રોટલીનો તથા જરઝવેરનો મોહોતાજ થઈને નથી આવ્યો. હકતાલાએ મનેબી ઘણું જરઝવેર આપ્યું છે અને ઘણાજ મુલકોનો સરદાર કીધોછે, પણ મારી તો ઉમેદ ઘણી મોટી છે. એ વાત સાંભળીને તે આદમીઓએ હોશનબાનુને ખબર આપી કે હાતમ નામનો એક નવો સખશ આવ્યો છે જેના કહેવા પ્રમાણે તે એક મોટો બાદશાહ છે અને જરઝવેરનો કશી રીતે મોહોતાજ નથી, પણ કહે છે કે હું ઘણીજ મોટી ઉમેદે આ શેહેરમાં શાહાજાદા મુનીરસામી સાથે આવ્યો છું, અને કંઈ ખાનગી સંદેશો લાવ્યો છું જે તમો નામદારને કહેવાને તે ચાહેછે. આ વાત સાંભળી તેણીએ તે બેહુને બોલાવી મંગાવ્યા. જ્યારે તેઓ તેની નજદીક આવી પુગા ત્યારે તેણી પરદેનશીન થઈ બેઠી અને પુછવા લાગી જે તમારો શું હેવાલ છે? હાતમે કહયું જે ઓ માહાતાબને ચેહેરેની બાનું, હું આ મારા રફીકનો અહેવાલ સાંભળી તારા શેહેરમાં આવ્યો છું, અને તારા સવાલનો જવાબ આપવા તૈયાર છું, પણ તે પેહેલાં તારો મુબારક

ચેહેરો મને દેખાડ, જેથી મને આરામ મલે, અને મારૂં કામ કરવાને મારા દીલમાં શકતી આવે. તેણીએ કહયું ઓ ખોદાનાં બંદા હું બેગાંના મરદની સાંમે કેમ આવું, અને શી તરેહથી પોતાનું દીદાર દેખાડું મગર જે કોઈ એ સાતો સવાલ પુરા કરશે તેજ નેકાહ પછી મારા દીદારના બાગમાંથી રાએતનાં ફુલ ચુંટશે. ત્યારે હાતમે કહયું કે શું સવાલ છે તે તું પોતાની મીઠી જબાનથી બયાન કર અને આએબી કોલ આપ, જે અગર તે સવાલ પુરા કરૂં તો તુંને જેને ચાહું તેને બખશું. પછી તું ફરી નહીં જાય, અને મકર નહીં કરે. હોસનબાનુંએ એ વાત કબુલ કરી મજબુત એકરાર કીધો કે જયારે હું તારો તાબેદાર થાઉં, ત્યારે તને ગમે તે કરજે, જો તારી મરજીમાં આવે તો તું મને તારી ગણજે, અગર નહીં તો કોઈ બીજાને સ્વાધીન કરજે. હાતમે કહયું જે એ વાતમાં કોઈ શાહેદી જોઈએ. પછી પોતાના વડા અકાબરોને બોલાવી તેઓની હજુર હોસનબાનુએ તેમજ હાતમે અરસપરસ કોલકરાર કીધા પછી એક દશાતરખાંન સારો બીછાવી તરેહ તરેહનું ખાનું ખવાડી થોડી ઘણી રસ્તા ખરચી આપી રૂખશાતની વખતે કહયું કે "ઓ હાતમ પેહેલો **સવાલ એ છે જે એક વાર જોયું ને બીજી વાર જોવાની ઉમેદ છે.** એની ખબર લાવ, જે તે કોણ છે, અને કયાં છે, અને તેણે એવું શું જોયું છે, કે ફરી જોવાની તે આરજુ રાખે છે. પેહેલાં એ સવાલ પુરો કરી ફરી બીજાની ફીકર કર. પછી હાતમે કહયું કે આ મારા બેરાદરને તું તારાં શેહેરમાંજ રાખજે, અને જયાં સુધી હું પાછો આવું ત્યાં સુધી તું એની ખબર અંતર પુછયા કરજે. તે વાત હોસનબાનુએ કબુલ કીધી, અને બોલી કે કદી આખી ઉમર સુધી જો એ મારા શેહેરમાં રહેશે તો શું થવાનું છે. દરરોજ એને ખાધા સીવાય ચાર સોનાના સીક્કા બીજા ખરચને માટે મલયા જશે. આ સાંભળી ખુશી થઈ હાતમે મુનીરસામીને ધરમશાળામાં મુકી પેહેલા સવાલનો તેહેકીક કરવા જંગલનો રસતો લીધો.

# હાતમ પેહેલો સવાલ બજા લાવ્યો તે વીશે.

હવે હાતમે જયારે જંગલ તરફનો રસતો લીધો, ત્યારે પોતાના મનમાં બોલવા લાગ્યો કે હું કયાં જાઉં, અને એ વીશે કોણને પુછું, પણ કશી ચીંતા નહી. એ કામ મેં મારે માટે ઉઠાવયું નથી, પણ ખોદાના બંદાને માટે ઉઠાવ્યું છે, માટે તેજ બારેહકતાલા મને સીધે રાહે લઈ જશે. એમ ધારી ચાલતો ચાલતો એક એવાં જંગલમાં આવી પુગો કે જેમાં એક પણ પરંડાની નીશાની માલમ પડી નહીં. એટલામાં શું જોએચ કે એક વરૂ જે નજદીક હતું તે એક હરણીને પકડી ફાશ તોરીને ખાઈ જવાની તૈયારીમાં હતું. એવી બેકશીમાં જયારે તેણે તે હરણીને જોઈ ત્યારે જલદી જઈને એક પોકાર મારયો જે "ઓ જાલમ શું કરેચ, ખબરદાર આએ ગરીબ બચરવાલ છે; હેની છાતીમાંથી દુધ વેહેચ;" એ વાત સાંભળી વરૂ બીધો ને ઉભા રહીને કેહેવા લાગો જે શું તું હાતમ છે જે એવા વખતમાં તું તેની આરે આવ્યો ? હાતમે તેને કહયું કે તેં કેમ જાંણીયું. તેણે કહયું મેં તારી હીંમત તથા મેહેરબાંનીથી પીછાનીયું, સઉને માલમ છે જે તું હરકોઈનાં હકમાં એહેશાંન કરેચ. પણ તેં મારો શેકાર આજે માહરાં મોંમાંથી કેમ છોરાવ્યો. ત્યારે હાતમે કહયું જે તું શું ચાહેચ. તેણે કહયું જે માહારો ખોરાક ગોશનો છે તેથી જો તે મલે તો ખાઉં. હાતમે કહયું સારૂં. માહારાં બદનમાંથી જયાંથી ગોશ ચાહે ત્યાંથી કાપી ખા, અને તારૂં પેટ ભરીને ચાલ્યો જા. તેણે કહયું જે કુલાંનું ગોશ વગર હાડકાંનું છે, અગર તમો મને તે આપો તો હું સારી પેઠે ચાખશ, અને તમુને દુવા કરશ. હાતમે તેજ ઘડીએ ખંજર કમરથી ખેંચીયું અને પોતાનાં કુલાંમાંથી એક મોટું બોટું કાપીને તેનો આગલ નાંખીયું. તેણે તે ગોશ ખાઈ આરોશ થઈ કહયું જે ઓ હાતમ એવી શું તારી પર મુશીબત પડીચ જે તેં એમન શેહેરને મુકયું અને હાવી તશદી ઉઠાવીને આ ખુંખાર જંગલમાં આવી પડયો છે? ત્યારે હાતમે જવાબ દીધો જે મુનીરસામી હોશનબાનુપર આશક થયો છે અને હોશનબાનુ સાત સવાલ રાખેછે જે કોઈ તેને પુરા કરશે તેને તે કબુલ કરશે. તેથી મેં ખોદાને વાસતે એ કામ ઉપર કમર બાંધીછે.

પેહેલો સવાલ તેહેનો એ છે જે--**એક સખશ કેહેછે કે એક વાર જોયું તે બીજી વાર જોવાની ઉમેદ છે.** હુ નહુતા જાણતો કે તે મકાન કાંહાંછે, અને તે સખશ કોણ છે, અને તેણે એવું શું જોયુંછે, કે જેને જોવાની ફરી આરજુ રાખેછ. પણ ખોદા ઉપર ધેઆંન લગાડી જંગલમાં ચાલ્યો જાઉંચ કે તેની શોધ કેહેથીબો મલશે. આ વાત સાંભળીને તે વરૂએ કહયું જે—ઓ જવાન હું તે ઠેકાણું જાણુંછું. અકશર બુજરગોની જુબાંનથી તેનો પતો મલ્યોછે; તેનુ નામ દશત હુવેદા કરીને કેહેછે ત્યાં જે જાયછે તે આખો દહાડો ફરેછે. અને એજ અવાજ સાંભળેછે. હાતમે કહ્યું જે તે દશત કાંહાંછે? વરૂ બોલ્યો જે હયાંથી થોડે દુર જતાં બે રસતા મલશે. તેમાંથી તું દાભા હાથનાં રસનાને છોડીને સીધા રસતાપર ચાલ્યો જજે, એકીન છે જે તાંહાંજ પોંહોંચશે અને પોતાની મુરાદને હાંશલ કરશે. તે હરણી તથા વરૂ બને, હાતમના સખી દીલની તપાસને માટે આવ્યાં હતાં. તેઓ બને તેને દુવા દઈ પોતાને રસતે ચાલયાં ગયાં. હાતમ બે ચાર પગલાં આગલ ચાલ્યો હશે, પણ દરદનાં સબબથી પગ ધ્રુજવા લાગો. નાચારે એક ઝાડની નીચે પડીને તે તડફડવા લાગો. તે એક દોહોલાની રેહેવાની જગો હતી જે પોતાની માંદા સાથ ખોરાકીની તલ્લાશને સારૂ ગયલો હતો. બે ચાર ઘડી પછી તે બાહાર આવ્યાં અને હાતમને પોતાની જગો ઉપર તરફડતો જોયો. માદાએ તેને કહયુ જે આએ આદમજાત કાંહાંથી આવ્યોછે. હમણા એ જગાને છોડવી જોઈએ, કાંએજે મશાહુર છે જે આદમને હેવાંનથી શું નીશબત. કોલાંએ કહુંજે ઓ માદા કદાચ એ ખુબસુરત જવાંન હાતમ હશે, અને દશત હુવેદાંની ખબર લેવા જતો હશે. હમણાં કુંલાના દરદથી એ ઝાહાડ તળે પડયોછે અને તફરીને જીવ આપેચ. તેણે કહયું કે હાતમ કોણ છે? તેણે જવાબ દીધો જે એ એમનનો પાદશાહ અને ખોદાનો એક ખાસ બંદો છે અને એને હજી ઘણાક પરમારથના કામો કરવાના છે. મેં માહરા બુજરોગોની જુબાંથી સાંભલ્યું હતું જે ફુલાને દહાડે આએ જગાએ હાતમનું આવવું થશે, અને આએ ઝાહાડ તળે દુઃખ ખેંચશે તે દહાડો એજ છે.

તેણે કહયું કે આજે પાસેના જંગલમાં એક હરણી બચરવાલ ચરતી હતી— ઉપર એક વરૂએ હુમલો કીધો. તેને પોતાનાં કુલાંનુ ગોશ આપીને તે વરૂનાં હાથથી તે હરણીને છોડવીને પોતાની ઉપર આએ મુશીબત લીધી. તે માદા બોલી કે તે પરવરદેગારે ઈનસાનને બધાં જાનવરોમાં સઉથી મોટો દરજજો આપેયોછે, પણ હાતમ તે સધળાં માનવીઓમાં શ્રેષ્ટ છે. નર બોલ્યો કે, એ સખાવતબી એટલી રાખેછે જે પોતાનું ગોશ આપીને બીજાનો જાંન બચાવ્યો. જ્યારે એટલી ખુબી તેની માદાએ સાંભળી ત્યારે કહયું જે હાવા જખમથી કેમ કરીને આટલો દુર જશે. કોલાંએ કહયું જે અગર પરીરૂનાં માથનું ભેજું આએ જખમપર લગાડે તો વાત કરતાં સારૂ થાએ, પણ એ ઘણું મુશકેલ છે. શા સારૂં કે તે એક જાનવર છે જે દશતે માઝનદરાનમાં છે. તેનું આંગ મોરની મીશાલે છે ને માથું આદમીનાં જેવું છે! જે કોઈ તેની પાશે જાએછે ને સરબત પાએછે ત્યારે તે મશત થઈને નાચી તમાશો દેખાડેછે. એ સાંભળીને માંદા બોલી કે એવું કોણ આદમી છે કે તેનું માથું કાપી લાવે ને હાતમને સારૂ કરે. તેણે કહયું જે અગર તું સાત દહાડાને દહાડો કરીને નહી સમજે અને રાતને રાત નહીં જાંને— અને નહીં ખાએ, નહીં પીએ અને આઠે પોહોર હાતમની ખબરમાંજ રેહે તો હું જાઉ ને તે જાનવરનું માથું તોડી લાઉં. ત્યારે તેને કહીઉ કે એથી શું બેહેતર છે જે ઈનસાંનપર એહવાંનનું એહશાંન થાએ. આખર નર પોતાની માદાને હાતમની નજદીક મુકી "પરીરૂ" જાનવરનું મસતક લેવા ગયો. તે માઝનદરાંનમાં દાખલ થયો. ત્યાં એક ઝાહાડ નીચે પરીરૂને શુતેલું દીઠું, તેની નજદીક જઈને તેનું માથું હેવા જોરથી તાંણીયું કે તે જુદું પડયું જે લઈને પોતાના મુકામ ઉપર આવી પુગો. માંદાબી હાતમની ખબરદારીમાં એવી તઈયાર હતી કે તે આવ્યો ત્યાં સુધી એક ચલીનાં બચાંનેબી તેની આગળ આવવા દીધું નહીં, અને રાત દીન તેની સુવાની જગાની આગલ બેશીને જાગતી રેહી. હાતમબી સુતો સુતો તેહની મેહેનત જોતો હતો, એટલાંમાં કોલાંએ પરીરૂ જાનવરનું માથું લાવીને માદાની આગલ મુકયું. તેણે તે માથું ભાંજયું અને ભેજું લઈને હાતમના કુલાં પર લગડીયું, તેથી તે જખમ તુરત ભરાઈ આવ્યો,

અને દરદ જતું રહયું! પછી હાતમ ઉઠી ઉભો થઈ, તેની તરફ જઈને કે-હવા લાગોકે, એ હેવાન તેં મારીપર મોટું હેશાંન કીધું, પણ તેં સારૂં નહી કીધું, કે મારે સારૂં એક જાનવરનો જાન લીધો, એનો અજાબ માહરી પર થશે. હું ખોદાને શું મોહોડું દેખાડીશ? કારણકે જે માણસ પોતાના સુખને માટે બીજાં પરાંણીનો જાન લે, તે માણસ હરગેજ મોટું કહેવાય નહીં. મોટો માણસ તો તેજ કહેવાય, જે પોતાના તનને આઝાબ આપી બીજાંને સુખી કરવાને કોશેશ કરે. પઈસાથી કંઈ મોટો માણસ કહેવાય નહીં. જેમકે ફારસીમાં કહયુંછે કે:--

ફારસી--તવંગરી બેદેલસત--ન બેમાલ;
બોઝોરગી બે અકલસત--ન બેસાલ.

**યાને** એક માણસની તવંગરી તેના દિલની અંદર સમાયલી છે, પણ તેના પઈસામાં સમાયલી નથી. કારણકે માણસ ગમે એટલો તવંગર યાને પઈસે ભરપુર હોય, પણ જો સખાવત તરફ તેનું દીલ ન હોય તો, તેનું ધન શા કામનું? તેમજ એક માણસની બુઝોરગી તેની અકલમાં સમાયલી છે, પણ તેના વરસમાં સમાયલી નથી. કારણકે, એક માણસ ન્હાની ઉમરે એટલો તો અકલવાલો હોયછે કે, ડાહ્યા બુઢા પુરૂષોની મા-ફક પોતાના વીચાર જણાવેછે, અને એક માણસ ઉમરે મોટો હોય, પણ અકલનો દુશમન હોય તો તેના વરસ કયે ઠેકાણે અને કેવી રીતે ગુમા-વ્યાં, તે એક સાધારણ માણસ પણ તેના બોલો પરથી કહી શકે!

એ વાત સાંભળીને તેણે કહીયું કે એ ગુનાહ માહરી ગરદન પર છે. તું કંઈ અંદેશો ના કર, કાંએકે હમે પણ પોતાના ખાલેકને જાણીએ છીએ. હેવી વાતચીતમાં હતા, એટલામાં હાતમે કહયું અગર તમે મારી પર એહેશાન કીધુછે તો કાંઈ મનેબી ફરમાવો. હુંબી તે બજા લાઊં અને તમારા ઉપકારનો વાજબી બદલો આપું. કોહોલું બોલ્યું કે એ દલેર મરદ આએ જંગલની પાસે કફતારા રહેછે તે હમારાં બચ્ચાં વરશો વરશ ખાઈ જાએછે. હમારો એટલો કાબુ નથી ચાલતો કે તેવોને મા-રીને પોતાના બચ્ચાંઓને બચાવીયે. અગર તું તેઓને મારી હમારે મા-થેથી એ આફત ટાલે, તો ઘણુ એહશાંન કરશે. બલકે વગર પૈસે

વેચાતાં લીધાં એમ કહેવાશે. હાતમે કહયું કે તમો તેઓની જગા મને દેખાડો હું મારી હીંમત પ્રમાણે કશી કશુર નહીં કરીશ. તે મકાન ત્યાંથી છ કોશ પર હતું, તે હાતમને લેઇને ત્યાં તેને દેખાડી પોતે એક ઝાડમાં સનતાઈ ગયો. હાતમ આગલ જઈ તે જગો ખાલી જોઇને બેઠો, તેટલાંમાં એક જોડું આવ્યું, તે શું જોએછે કે એક આદમી તે જગાપર બેઠોછે; એ વાતને સમજીને બેહુ આગલ વધીને કેહવા લાગાં જે ઓ સખશ એ જગો તારી નથી, કે તું હયાં અમીર થઇને બેઠોછે. તું અકલવાલો આદમી થઈ પારકી જગાનો ધણી થવા માગેછે, તે તને લાયક છે? જાણતો નથી કે પર પુરૂષના મંદીરમાં તેની આજ્ઞા વીના જવું એ મહા પાપ છે. માટે જો પોતાનું ભલું ચાહે તો ઉલટા પગે ફરી જા, નહીં તો હમણાં બોટી બોટી કરી નાંખશું. તેણે કહયું કે ઓ નાદાનો શું કામ આવા બોલો બોલી પોતાને ગુનાહમાં નાખો છો. તમારી જગયા છે તો તમનેજ મુબારક હોજો. હું કંઇ એ જગયાનો ધણી થવા આવ્યો નથી. પણ તમારાં ભલાંને માટેજ આવ્યોછું. મારેથી શું કામ એટલાં બીવોછો? સુખેથી આરામ કરો. કફતારોએ કહયું કે આદમીને મુરવત સાથે શું ગરજ છે. તું તારે રસતે ચાલ્યો જા, નહીં તો દુઃખ પામશે, અને મારીયો જશે. હાતમે કહયું કે ઓ હેવાંન ખોદાને વાસતે જેવો પોતાનાં જાંનને જાંણો છો, તેમ બીજાંનોબી જાંણો. જેવાં તમને તમારાં બચ્ચાં વહાલાં છે, તેવાંજ સઉનાં છે. જેમ તમારો જાન અમુલય છે, તેમ બીજાંઓનો પણ છે. કફતારોએ કહયું ઓ જવાંન, શું તું કોલાંનો હીમાએતી થઇને હમારી સાથે લડવા આવ્યોછે? હાતમે જવાબ દીધો કે હું તેઓનો હીમાએતી બની નથી આવ્યો, બલકે હું આજેજી કરૂં છું કે, તમે તેનાં બચ્ચાંને ખાવાથી તોબા કરો, અને ખોદાનાં ગજબથી બીવો. તેઓએ કહયું, ઓ ઇનશાંન તું તેનો ગમ ખાએછે પણ થોડા વખતમાં તેજ હવાલ તાહારોબી થાશે. એ વાત સાંભળીને હાતમે કહયું કે ખોદાને વાસતે તેહનાં બચાંવોને બદલે તમે મને ખાવો, પણ તે બચાંને ખાવાથી હાથ ઊંચકો. તેઓ બોલ્યાં કે તેઓને તો ખાશું પણ આજે તુંનેબી નહીં છોડશું. હાતમે કહયું કે તમે કોલાંનાં બચ્ચાંથી દુર રેહેવો, કારણકે તમારો ખોરાક તમને તે જેહાનનો સરદાર

આપશે કે જેણે આપણને પેદા કીધાંછે, તેનેજ આપણને રોજી પુરી પાડવાની ફીકર છે. તમો સારી પેઠે જાણો છો કે સરવે કોઈ ભુખયાં ઉઠેછે પણ ભુખયાં સુતાં નથી, માટે એ કફતારો મારૂં સમજો ને આવાં અહેરેમનનાં કાંમોથી પોતાને જુદાં રાખો. કારણકે જેહાંનનો બનાવનાર ઈશ્વર હર તરેહથી તમુને રોજી પુગાડશે. તે બોલ્યાં હમે તેને કોરે મુકશું ને તુંને સલાંમત જવા નહીં દેશું. ત્યારે હાતમ સમજયો કે, એ ઘણાજ સખત દીલનાં છે. ખોદાથીબી દરતાં નથી. એઓને મારવાં જોઈએ. હેવું સમજીને ગોશાથી લાલ થઈ ગયો અને તેઓને કહયું કે સાંભળો:--

ફારસી.—નેકુઈ બા બદાન કરદન ચનાન અસત,
કે બદ કરદન એજાયે નીક મરદાન.

**યાને**—ખરાબ માણસો યા જાનવરોની સાથે નેકી કરવી તે ગોયા નેક માણસોના લાભમાં ખરાબ કરવા જેવું છે.

એમ કહી પોતાની જગોથી કુદીને તે બેહુની ગરદન પકડીને જમીન પર પટકીયાં,પણ જીવમાં કહયું કે,હમણા એવોને કેમ કરીને મારૂં કાંકે મેં આજ દન તલક નથી કોઇને મારીયું, કે નથી કોઇને દુ:ખ દીધું. પણ એ લોકોએ ખોદાનો ઈનકાર કીધોછે. તેથી કાંઈ સજા આપવી જોઈએ. એ વાત મનમાં ઠેહવીને ખંજર કમરથી ખેંચીયું, ને મુંઠથી તેવોનાં દાંત તોડીયા, તથા ખંજરથી તેનાં નખ કાપી નાંખીયાં. હવે તે કીરતાર પાસે દુવા માંગી કે, એલાહી એ હેવાંનોનું દરદ દુર કર. એ દુવા તેની ખોદાની જનાબમાં કબુલ થઈ તેજ ઘડી તે બેહુનું દરદ જતું રહીયું, પછી તેવોને છોડી દીધાં. તે રડી રડીને કેહેવા લાગાં કે, હવે હમુને રોજી કેમ મલશે, અને હમે કેમ કરીને જીવશું? હાતમે કહીયું કે કાંઈ અનદેશો ના કરો, ખોદા રોજી આપનાર છે, કાંઈ નહી ને કાંઈ પોંહોંચાડી દેશે. એટલાંમાં પેલું કોલું સાંમનેથી આવીને કેહવા લાગુ કે તમે ખાતરજમે રાખો. આજ દહાડાથી એઓનું ખાંણુંપીણું હમારી પર લાગુ થયું. હમે જયાં શુધી જીવશું અને જયાંથી જાંણશું ત્યાંથી લાવીને એવોને ખવાડશું. એ વાત સાંભળીને હાતમ તેઓથી રૂખશત

થઈને આગલ વધીયો. એટલામાં માંદાએ નરને કહીયું કે ઓ કોલા, એ મુરવતથી દુર છે કે, હાતમ એખલો દશત હુવેદાની તરફ જાએ, ને તું તેની સાથે નહીં જાએ. એ વાત સાંભળતાંજ તે દોડીયો અને પોકારી પોકારીને કેહવા લાગો કે ઓ હાતમ હુંબી તાહરી સાથે દશત હુવેદાની તરફ ચાલીસ. હાતમે કહીયું કે ઓ હેવાંન હું તારાં એક એહશાંનથી ગરદન ઉઠાવી શકતો નહીં, તો બીજાનો બોજ કેમ ઉઠાઉં, અને મારે વાસ્તે તુંને તાહારાં વતનથી જુદો શા સારૂ કરૂ? ખોદાને વાસતે એ વાતથી દુર રેહે. એમ મારીથી કદી નહીં થાય. અગર તું મારો સાથી થવાજ માંગે છે તો એજ એહશાંન ઘણું છે કે, મને સીધો રસતો બતાવ. તેણે કહયું કે, જે રસતો નજદીકનો છે તેમાં ઘણી આફતો છે. બીજો રસતો જે છે તે ઘણો લાંમબો છે, પણ તેમાં ઘણી આફત નથી, તે વાસતે હું તારી સાથે આવવાનો ઈરાદો કરૂં છું કે તુંને તે બતાઉં. પછેતો તારી ખુશી. હાતમે કહયું કે, ખોદાતાલા નજીકની રાહાની આફત માહારી પર આશાંન કરશે. ત્યારે કોલાએ કહયું કે, રસતો તારી આગલ આવે છે તેજ નજદીક છે. અગર તું સલાંમત રેહેશે તો દશતે હુવેદાને પુગશે. હાતમ તેને રૂખશત કરીને આગલ ચાલ્યો. કાંઈ મુદત પછે ચાર રસ્તાનો એક ચોક નજર આવ્યો. હાતમ ત્યાં ઉભો રહીને વીચાર કરવા લાગો કે, હવે કાંહાં જાઉં. તે જંગલમાં રીંછ પાદશાહી કરતો હતો, ત્યાં સઘલા રીંછોજ વસતા હતા. એતેફાક એવો થયો જે, શો બશો રીંછ તે દહાડે તે જગાપર ફરવા આવ્યા હતા. તેઓ હાતમને જોતાંજ ખુશ થઈ, તેને પકડીને પોતાનાં પાદશાહ પાસે લઈ ગયા. તે તેને જોઈને ખુશ થયો અને કેહેવા લાગો કે તમે મારી પાસે બેસી પોતાનો એહવાલ કેહો કે તમે કોણ છો, તમારૂં નામ શું છે! મને એમ માલમ પડેછે કે, તમે એમનના પાદશાહા હાતમ છો. એ વાત સાંભળીને તેણે કહયું કે, તમો સાચું કહો છો. હું હાતમ બીન તાઈ છું.ખોદાને વાસતે આએ જંગલમાં આવી નીકલ્યો છું. રીછના પાદહશાહે કયું કે તમારા આવ્યાથી હું ઘણો રાજી થયો છું, હવે હું મારી છોકરીને તમારી સાથે પરણાવું, કાંએકે, આએ જંગલમાં મારો જમાઈ થવાને લાએક કોઈ નહીં હતો. એ વાત સાંભળીને હાતમ પોતનું સર નીચું કરી વીચારમાં પડીયો. પાદશાહે

તસવીર ૪ થી.

## રીંછના પાદશાહ પાસે હાતમને લઈ આવ્યા.



કહયું કે તું જવાબ નથી આપતો, શું હું તારો સસરો થવાને લાએક નથી? ત્યારે તેને હાતમે કહયું કે, હું ઇનસાંન ને તું હેવાંન, માહારી તારી બરાબરી કેમ થાએ. રીંછે કહયું એ હાતમ ઇશકની લેહેંજતમાં ઇનસાંન તથા હેવાંન એકજ છે. તું કાંઈ અનદેશો ના કર. મહારી છોકરી તારા જેવીજ છે. એમ કહીને તેણે પોતાના બે ચાર રીંછને કહયું કે તમે હમણા જઇને મારી છોકરીને જરઝવેરથી સણગારી, મારા મેહેલના સઉથી દબદબા ભરેલા દીવાનખનામાં લઈ જાઓ. તેઓ તે છોકરીને સંણગારીને તે ઓરડામાં લઇ ગયા. હાતમે તે રીંછની શાહજાદીને જોઈ ત્યારે અજબ થઇને પાછો મીજલશમા આવ્યો અને કેહવા લાગો કે, એ રીંછ તું પાદશાહા છે, અને હું ફકીર છુ. અગર એ પાદશાહજાદીને હું મારી ઓરત કરૂં તો ઘણી બેઅદબી છે. તે રીંછે કહયું કે એ વાત કબુલ કરો, કારણકે તમેબી એમન શેહરના શાહાજાદા છો. તે સાંભળીને તે ફીકરમાં પડી જીવમાં કેહવા લાગો કે હું શું બલામાં આવી પડયોછું. હવે હું શું કરૂં. હું એક કામને વાસ્તે પોતાનાં શેહેરથી નીકલ્યોછું. અગર હીંયાં પોતાનાં લગન કરીને મોજ કરીશ તો, ત્યાં મુનીરસાંમી મારી ઇનતેજારી ખેંચીને મરી જશે તો હું ખોદાને શું જવાબ આપોશ. રીંછનાં પાદશાહે ફરી તેને અંદેશામાં જોયો ત્યારે પુછયું કે એ જવાંન ખુબશુરત અગર એ વાત કબુલ કરશે નહીં, તો કેઆંમત તલગ તુ નહીં છુટશે, બલકે ભારી કેદમાંજ મરી જશે. તેણે એ વાતનોબી જવાબ નહીં આપ્યો ને માથું ઊચકીને જોયુંબી નહીં. ત્યારે રીંછે ગોસ્સે થઇને પોતાની કોમને કહયું કે એને પેલી ગારમાં નાંખો તેના મોહોડાં પર એક ભારી પથર મુકી સંભાલ રાખો. એ વાત સાંભાલતાંજ કેટલાકે દોડીને હાતમને તે અંધારા ગારમાં બંધ કરીને એક ભારી પથર તેના મોહડાં પર મુકીયો. તે ગારમાં ભુખ્યો પેઆશો હેરાંન હતો. કેટલાક દહાડા પછી રીંછના પાદશાહે પાછો તેને બોલાવીને પોતાની પાસે બેસાડયો, અને સમજાવી કહયું કે એ હાતમ મારી છોકરીને કબુલ કર. તે ફરી અંદેસામાં પડીયો, અને એ વાતને ખાતરમાં નહીં લાવ્યો. તેણે એક ખુમચો મેવાનો મંગાવી તેની આગલ મુકયો, તે તો ભુખ્યોજ હતો તે બેઅખતયાર ખાવા લાગયો, અને જયારે તેનુ પેટ

ભરાયું ત્યારે તેને કહયું જે ઓ જવાંન આએ પરીપેકરને પોતાના નેકા-માં લાવ અને જીંદગાનીની મોજ લે. હાતમે કહયું કે એ મારાથી કદી નહીં બને, ઈનસાનને હેવાનથી શું નીસબત. કારણકે સાંભલ—એમ કહી તે નીચે પ્રમાણે રીંછના બાદશાહને સમજાવા લાગ્યો.

ફારસી.—કુંનદ હમ જેનસ બા હમ જેનસ પરવાઝ,
કબુતર બા કબુતર; બાઝ બા બાઝ.

યાને કે દરેક ચીજ પોતાનીજ જાત સાથે ઉડેછે, જેમ કબુતર સાથે કબુતર, અને સકરા સાથે સકરો. કારણકે એમતો બનેજ નહી કે કબુતરના તોલામાં કાગડો શોભે, તેથી તું હેવાન અને હું આદમી સાથ શું સંબંધ. આથી તે ઘણોજ ગુસ્સે થઈ ગયો, અને તેણે ફરી પોતાના રીંછોને કહયું કે એને તેજ ખાડામાં નાંખો, તેઓએ તેમજ કીધું. કેટલાએક દહાડા વગર ખાવે પીવે હાતમ કેદમાં રહયો. એતેફાક એક રાતના સ્વપનામાં જોએછે કે એક પીર મરદ દુધ જેવાં ઉજલાં વસતર પેહડીને ઉભો રહીને કહેછે કે, ઓ હાતમ તું શું કરવા પોતાનો જાંન આએ અંધારા ગારમાં ગુમાવેછે. નથી જાણતો કે તું શું કામને સારૂ આવ્યો છે, જયાં સુધી તે છોકરીને કબુલ નહીં કરશે ત્યાં સુધી આએ કેદથી નહીં છુટશે. એ વાત સાંભળીને તેણે કહયું કે ઓ બુજરગ, અગર હું તે છોકરી સાથે પરણીશ તો તે મહને ફુરસદ કયારે આપશે, કે હું પોતાને આએ કામમાં લગાડીશ. તેણે કહયું જે ઓ હાતમ તારો છુટકારો એમાંજ છે. હવે તું વગર ઢીલ કરવે આ નેકા કબુલ કરજે, નહીં તો તારૂં કામ દોલા ખાતુંજ રહી જઈ આએ કેદખાનામાં તારી બાકી રહેલી જીંદગી ગુજારવી પડશે. તુંને લાજમ છે કે તેની છોકરીને રાજી કરે કે તેજ તુને રૂખસત અપાવશે. એવો ખોવાબ જોતાંજ ચોંકી ઉઠયો. એટલામાં ફરીથી રીંછના પાદશાહે તેને પોતાની પાસે બોલાવી કહયું કે, તાહરા હકમાં બેહતર એજ છે કે માહારી છોકરીને કબુલ કર. હાતમે આએ સરતપર એ વાત નાચારીથી કબુલ કીધી કે, જયારે હું એની સાથે પરણું ત્યારે કોઈ રીંછ મારે ઘર નહીં આવે. પાદશાહે કહયું ઓ હાતમ રીંછની શું તાકાત છે કે તારે ઘર આવે. આખર તેણે પોતાના વજીરને બોલાવી શોહાદીની મીજલશ જમાવી પાદશાહી મશનદ

બીછાવીને હાતમને તે ઉપર બેશાડીયો. પછી પોતાના વડા અકાબરોને બોલાવી પોતાના ધરમના રેવાજ પ્રમાણે નેકાનો ગાંઠ બાંધી, તેનો હાંથ પોતાના હાથમાં લઈ, પોતાની છોકરીના મકાનમાં આવ્યો. હાતમ જોયે શું કે તમામ જગા દીલને આનંદ પમાડનારી, અતર ખુશબોથી રેલ છેલ થયલીછે. દરએક ઠેકાણે તરેહવાર મોટા મોટા શેહેનશાહોને લાયકના ગાલીચા બીછાવેલાછે. રોશનીના દીવા તો એવા ચલકી રહયાછે કે જેનુ વરણન થઈ શકે નહીં. તે છોકરી માથાંથી તે પગ સુધી જરઝવેરમાં ગરકાવ થયલી તેનાં હાથમાં પકડાવીને પોતાનાં આદમીઓ શમેત ઓરડાથી બહાર નીકલી આવ્યો. હાતમે જાણયું કે એઓની લગન કરવાની રીત એવીજ છે. પોતે તે શાહાદીનાં મશનદપર તેની સાથે આરામ કીધો અને એજ પ્રમાણે હરરોજ તે ચાંદની શુરતની સાથે ચેન કરી મેવો તરેહ તરેહનો ખાતો હતો. એટલો મેવો ખાધો કે મન ધરાઈ ગયું. આખર એક દહાડે ગભરાઇને પોતાનાં સસરા પાસે જઈ કેહવા લાગો કે હજરત સલાંમત, હું મેવો ખાતો ખાતો ધરાઈ ગયો છું. અગર કાંઈ અનાજની તરેહ બખશો તો જીવ ધરાઈ તબીએત દરૂશત રેહે. તેણે તેજ ઘડી રીંછોને બોલાવીને કહયું કે, તમો હર તહરેના અનાજ, ખાંડ, ઘી અને તે વગરે વાસણ ગામો તથા શેહેરોમાંથી લાવો. એ વાત સાંભલતાંજ તેઓ દોડયા અને હરએક શેહેરોથી સારાં વાસણ અને તહરે તહરેની જનસો આદમીઓની પસંદની સેતાબીથી લાવ્યા. હાતમ તરેહ તરેહનાં ખાણાં પકાવી પોતાની બીબી સાથે ખુશીથી ખાવા લાગો. હરરોજ એ પ્રમાણે જમતાં અને એશ અશરત કરતાં ત્રણ મહીના ગુજરીઆ બાદ એક દહાડે તક જોઈ પોતાની ઓરતને કહયું કે, ઓ જાંની હું મારાં એક કામને સારૂં પોતાનાં શેહેરથી નીકલ્યો હતો. તારા બાપની જબરદશતીથી માહારાં લગન તારી સાથે થયાંછે. અગર તું પોતાની ખુશીથી થોડા દહાડા સુધી મને તારા બાપની પાસેથી રૂખશત અપાવશે તો ઘણી મેહરબાંની અને એહશાંન થશે. જ્યારે હું તે કામથી ફુરશદ પામીશ અને જીવતો રેહીશ તો ફરી તારી સાથે મુલાકાત કરીશ. એ વાત સાંભળતાંજ તે પોતાના બાપ પાસે જઈ કેહેવા લાગી. તેને બાપે કહયું બીબી અગર તું એ વાતમાં

રાજી હોએ તો તે તાહારો ખાવંદ છે અને તું તેની ઓરત છે, તું જાંણે અને તે જાંણે. શાહજાદીએ કહયું કે તે મરદ ઘણો રાસ્ત બોલનાર છે. તે પોતાનાં વાએદાપર મુકરર આવશે, કશો મુજાખો નથી, માટે પરવાગી આપો. રાજાએ હાતમને બોલાવી રૂખશત કરતી વેલાએ પોતાના રીંછોને કહયું કે તમે એને ઘણી માવજતથી આપણી સરહદથી બાહેર પોંહોંચાડી આવો. શાહજાદીએ એક મોહોરો હાતમની પાઘડીમાં બાંધ્યો કે એ ઘણી જગોપર તુંને કામ આવશે. પછી તે રૂખસત થઈ આગલ ચાલ્યો. કેટલાએક દહાડા પછે એક એવાં રેગશતાંનમાં જઈ પડયો કે જયાં નહીં દાણો નજર આવે કે નહીં પાણી નજર આવે, મગર સાંજની વખતે એક પીર મરદ મોંહ પર બુરખો નાખેલો બે રોટલી ને એક પાણીનો કુજો આપી જતો તે ખાઈ પી રાત દહાડો મંજલ કાપતો. એક દહાડે સાંમેથી એક અજદા પાહાડની મીસાલે નજર આવ્યો તેને જોઈને હાતમ ગભરાયો, પણ ચાલવામાં કશુર નહીં કીધી, અને પાછો નહી હઠયો. જેવો તેની પાસે પુગો તેવોજ તેણે દમ ખેંચ્યો. હાતમે પોતાને બચાવવા માગ્યો પણ બચી નહી શકયો ને તેના મોહડાંમાં ખેંચાઈ ગયો, જયારે પોતાને તેહના પેટમાં જોયો ત્યારે શેજદો સોકરાણાનો બજા લાવી એમ કેહવા લાગયો કે સારૂ થયું કે મારૂ ગુનાહ ભરેલુ તન આએ ખોદાના બંદાના મોડાંમાં પડયું, અગર નહીંતો એ મટીનો જામો કાંઈ કામનો નહી હતો. ખરી વાત તો એજ છે કે જે કોઈ ખોદાની રાહમાં પડતાં પોતાનું ગળું બરબાદ કરે, અને પોતે તેની યાદમાં મશગુલ રહે તો તે બરબાદ નહીં થાય. મગર તે ખોદાની અજમાએશને વાસતે કાંઈ દુ:ખ જોયછે અગર તે દુ:ખથી બચ્યો અને સાબેત કદમે રહયો તો તશદીના દરીયામાંથી રાએતના ગવાહેર લઈ નીકલે. એ રીતે પોતાના મનને ધીરજ આપતો, અને હજરત હઉબીની મુશીબતોને યાદ કરતો હતો, કે ખોદા કરીમ કારસાજ છે, મારી મુશકેલીબી તેજ મુજબ આશાન કરશે. આખર ત્રણ દહાડા તલક તે તેના પેટમાં ફરી એણીગમ પેલીગમ રસતો શોધતો, પણ રસતો તો કાંઈ મલયો નહી, મગર પોતેજ તેની ગંદગીમાં ખરડાયો, પણ શાંપના ઝેરે તેને કાંઈ અસર કીધી નહી! તેનો સબબ એ જે આવતી વખતે તેની ઓરતે

તસવીર ૫ મી.

## હાતમને સાંપ ગલેછે.



તેની પાગડીમાં એક મોહરો બાંધી આપયો હતો—તેનો એ ખવાસ હતો કે તે જેની પાસે હોય તે નહીં આગમાં બલે, નહી પાણીમાં ડુબે, કે નહી તેને ઝેર અશર કરે! એજ લીધે તે જીવતો રહયો, અને તેના ઝેરે તેને કાંઈ અસર નહીં કીધી. ત્રણ દહાડા પછી તે અજદાં ગભરાયો, અને પોતાના જીવમાં કેહવા લાગયો કે મેં આએ શી બલા ખાધી છે કે હજમ નહીં થાતી ને પેટમાં દોડતી ફરેછે. આખર તે પેટના દરદથી બેકરાર હતો. સબબ હાતમ તેના પેટમાં આરામ નહી લેતો હતો, બલકે ચોતરફ દોડતો ફરી તેનાં આતરડાને પોતાનાં પગથી છુંદતો હતો. આખર તેને માલમ થયું કે એ નવાલો તમામ ઉમરના ખાધા પીધાને કાહડશે. એ વાતને જીવમાં ઠેડવી ઓકયો! હાતમ બાહેર નીકલી પડયો ને રેતી ઉપર ઉભો થઈ કપડાં શુકાવા લાગયો. જયારે તે સુકાયાં ત્યારે ત્યાંથી ચાલયો. થોડે દુર ગયો કે એક તલાવ નજર આવયો, તે જોતાંજ બેઅખતયાર દોડી તેની પાલ પર જઈ બેસી કપડાં ધોવા લાગયો. એટલામાં એક માછલી પાણીમાંથી નીકલી. તેનુ નીચેનુ અરધુ બદન માછલીનુ હતું અને માથાંથી દુતી તલક આદમીનું હતું. હાતમ તેની અજબ સીકલ જોઈને સુકરાના કરી ખોદાની કારોગરી પર અચરત થવા લાગો. આખર હાતમ નાહવા સારૂ લુંગી બાંધતો હતો તેટલામાંજ તે માછલીએ હાતમનો હાથ પકડી તલાવમાં લઈ જઈને પોતાના મકાન ઉપર એક સુતરાં બીછાના પર બેસાડયો. ફરી પોતે માથાંથી તે પગ તલક એક ખુબસુરત ઓરત બની, બેઅખત્યાર પ્યાર કરવા લાગી. તેની એવી વાત હાતમે હરગેજ કબુલ નહી કોધો, અને બોલયો કે હું એક કામને વાસતે પોતાના ઘરને ઉજડ કરી હીયાં આવી પહોંચયો છું, તું ચાહેછે કે મને રાખે. પણ એ વાત મારોથી કેમ થાય કે તારી સાથે આએ જગો ખુશીમાં ગુજારૂં. મગર જે જગાથી મહને લાવી છે ત્યાંજ પોહોંચાડે તો હું થોડા દહાડા તારી સાથે રહી તારા મનની આરજુ મુજબ કરીશ. તેણે એ વાત કબુલ કરીને કહયું કે હું ત્રણ દહાડા પછી તુને જયાંથી લાવી છું ત્યાં પોહોંચાડીશ. હાતમ ખુશો થયો અને પોતાની ચાહથી તેની સાથે રહયો. ત્રણ દહાડા પછી હાતમે કહયું કે ઓ માછલી હવે પોતાના વાયદાને તું પુરો કર. તેણે તેનો હાથ પકડી પાણીમાં ડુબીને કીનારે પોંહોંચાડી દીધો.

ફરી કેહવા લાગી કે ઓ જવાન તું મારાથી જુદો કેમ થાયછે. હાતમે કહયું મને એક એવાંજ કામની જરૂર છે, નહીં તો હું તારાથી જુદો નહી પડતે, અને એવો આરામ મુકીને દુઃખ શું કામ ખેંચતે? એ વાત સાંભલીને તે ચાલી ગઈ. હાતમે પોતાનાં કપડાં ધોઈ સુકવીને રસતો પકડીયો. થોડી મુદત પછી એવા એક પહાડ ઉપર જઇ પોંહોંચ્યો કે જ્યાં હજારો લીલાં ઝાડ તરેહ તહરેનાં મેવાથી ભરેલાં સેંકડો ગાઉ સુધી લાગેલાં હતાં. કાંઈ સેંકડો ઘર મોટાં મોટાં ચમકતાં હતાં. હરએક તરફ પાણીની નેહરો જારી હતી. જગો જગોએ ફુલનાં બાગ ખીલી રહયા હતા. ટુકમાં, જે જે મુકાંમ હતાં, તે હવાદાર હતાં. હાતમ થાકેલો હતો તેથી ત્યાં જાતાં વારમાં સુઈ ગયો. એટલાંમાં તે મુકામનો ધણી આવી જોયછે કે, એક જુવાંન ખુબશુરત ગાફેલ થઇને સુતોછે. તે તેની પાસે આવી બેશી ગયો. હાતમ પછી જાગી આંખ મશલી મશલીને જોવા લાગો, તો એક સખશ તેની પાસે બેઠેલો નજર આવ્યો. તેને જોતાંજ ધભરાઇને તે જગોથી ઉઠી વાંકો વલીને સલાંમ કીધી. ત્યારે તેણે પુછીયું કે, તું કોણ છે? કાંહાં જાયછે? અને આએ જંગલમાં શું કામ આવ્યોછે? હાતમે કહયું કે, હું દશત હુવેદા જાઉંછું, સારૂં થયું કે તમારીબી મુલાકાત થઈ, હવે આગલ મરજી ખોદાની! તેણે કહયું કે, ઓ જવાંન, એ કાચા ખેઆલને મનમાંથી દુર કર. કાંએ જાંન ગુમાવેછે! અફશોશ છે કે, તારા દોસતોમાં કોઈ એવો નહીં હતો જે તુંને મના કરતે. હાતમે જવાબ દીધો કે, હું કાંઈ મારી મુરાદને વાસતે નથી જતો, પણ મેં ખોદાને વાસતે એક બીજાને સારૂં કમર બાંધી પોતાનાં કદમને કોશેશની રાહામાં મજબુત રાખ્યું છે. હવે આગલ ખોદા જે કરે તે ખરૂં. મુનીરસાંમી નામનો ખારાજાંમનો શાહાજાદો, બરજખ સોદાગરની છોકરી હોશનબાંનુપર આશક થયોછે. તે હોશનબાનું સાત સવાલ રાખે છે. જે કોઈ તેના સાત સવાલ પુરા કરે, તેને તે કબુલ કરવા માગેછે. શાહાજાદો તેનાં જવાબ લાવી નહીં શક્યો ત્યારે તેને પોતાનાં શેહેરમાં રેહેવા નહીં દીધો. નાચારે તે જંગલે જંગલ ખરાબ થઈ ફરવા લાગો, તથા પોકારી રડવા લાગો અને બુરા હાલથી મારાં મકાનમાં આવી પુગો. મેં તેનો હેવાલ પુછીયાથી

તેણે પોતાની હકીકત અવલથી તે આખર તલક વાજબી રીતે મારી સાંમે જાહેર કીધી. તે વખત મારાં મનમાં એ ખેઆલ આવ્યો કે, તેને મદદ નહીં કરવી એ વાત જવાંમરદીથી દુર છે. તે વાસતે મેં કોશેશની કમર બાંધી આટલી મુશીબત મારા પોતાપર લીધીછે. એ વાત સાંભલતાંજ તે સખશે કહયું કે, એમ માલમ પડેચ કે તું હાતમ બીન તાઈ છે. કેમકે તેના સીવાએ આએ જમાનામાં એવું બીજુ કોણ છે કે એવું કામ કરી બીજાને વાસતે પોતે આફતમાં પડે. કાંઈ અનદેશો ના કર. ખોદા કરીમ અને રહીમ છે તે મુશકેલ આશાંન કરશે. પણ મારા મનમાં એ ખતરો છે કે આજ તલક કોઈ દશત હુવેદાથી પાછો ફરી નથી આવ્યો. અગર કોઈ પાછોબી આયો પણ તે પોતામાં નહીં રહયો યાને તે હાતથી ગયો! આએ મારી નશીહત દીલમાં યાદ રાખ કે, જ્યારે તું તે દશતની નજદીક પોંહોંચશે ત્યારે તુંને જુલમાતમાં લેઈ જશે. ત્યાં તું મુગો મુગો ચાલીયો જજે. કોઈ જગામાં જોર કરીને અડી ના રેહતો; અને કોઈ ખુબશુરત પરી પેકર તારી ખાહેશ કરે તેની તરફ હરગેજ ફરીને ના જોતો; તેઓની પછવાડે એક નાંજની એવી તો ચાંદ જેવી ખુબશુરત આવશે કે જેને જોતાંજ તારૂં દીલ હાથથી જતું રહી તું બેઅખતીયાર થશે. પણ ખોદાને વાસ્તે તું હીંમત છોડી બેકરાર ના થતો. રાસતી તો એ છે કે, તે જયારે તારો હાથ પકડશે ત્યારેજ તું દશત હુવેદામાં જઈ પુગશે. અગર એક અઠવાડીયાં તલક કાંઈ કામ તેને કેહેશે તો મુવા તુલીક પશેમાન રેહેશે. તેઓ બેહુ જણ એજ વાતચીતમાં હતા, એટલાંમાં એક નોજુવાન સખશ બે પેઆલાં ખીરનાં અને બે કુજા પાણીના હાથમાં લઈને ગેબથી પેદા થઈ તેઓની આગલ આવ્યો. બંને જણાઓએ પેટ ભરીને ખાઈ લઈ, શેજદો શુકરાંનાં અદા કરીને તે રાત કાપી. સહવારના હાતમ રૂખશત લઈ જંગલની તરફ ચાલ્યો. થોડા દહાડા પછી એક સારા તલાવપર જઈ પોંહોંચ્યો, અને તેનાં કીનારાપર બેશીને પાણી પીવા લાગો. એટલાંમા એક ખુબશુરત ઓરત ચાંદ જેવી, માથાંથી તે પગ તલક માદરજાત પાણીમાંથી નીકલી હાતમનો હાથ પકડી પાછી તેજ તલાવમાં ડુબકી મારી ગઈ. એટલાંમાં હાતમનો પગ જમીન ઉપર લાગો, તેવીજ આંખ ઉઘાડીને જોયું તો તે નાજની

સાથે એક ફુલ ફુલના ભરેલા મોટા બાગમાં પોતાને જોઈ અચરત થયો તેટલાં તેનો હાથ મુકી તેણી ચાલી ગઈ! તે શેર કરતો આનીગમ પેલીગમનો તમાશો જોતો ફરતો હતો કે, એક તરફથી હજારો પરી પેકરનાં તોલાં માથાંથી તે પગ તલક જરીઆંનમાં ગરક થયલાં આવી પુગી હાતમને જબરદશતીથી પોતાની તરફ ખેંચવા લાગ્યાં. તેણે હરગેજ કોઇની તરફ ઇચ્છા નહીં કરતાં, નહીં કોઈની તરફ માથું ઉંચકી જોયું કે એ કોણ છે, યાને શું કરેછે. કેમકે તે પેલા મરદનું કહેલું યાદ કરી મનમાં કેહતો હતો કે ઓ હાતમ એવું નહીં થાય કે તારાં બેકરારીનાં પગ ધરી તું જાણી જોઈને તે મકર ફરેબની ગારમાં પડે; ખબરદાર હુશીઆર રેહે, જુલમાત એ છે. આખર તેઓ તેને એક એવાં મકાનમાં લઈ ગયાં જે તમામ ઝવેર અને લાલ યાકુતથી બનેલું હતું. લાખો તશવીરો તેમાં હરએક તરફ લગાડેલી હતી. એક તખત કુનદનુંબી એક સારી વલાણમાં મોટી ચતરાઈથી મુકીયું હતું. જ્યારે હાતમ તે તખતની પાસે પુગો ત્યારે તે સરવે પીરીરૂઓ તશવીરની તરેહ દેવાલપર નકશ થઈ ગઈ, અને બીજી હજારો પરી તે મેહેલની દેવાલમાંથી નીકલી. હાતમ હરએકની તરફ અચરતીથી જોઇ પોતાનાં મનમાં કેહતો હતો કે, ઓ ખોદા એ શું હીકમત છે. આએ ક્યાંથી નીકલી અને પેલીઓ કેમ દેવાલપર તસવીર થઈ ગઈ; આખર તે તખતની પાસેજ ઉભો હતો તેથી પોતાનાં જીવમાં કેહવા લાગો કે ઓ હાતમ અગર તું હીંયાં તલક પોંહોંચ્યો છે, તો આએ તખતપરબી બેશ. એવા વીચારથી તેણે તે ઉપર પગ મુકીયો તેવોજ તેમાંથી એક અવાજ તરાક કરીને નીકલ્યો તેથી તેણે જાણીયું કે એનો પગ ભાગી ગયો હશે, તેથી હેઠલ જોવા લાગો. ત્યારે તે તખત જેમનું તેમ હતું. ફરી તે ઉપર બેઠો ત્યારે ફરી તેમાંથી તેમજ અવાજ આવ્યો? તે અવાજની સાથેજ એક નાજનીં જે સઉથી ખુબશુરત હતી, અને દેવાલમાં તશવીર થઈ ગઈ હતી, તે તેમાંથી નીકલીને હાતમની પાસે નાજ નખરાંથી ચાલી આવી? હાતમ એ તરેહથી તેને જોઈને હેરાંન રહી પોતાના જીવમાં કેહવા લાગો કે ઓ ખોદા આએ તો હમણા તશવીરનાં જેવી હતી ને ફરી કેમ કરીને આવાં નાજ નખરાંથી મોહનાં પર નેકાબ નાખી આએ તખતનીં આગલ આવી ઉભી છે.

તેને જોતાંજ બેકરાર થઈ ચાહતો હતો કે તેનો ગુંગત ખોલીને તે નાજનીનાં રૂખશારા જોએ. પણ તેને પેલા મરદની નશીહત યાદ આવી; તેવુંજ સંભાલી જીવમાં કેહવા લાગો કે અગર હું એનો હાથ પકડીશ તો ફરી કેઆંમત તલક આએ જુલમાતથી બાહાર નહીં જઈશ. પણ એક વાર તમાશો જોવો જોઈએ કે, એ મારો હાથ પોતેજ પકડેછે ને હું આએ જુલમાતથી બાહેર જાઉછું, અથવા નહીં? આખર તે એજ ઉમેદમાં ત્રણ રાત ને દીન તલગ કુનદનનાં તખતપર બેશી રહ્યો. જ્યારે રાત થાતી ત્યારે હરએક મુકામમાં કપુરની મીનબતીઓ પોતાની મેળે રોશન થઈ. હરએક તરફથી ગાનું વજારવાનો અવાજ ચાલ્યો આવતો હતો, અને જે તશાવીરો દીવાલપર નકશ હતી તે જીવાલ થઈને નાચતી હતી અને કેટલીક નાજનીનો તખતની આગલ ઉભી થઈને હાતમને જોઈ હસતી હસતી તરેહ તરેહના મેવા તેની આગલ મુકતી હતી. તે ગમે એટલું ખાતો હતો, પણ તેનું પેટ નહીં ભરાતું હતું. ત્યારે હેરાન થઈને કેહતો કે, ઓ ખોદા હું એટલું ખાઉંછું પણ પેટ નથી ભરાતું એનો શું સબબ છે. આખર એજ રીતે ત્રણ દહાડા ગુજરોયા અને ચોથે દહાડે તેનાં મનમાં આયું કે અગર હું પોતાની તમામ ઉમર તલક હીયાં રેહોશ તોબી આએ મેવાથી પેટ નહીં ભરાશે, કે નહીં આએ મીજલસથી બાહાર નીકળાશે, અને મુનીરસામીને જે ઈનતેજારીમાં મુકી આવ્યો છું, તે ઈંતેજારીમાં તે મરી જશે તો ખોદાને શું જવાબ આપીશ. આખર તે નાજનીનો હાથ પકડીયો, તેજ વખતે એક બીજી ખુબસુરત નાંજનીને તખતની નીચેથી નીકલી આવી એક લાત તેને એવી મારી કે, હાતમ કાંહાંનો કાંહાં જાઈ પડયો ને માથું ઉંચકીને જોયું તો નહીં તે નાજની નજર આવી, કે નહીં તે તખત, કે નહીં તે બાગ જોવામાં આવ્યો. મગર એક જંગલ સમશાંન જેવું નજર આયું. ત્યારે તેને માલમ પડીયું કે, દશત હુવેદા એજ છે, અને તે સખસબી હયાંજ હોવો જોઇએ જે કહે છે કે, **એક વખત જોયું તે બીજી વાર જોવાની ઉમેદ છે.** તેને શોધવાના ખેઆલમાં આનીગમ પેલીગમ ફરતો હતો, એટલામાં એ અવાજ તેના કાનમાં કોઈ તરફથી આવ્યો કે, **એક વાર જોયું છે ને બીજી વાર જોવાની ઉમેદ છે.** એજ પ્રમાણે સાત

દહાડા સુધી દહાડામાં ત્રણ ત્રણ વખત તેનાં કાનમાં તેવોજ અવાજ આવ્યા કીધો. મગર આઠમે દહાડે સાંજની વખત તે જેવો અવાજ તેનાં કાનમાં પડયો ત્યારે હાતમ તેજ તરફ દોડી જઈ જોએછે તો એક સખશ ફકીર સફેદ દાહાડીનો જમીન ઉપર બેઠોછે. તેની પાસે જઈ સલાંમ કીધી. તે સખશે સલાંમનો જવાબ આપીને કહયું કે ઓ ખુબશુરત જવાંન તું કાંહાંથી આવ્યો અને આએ જંગલમાં શું કામની ઉમેદ રાખે છે. હાતમે કહયું કે હું આએ વાતની તલાશ કરવા સારૂ પોતાનાં શેહેરથી નકલ્યોછું કે તમે એવું શું જોયું છે કે તેને જોવાની બીજી વાર આરજુ રાખોછો. ખોદાને વાસતે કહો. તેણે કહયું કે તમે બેશો હું કેહીશ. એ વાત સાંભલતાંજ હાતમ બેઠો. જયારે રાત પડી ત્યારે બે રોટલી અને બે પાણીનાં કુંજા પોતાની મેલે તેઓની આગલ આવ્યા. એક રોટલી અને એક કુંજો પાણીનો તેણે હાતમને આપ્યો, અને બીજો ભાગ પોતે લીધો. ખાઈ પી ચુકા પછી હાતમે કહયું, ઓ ખોદાના બંદા હવે કેહે તે હેવાલ. તેણે કહયું કે, ઓ મુસાફર હું એક દહાડે શેર કરતો એક સારા તલાવપર જાઈ પુગો, ને તેનાં કીનારાપર બેશીને તમાશો જોવા લાગો, એટલામાં એક નાંજનીં ખુબસુરત માથાંથી તે પગ તલક નાંગી તે તલાવમાંથી નીકલીને મારો હાથ પકડીને તેમાં લઈ ગઈ. મેં તલીએ જઈને આંખ ઊઘાડી તો એક બાગ ઘણોજ દીલપશંદ અને અજબ નજર આવ્યો. ઘણી ઓરતો ખુબસુરત હરએક તરફથી નીકલી આવીને મારો હાથ પકડીને એક કુનદનનાં તખત પાસે લેઈ ગઈ. હું તે ઉપર બેસીને તમાસો જોવા લાગો, કે એક નાજની ચાંદ શુરતની મોહોપર નેકાબ નાખી તખતની પાસે આવી ઉભી રહી. જેને જોતાંજ હું બેહોશ થયો, અને મારૂ દીલ મારા હાથથી જતું રહયું. આખર બેકરાર થઈને જેવો બુરખો ઊઘાડીને મેં તેનો મુખડો જોયો તો અજબ હોશાંન, ખોદાનું આપેલું જોઈ મેં તેનો હાથ પકડી પોતા તરફ ખેંચી. તેજ વખતે એક બીજી ઓરત ખુબસુરત તે તખતની નીચેથી નીકલીને મને લાત એવી મારી કે હું તે સારાં મકાનથી આએ જંગલ વેરાનમાં આવી પડયો ને તે એશની જગા આંખ આગલથી ગેબ થઈ. તેજ દહાડેથી હમણા સુધી હું આઠો પોહોર રડવા તથા

તસવીર ૬ ઠી.

"એક વાર જોયું અને બીજી વાર જોવાની હોંશ છે" એમ બોલનાર ધણી સાથે હાતમની મુલાકાત.



જારી કરવા શીવાએ બીજું કામ નથી રાખતો, અને ચાહુંછું કે પોતાનાં મનથી તેને વીસરૂં પણ હરગેજ ભુલાતું નહીં. એટલું કહીને તેણે એક સરદ હાએ મારીને બગલાંની પખે મટોરૂં માથાંપર નાંખી તે જંગલમાં દોડવા લાગી એજ કેહતો કે, એક વાર જોયુંછે તે બીજી વાર જોવાની ઉમેદ છે. ત્યારે હાતમને માલમ પડ્યું કે, એ આશક છે તેથી કહયું કે ઓ પીર મરદ અગર તે તમાશો બીજી વાર જોશે તો કાંઈ ખુશી થશે? તેણે કહયું કે ઓ મુસાફર એ વાત હરગેજ થવા જેવી નથી, તે મુશકેલ છે. ત્યારે હાતમે કહયું કે, ઓ પીર મરદ તું મારી સાથે આવ તે મીજલસ હું તુને દેખાડીશ. એ શખ્શ સાંભલી તે હાતમની સાથે ગયો. કેટલાએક દહાડા પછી તે બેઉ એક ઝાડ, જે તલાવની પાસે હતું ત્યાં જઈ પુગ્યા. હાતમે કહયું ઓ બુજરગ, અગર તે નાજનીનેહંમેશ જોવા માંગતો હોય તો કદી તેનો હાથ નાં પકડતો, અને તેનો બુરખો ના કહાડતો, તો તે તમામ ઉમર સુધી તારી આગલ હાથ બાંધીને ઉભી રહેશે. અગર તેનો હાથ પકડશે તો પોતાને તું પાછો જંગલમાં જોશે; ફરી તે મુકામમાં કેઆંમત તલગ જઈ નહીં શકશે, કારણ હું એ જગા પર આવયોછું તે એક બુજરોગની દસતગીરી છે. અગર નહીતો મારી શું મગદુર હતી કે હું હીંયાં આવતે; હવે તું જા. આગલ તેજ તલાવ છે. એ વાત સાંભલતાં તે આશક જયારે તે તલાવ પર પોંહોચયો ત્યારે એક ઓરત આગલ મુજબ નાગી પાણીમાંથી નીકલીને તેનો હાથ પકડી ફરી તેમાં લઈ ગઈ! પછે હાતમ શાહાઆબાદની તરફ રવાને થયો. એક મુદત પછી આફત ખેંચતો ને મુશીબત ઉઠાવતો તે ફકીરની પાસે આવી પુગી તેને મલીને ત્યાંથી રવાના થયો અને થોડા દહાડામાં તે પેલો માંછલીને ઘર પોંહોચયો, જયાં એક મહીના સુધી રહયો; પછી ત્યાંથી રૂખશત લઈ રીંછોના જંગલમાં ગયો ને રીંછની છોકરી સાથે મલી બે મહીના તેની પાસેબી રહયો. ત્યારપછી તેનોથી જુદો થઈ તે બે કોહોલાં પાસે આવ્યો ત્યાં તેઓને જોઈને કેટલાએક દહાડામાં શાહાઆબાદ જઈ પુગયો. હોશનબાનુના આદમીઓ તેને તેની હવેલી સુધી લઈ ગયાં ને હોશનબાનુને અરજ કીધી કે હાતમ સલામત આવયો છે; તે સાંભલતાંજ તેણે બોલાવી પરદાની

પાસે બેસાડી પુછયું કે શું ખબર લાવયો છે? તેણે કહયું કે એક પીર મરદ જુલમાતમાં એક નાજની ઓરત પર આશક થઈ જંગલમાં આવી પડયો હતો; જે પોકારતો હતો કે, **એક વાર જોયું પણ બીજી વાર જોવાની ઉમેદ છે.** પછી મેં તેને તેની માશુક તલક પોહોચાડયો. હવે તે અવાજ તે જંગલથી નથી નીકલતો- એ હેવાલ સાંભલીને હોશાનબાનુએ અને તેની દાયાએ હાતમની હીંમત ને તેની મેહેનત ઉપર આફ્રીન કીધી ત્યારે હાતમે કહયું કે ઓ હોશાનબાનુ હવે બીજી શરતનુ બેઆંન કર, કે હું તેનીબી કોશેશ કરી શોધો કહાડું. તેણે ઘણીજ રેહેમથી કહયું કે ઓ હાતમ તું ઘણુજ દુ:ખ સેવીને આવ્યો છે, તેથી થોડો દમ ખાઈ કેટલાએક દહાડા આરામ કર. હાતમે કહયું કે મને આરામ તેજ દહાડે થશે કે જે દહાડે હું ખોદાના ફજલથી તારા સાતો સવાલ પુરા કરીશ. એમ કહીને ઉઠી ઉભો થયો અને કારવાનશ રાહમાં આવીને આઠ દહાડા સુધી શાહાજાદા મુનીરશામી પાસે રહી બધી હકીકત તેની આગલ કહી. પછી નવમે દહાડે હોશાનબાનુને જઈને કહયું કે તારો બીજો શવાલ શું છે, તે ખોદાને વાસતે ઉતાવલે કેહે. હોશાનબાનુ બોલી કે મેં એવું સમજયું છે કે એક માણસે પોતાના દરવાજા પર એવું લખયું છે કે **નેકી કર અને દરીઆમાં નાંખ.** એ કયો પુરૂષ છે, અને કયાં છે તેની તેહેકીક કરવી જોઇએ. કારણકે તેણે કેવી નેકી કીધી, અને દરીઆમાં નાખી, અને દરીઆમાંથી તેણે શું હાંસલ કીધું. જયારે આવા સખુનો હાતમે હોસનબાનુના મોંમાંથી સાંભલ્યા, ત્યારે હોસનબાનુને પુછયું કે એ મરદ કયાં છે? હોસનબાનુએ કહયું કે હું શું જાણું? તેણીની દાયા બોલી કે એ ઠેકાણું ઉતર દીસામાં છે. હાતમ ઉઠી ઉભો થયો, અને મુનીરસામીને દેલાસો દઈ જંગલ તરફનો રસતો લીધો.

# હાતમે બીજો સવાલ પુરો કીધો તેનું બયાન.

જ્યારે હાતમે ઉતર તરફનો રસતો લીધો ત્યારે તે વીચાર કરવા લાગયો કે હવે મારૂં કામ તે પરમેશ્વર પાર પાડશે, માટે તેનીજ ઉપર ભરોસો રાખી કદમ આગલ ધરવા લાગયો. ઘણેક દહાડે એક મોટાં બીઆબાનમાં આવ્યો, જ્યાં ઝાડપાનનો તો કંઈ સુમારજ નહીં હતો. સાંઝનો વખત હતો તેથી એક મોટાં ઝાડ નીચે બેસી આરામ લીધો. બાંમદાદ પડતાંજ હાતમે એક દરદ ભરેલો અવાજ સાંભલયો! તે એકાએક ચોંકી ઉઠી પોતાના મનમા કહેવા લાગયો કે ઓ હાતમ તારા જેવોજ એક પુરૂષ આવી રીતે અફસોશ નાખી રડેછે તેનું તું દુઃખ નહીં ટાલે? એટલું બોલી ઉભો થઈ જે જગીઆએથી તે અવાજ આવતો હતો તે જગીઆ તરફ ચાલવા લાગયો. અંતે પોતાની મુરાદે પહોંચી હાતમ ત્યાં જઈને જોએ શું કે એક આફતાબની મીસાલે ઝળકતો જુવાન પુરૂષ જમીન ઉપર બેશી ગોહેર જેવાં આંસુ પાડી ઝાર ઝાર રડી આ પ્રમાણે બોલેછે:—

ફારસી.—કુજા રવમ બેકે ગુયમ કે હાલે ઝારીયે ખીશ,
કે ઓફતાદે બસી હાદસાતહા દરપીશ.

**યાને**—ક્યાં જાઉં અને આ મારા દરદ ભરેલા હાલ વીશે કોણને કહું? કારણકે મારી ઉપર બેહદ આફત વરશી ચુકી છે.

હાતમ આગલ વધી તે જવાનનો હાથ પકડી બોલ્યો કે, ઓ સુર્યના તેજના નવજુવાન પુરૂષ આ રીતે રડી તારો આવો હાલ શા માટે કીધોછે? તારી ઉપર એવી શી મુશીબત આવી પડીછે જેથી તેં તારૂં ઘરબાર, માતપીતા સરવે છોડીયાંછે, અને આવી રીતે પરેશાન હાલતે મોત માગે છે. તારી ઉપરનો સઘલો હેવાલ મને કહે જેથી તે દુર કરવાને હું કોશેશ કરૂં; ખોદાની મેરબાનીથી તારૂં કામ સફળ થશે. તે માણસે હાતમને જવાબ દીધો કે ઓ જુવાન પુરૂષ તારા બોલવા ઉપરથી મને એકીન આવે છે કે તું મારૂં કામ બજાવશે ખરો. જાણ ઓ સાચા માણસ

હીયાંથી ચઉદ જોજન દુર એક મોટું શેહેર છે. જે શેહેર એટલું તો રળીઆમણું છે, અને તેમાં એટલા મોટા દોલતવાલા માનવીઓ રહે છે કે જેનું બયાન કરવું મુશકેલ છે. ત્યાં હારશ નામે એક તવંગર વેપારી રહેછે, જે એક ચાંદની સુરતની બેટી ધરાવેછે. રૂપ અને ગુણનો તો પારજ નથી. જ્યારે તે છોકરી રાતરે સુવા જાએછે ત્યારે ચંદરમાં પોતે ફ્રરવા નીકલેછે, કારણકે તેનુ રૂપ એટલુ તેજ છે કે ચંદરમાને પણ પોતાનું મોહ દેખાડવું શરમ ભરેલું લાગેછે. અરે તેનો ઝલેદાર મુખડો જોઈ હું દેવાનો બની ગયોછું. હાતમે કહયું કે તે છોકરી તારા દીઠામાં શી રીતે આવી. તેને જવાબ દીધો કે એક વેલા હું થોડોક માલ લઈ તે શેહેરમાં વેચવા ગયો, શેહેરને જોતાંજ મને ઈંદ્રાપુરી યાદ આવી. હું ફ્રરતો ફ્રરતો તેજ હારેશ વેપારીના મેહેલની હેઠલ આવી પુગયો. મેહલની ઉપર નજર કરતાં એક ઓરત ઈંદ્રની પરીઓ કરતાં સરસ મારી નજરે પડી જેને જોતાંજ હું બેસુધ થઈ ગયો. પાછો હોસમાં આવ્યો ત્યારે તે શેહેરના કેટલાક રેહેવાસીઓને તે ઓરત વીશે પુછ્યું. તેઓએ મને જવાબ દીધો કે એ મેહેલ હારેશ શોદાગરની છોકરીનો છે. તે છોકરી હજુર કુંવારી છે, અને તેના બાપે તેને પોતાને લાયક ધણી શોધી કાઢવાને છુટ આપી છે. તે છોકરી દરેક પુરૂષને ત્રણ સવાલ પુછેછે. જે કોઈ તેના સવાલનો જવાબ આપશે તેની સાથે તે પોતે પરણશે. હજી સુધી કોઈ એવો મલ્યો નથી જેને તેણીના સવાલો પુરા કીધા હોય. ધણાક રાજાના આફ્રતાબ મીસાલનાં ખીલતા છોકરાઓ તેની ઉપર દીવાના બની મારીયા ગયાછે. આ સાંભલી હું તે મેહેલની અંદર ગયો. દરબાનને જઈને તે છોકરીને ખબર કીધી. તેણીએ મને અંદર બોલાવી રેસમી મશનદ પર બેસાડી કહ્યું કે અગર જો તું મારા ત્રણ સવાલો પુરા કરશે તો હું તારી થઈ રહીશ. મેં કહ્યું કે તેમ કરવાને હું તઈયાર છું. ત્યારે તે બોલી કે અગર જો તું મારા સવાલો બજાવવામાં પછાત પડશે તો હું તને મારા ગુલામ તરીકે રાખીશ. મેં એ શરત કબુલ કરી તે છોકરી પાસેથી **પેહેલો સવાલ** માંગયો. તે બોલી કે આ શેહેરની નજદીક એક ધણી ઊંડી ગાર છે, તેનો છેડો અતીયાર સુધી કોઈને માલમ નથી માટે તે ગારની ખબર લાવ. **બીજો સવાલ** એકે દર

ગુરૂવારની રાત્રે જંગલમાંથી એક એવો અવાજ આવે છે કે અગર જો મેં તે કામ કીધું હતે તો આજ રાત્રે તે મને કામ આવતે. તે કામ શું છે! **ત્રીજો સવાલ** એ કે મહાપરીના હાથમાં એક શાહ મોહોરો છે તે મને લાવી આપ. આ સખુનો સમજી નાચાર થઈ રજા લઈ હું મેહેલ-માંથી ઉતરયો. મારો માલ અસબાબ જે કાંઈ હતો તે સરવે લુટી લઈ મને શેહેરમાંથી બહાર કાઢી મુકયો. જેથી હું આ બીઆબાન અરણી-અમાં આવ્યોછું. એક તો માલ ગયો અને બીજું તો એશકના તીરે મારા જીગરને વીંધી નાખી, મારા દોસત આશનાઓથી જુદો પાડયો. હાતમે કહયું ફકત તું મને તે શેહેરમાં લઇ જા, અને પછી જો કે તને તારી માશુક સાથે મેલવું છું કે નહીં. તે જવાને જવાબ દીધો કે મને મારા માલની ગરજ નથી. ફકત મારૂં દોલ તે પરીપેકર નાજનીનની મહોબ-તમાં ગીરફતાર થયુંછે, તે નાજનીન મને મલવી જોઈયે. હાતમ તે જવાનની સાથે તે શેહેરમાં આવ્યો. શેહેરને જોતાં તેની અચરતીનો પાર રહ્યો નહીં. મોટા મોટા તરેહદાર મેહેલો એટલા બધા દીઠા કે પોતે પોતાની આટલી ઉમરમાં જોયા ન હતા. હાતમ હારેશ સોદાગરની છો-કરીના મેહલમાં આવી તે છોકરીને કહેવા લાગયો કે હું તારી સાથે પરણવા આવ્યો છું. તે છોકરી પરદો નાખી બોલી કે એ જુવાન પુરૂષ મારા ત્રણ સવાલનો જવાબ તું લાવી આપ. હાતમે કહ્યું કે પેહેલાં તારો બાપ જે હારેશ વેપારી કરી કહેવાયછે તેને બોલાવ, કે તે મને વચન આપે કે અગરજો હું તારા સવાલો પુરા કરૂં તો જે માણસને તુને આપવા ચાહું તેને આપી શકું. શોદાગરની છોકરી બોલી કે જ્યારે તું મારા સવાલ પુરા કરે ત્યારે હું તારીજ છું! તારે ગમે તેને આપજે. હાતમે કહયું કે તારા બાપને બોલવ કે તેની સાથે હું સરત કરૂં. તે પ્રમાણે તેણીએ પોતાના બાપ હારેશ વેપારીને બોલાવ્યો. તેની સાથે હાતમે કબુલાત કીધી. પછી હાતમે પેહેલો સવાલ માગયો. તે છોકરી બોલી કે, "મારા શેહેરની પાશે એક ઉંડી ગાર છે, **તે ગારનો છેડો કયાં છે?** તે કોઇને ખબર નથી, માટે તેની શોધ કરી લાવ." હાતમ ઉઠીયો, જેની સાથે પેલી છોકરીએ પોતાના માણસો તે ગારની નીશાન દેખાડવાને મોકલાવ્યાં. હાતમ તે ગારની આગલ આવી પેલાં માણસોને કેહવા લા-

ગયો કે, હું આવું ત્યાં સુધી તમો અહીંયાંજ બેશી રહેજો. પછી હાતમે ગારમાં ઉતરી ચાલવા માંડયું. આખો દહાડો ચાલી રાતરે કોઈ ઠેકાણે મુકામ કરતો. એમ ચાલતાં ચાલતાં એક દીવો દેખાયો. હાતમે વીચાર્યું કે હવે ગારનો છેડો આવ્યો ખરો, પણ પછી વીચારવા લાગયો કે જઈને તપાસવું જોઈએ. ચાલતાં ચાલતાં એક મોટું મેદાન નજર આવ્યું, જેમાંથી નીરમલ પાણી વહેતું જણાયું. હાતમ પોતાની સાથે થોડીક બદામ અને પાણીનો કુજો લાવ્યો હતો જેમાંથી દરરોજ ત્રણ બદામ ખાઈ થોડુંક પાણી પી ખોદાના સુકરના બજા લાવતો. પોતાનો કુજો પેલા ઝરામાંથી ભરી લીધા પછે આગલ ચાલતાં કેટલેક દહાડે એક મોટી દીવાલ નજર આવી ત્યાં એક દરવાજો હતો, તેમાં દાખલ થયો કે કેટલાએક દેવોનું ટોલું હાતમની પાસે આવી પુગુ. તેઓએ વીચાર કીધો કે આએ આદમજાદને ખાઈ જવો. લેકીન તેમાંથી એક બોલ્યો કે, આપણા પાદશાહનો હોકમ નથી કે આપણા દેશમાં આવેલા આદમજાદને હોકમ વગર ખાવો. તમો જાણતા નથી કે આપણો પાદશાહ આજ કેટલાંક વરશ થયાં બદહજમીના રોગથી હેરાન છે. કદાચ તે દરદ એ આદમજાદથી સારૂં થશે તો આપણને ઈનામ મલશે. ત્યારે બીજા દેવોએ જવાબ દીધો કે એમાં આપણનું કાંઈ નહીં વલે. ઘણાક માણસો આવી રીતે આવ્યાં અને આપણા દેશમાં કેદ પડેલાંછે. વધારે સારૂં તો એ છે કે એને આપણા સરદાર પાસે લઈ જવો. જે તેને ગમે તેમ કરે. તે પ્રમાણે તેઓ હાતમને પોતાના સરદાર પાસે લઈ ગયા. તેઓના સરદારે તેઓને જવાબ દીધો કે શા માટે તમારા બાપને લાવ્યા છો? એને છુટો મુકો કે જ્યાં ગમે ત્યાં ચાલી જાએ. તે સરદારને દલગીર જોઈને હાતમે પુછયું કે, ઓ નામવર દેવ, શા માટે આટલો ગમગીન દેખાય છે? તેણે જવાબ દીધો કે, ઓ આદમજાદ શું કહું મારાં દુઃખની વાત! મારી બાએડી આજ ઘણુંક થયું આંખના દરદથી હેરાંન છે. ઘણા ઉપાયો કીધા પણ કશો ફેર જણાતો નથી. હાતમે કહયું કે અગરજો તું મને તારી બાઈડી આગલ લઈ જાએ તો ખોદાની ફજલથી હું તે દુઃખ સારૂં કરી શકીશ. બાખુશી તે સરદારે તેમ કીધું. હાતમે પેલો મોહોરો પાણીમાં ઘસી તેણીની આંખે લગાડયો.

તસવીર ૭ મી.

પાદશાહા પાસે તેનો સરદાર હાતમને લાવ્યો.



એ પ્રમાણે ત્રણ દહાડા સુધી કીધા પછી તેની બાઈડીની આંખો સારી થઈ તેથી પેલો સરદાર એટલો તો ખુશ થઈ ગયો કે હાતમને થોડા દહાડા પોતાના ઘેરમાં રાખી ઘણી ખાતરદારીથી મેહેમાનદારી કીધી. તેને જ્યારે હાતમને ઘણુંએક ઝર આપવા કહયું ત્યારે હાતમે જવાબ દીધો કે મને જરઝવેરની કશી દરકાર નથી. ફકત તારા પાદશાહ પાસે મને લઈ જા. તે સરદાર હાતમને પોતાના બાદશાહ પાસે લઇ ગયો. બાદશાહે હાતમને ઘણી આબરૂ આપી પોતાની પાસે બેસાડી બોલ્યો કે ઓ આદમ આજ ઘણુંક થયું હું બદહજમીના રોગથી બેજાર છું. હાતમે પુછયું કે જ્યારે તું ખાવા બેસેછે ત્યારે તારી પાસે કેટલા આદમીઓ હાજર રહેછે? તેણે જવાબ દીધો કે મારા સઘલા દરબારીઓ મારી આગલ ઉભા રહેછે. હાતમે કહયું કે આજે હું પણ ઉભો રહીશ. તે દેવના બાદશાહે ઘણી ખુશીથી કબુલ કીધું. જ્યારે ખાણું લાવવામાં આવ્યું ત્યારે હાતમે સઘલી રકાબીઓ થોડો વખત સુધી ઉંગાડી રાખી. પછી પાછી ઢાંકી, પાદશાહને કહયું કે થોડો વખત સબુર કર. કેટલોએક વખત ગયા પછી હાતમે સઘલી રકાબી ઉગાડી તો તરેહવાર લેજતદાર પકવાનોને બદલે તેમાં સઘલા કોડા ચાલતા નજર આવ્યા! દેવનો પાદશાહ જેનું નામ ફ્રરોતાશ હતું તે આ દેખાવ જોઈ અજબ રહયો. પછી હાતમને કહેવા લાગયો કે ઓ જમાનાના બુજરોગ મરદ આનો અર્થ શું છે. હાતમે કહયું કે જ્યારે તું ખાવા બેસેછે ત્યારે તારા તમામ દેવોની નજર તારા ખાણા ઉપર પડેછે જેથી તારા પેટમાં તારૂં સઘલું ખાધેલું પાછું જીવતું થાએછે. આથી તને ખોરાક જરતો નથી. જ્યારેબી હવેથી તું ખાવા બેસે ત્યારે હમેશાં તું એખલો બેસજે. કોઈ તારા ચાકરને તારી પાસે ઉભો રાખતો ના. પછી તે ફ્રરોતાશ પાદશાહે કહયું કે મારી એક અરજ છે તે તું કબુલ કરી તેનો એલાજ મને બતાવ. હાતમે કહયું કે જો મારા જાનની પણ તને ગરજ હશે તો તે પણ હું તને આપી દઈશ, માટે જલદી કહે કે તે અરજ શું છે. તેણે કહયું કે મારી છોકરી આજ ઘણુંક થયું બીમાર છે. મારા શેહેરમાં એવો કોઈ તબીબ નથી જે તેણીને સારૂં કરે. એટલું સાંભલતાંજ હાતમ તેની સાથે તે છોકરીના મેહેલમાં ગયો અને જોયું તો માલમ પડયું કે તે છોકરીનો ચેહેરો

તમામ ફીકો મારી ગયલોછે. આ જોઈ હાતમે દેવો પાસે થોડુંક શરબત મંગાવી તેમાં પેલો મોહરો ઘશી તે છોકરીને પાયો. એમ કેટલાક દહાડા કીધા પછી તે છોકરી સાજી થઈ. આથી પાદશાહ હાતમના પગ પાસે પડી બોલ્યો કે, ઓ હાતમ મારી ગરદન ઉપર તારૂં હેશાન ઘણું છે. જો હું મારી આખી ઉમર સુધી તારી ચાકરી કરૂં, તોપણ એહેશાનનો બદલો મેં તને પુરતો આપ્યો એમ કહેવાય નહીં. એટલું કહી ફરોતાશ પાદશાહે સોનાં રૂપાંથી ભરેલા કેટલાક ખુમચા તેમજ યાકુત અને ઝવેર બેશુમાર હાતમના પગ આગલ મુકી બોલ્યો કે તને આપવાને લાયક ચીજો મારી પાસ કંઈજ નથી, માટે આટલું તું કબુલ કર. હાતમે કહયું કે હું એખલો એ સઘલું કેમ ઊંચકી શકું. પછી ફરોતાશ પાદશાહે પોતાના દેવોને બોલાવી હોકમ કીધો કે આ સઘલો ખજાનો હાતમની સાથે લઈ જાઓ, અને એ જ્યાં કહે ત્યાં જલદી પહોંચાડી આવો. હાતમ ત્યાંથી રૂખસદ લઈ દેવોની સાથે ચાલતો થયો. કેટલેક મહીને તે ગારના દરવાજા આગલ આવી પહોંચતાંજ હારેશ સોદાગરની છોકરીના માણસોએ જ્યારે દેવોને જોયા ત્યારે બીહીને નાસવા લાગા, પણ હાતમે તેમને સાદ મારી પાછા બોલાવી કહીયું કે ઓ માણસો તમો શું કામ બીહો છો એ તો હું હાતમ છું. દેવો તે ગારના મોં આગલ સઘલું જરઝવેર મુકી પોતાના મકાન તરફ ચાલતા થયા.

હાતમ તે સઘલું જરઝવેર ઊંચકાવી કારવાનસરામાં આવી પહોંચ્યો. પછી સઘલો ખજાનો પેલા સોદાગરને આપી બોલ્યો કે તારા એક સવાલની તેહેકીક કરી હું પાછો આવ્યો છું. પછી તે છોકરી આગલ જઈ સઘલો હેવાલ કહી તેણીથી બીજા સવાલની તલપ કીધી. તે બોલી કે દર જુમેરાતે એક એવો અવાજ આવે છે કે, **"મેં નહીં કીધું હરગેજ એક લાયક કામ, જે આજની રાતે મને ઉતારતે સરનજામ."** તેનો પત્તો મેળવી લાવ. આ સાંભળી હાતમે તરતજ જંગલ તરફનો રસતો ધરયો. આગલ ચાલ્યો એટલે એક બુલંદ ઝાડ નજરે પડીયું તેની નીચે બેસીને ખોદાની બંદગી કરવા લાગો. જ્યારે ગુરૂવાર આવ્યો ત્યારે પેલો અવાજ તેને કાને પડયો. હાતમ તરતજ ઉભો થઈ જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જવા લાગયો. જ્યારે દહાડો રોશન થયો

ત્યારે હાતમ વીચાર કરવા લાગયો કે હવે હું કયાં જાઊં? જંગલમાં આ-ણીગમ પેલીગમ જોવા લાગયો, એટલામાં એક ગાંમડું તેની નજરે પડીયું, ત્યાં જઈને હાતમે થોડો વખત આરામ લીધો. પછી રાતને વખતે તેજ અવાજ ફરીથી સમજયો. હાતમ કદમ આગલ ધરતો ચાલ્યો જતો હતો, એટલામાં હાતમને કાને એકાએક રડવાનો અવાજ સંભળાયો. હાતમ તે તરફ થોડો નહીં ગયો એટલામાં શેહેરની અંદર લોકોનું ટોળું એકઠું થયલું માલમ પડીયું. ત્યાં લોકોને જઈને પુછવા લાગો કે તમે શા માટે રડો છો. તેઓએ જવાબ દીધો કે હમારા શેહરમાં દરરોજ એક મોટી બલા આવેછે, તે દરરોજ એક આદમીને ખાઈ જાયછે. અગ-રજો હમે તેને તે પ્રમાણે એક આદમી નથી આપતાં તો આખા શેહરને તારાજ કરે છે. આજે આ શેહરના હાકમનો છોકરો તેનો ભોગ થ-વાનો છે, એટલા માટે હમો રડીએ છીએ. હાતમે કહયું કે તમારો હાકમ અને તેનો છોકરો કાંહાં છે? તેમાંથી એક જવાને તે હાકમને અને તેના છોકરાને દેખાડીયો. હાતમે તેની પાસ જઈ કહયું કે ઓ નામવર સર-દાર, તે બલાની સુરત કેવી છે તે તું મને કહે. તું ખાતરી રાખ કે તારા છોકરાને બદલે હું તે બલા આગલ જઈશ. તે હાકમ તેની હીંમત ઉપર આફરીન કરી બોલ્યો કે, તું આ શેહેરનો રહેવાસી હોય એમ જ-ણાતું નથી. હાતમે જવાબ દીધો કે હાજી, મેં આ શેહેરમાંનું પાણી પણ ચાખયું નથી. પણ વધારે વાર ન કરતાં તું મને કહે કે તે બલા કેવી છે. તે સરદારે તે બલાની તસવીર જમીનની ઉપર ચીતારી. હા-તમે કહ્યું કે ચીંતા ના રાખો, ખોદાની મદદથી હું એ બલાને તમારા સર ઉપરથી દુર કરીશ. જાણ ઓ સરદાર કે એને હલુકે કરીને કહેછે. એની ઉપર ગમે એવી તેજ તરવાલ હશે તોપણ તેનો ઘા નહીં પડશે. માટે હું કહું છું તેમ કરો. તમારા શેહરમાંથી એક આરસીવાલા પાસે બસો ગજ લાંબી અને બહસો ગજ પોહોળી એવી મોટી એક આરસી બનાવી લાવો.

તે પ્રમાણે તેઓએ આરસી બનાવી, હાતમના કહેવા પ્રમાણે જે જગાએથી તે બલા આવતી હતી તે જગાએ મુકી તે આરસીને એક મહોટી ચાદરથી ઢાંકી. હાતમે સઘલા લોકોને કહ્યું કે જેઓ આ બલાનો

તમાસો જોવા માંગતા હોય, તેઓ મારી સાથે હુભા રહો, બાકીના સઘલા પોત પોતાને ઘરે જઈ નચીંત રહો. કોઈએ જવાબ નહીં આપ્યો પણ પેલા હાકમનો છોકરો હાતમની સાથે રહેવાને તૈયાર થયો. તે હાકમે પોતાના છોકરાને સમજાવ્યો કે ઓ મારા જાન આ ખીયાલ તું તારા મનમાંથી કહાડી નાખ. તું જાણતો નથી કે તારે માટે મેં આટલો ખરચ કીધોછે અને પાછો તું તે બલાના હાથમાં જવા માંગેછે? ત્યારે તે છોકરાએ જવાબ દીધો કે જે મારે માટે મરવાને તૈયાર થયો તેને હું એકલો મેલું? ઘણુંએ સમજાવતાં જ્યારે એ ન સમજ્યો, ત્યારે તેના બાપે તેણે હાતમની સાથે રહેવા દીધો. જ્યારે રાત પડી ત્યારે અગાઉની માફક તેઓના કાને એક ઘણોજ બીહામણો અવાજ સંભલાયો. તે અવાજ સાંભલતાંજ સઘલા લોકોના ચેહરા ફીકા થયા. એટલામાં તો દુરથી તે બલા એક ગુંમજની માફક દેખાઈ, કે નથી પગ, નથી હાથ, કે નથી ગરદન, પણ ફક્ત એક મહોડું અને તે પણ તેના શરીરમાં બેસી ગયલું અને તે મહોડાંમાંથી બેસુમાર આતશ નીકળતો હતો. જ્યારે હાતમે જોયું કે તે બલા ઘણી નજદીક આવી પુગી ત્યારે આરસી ઉપરથી ચાદર ઊંચકી નાખી. હલુકે તેજ વખતે એવા જોરથી એક બાંગ મારી કે ગામના કેટલાંક માંણસો બેહોશ થઈ ગયાં અને સઘલું જંગલ ધ્રુજી રહયું. જ્યારે હલુકે પોતાનું ચીત્ર તે આરસીમાં જોયું ત્યારે લાલ પીલો થઈ જઈ એટલા જોરથી દમ ખેંચીઓ કે તેનું પેટ ફાટી ગયું. તે ફાતવાના અવાજથી ગામના બાકી રહેલા સઘલાં આદમીઓ બેહોશ થઈ ગયાં. તેનાં પેટમાંથી રસી વેહવા લાગી તે એટલી તો વધી ગઈ કે, આસપાસ લોહી અને પરૂનો એક મોટો દરીઓ થઈ ગયો. જ્યારે સઘલાં આદમીઓ હોશમાં આવ્યાં ત્યારે જોયું કે હલુકે મુવેલો પડેલો છે. બધા લોકો આવીને હાતમને પગે પડી તેનાં મોતનું કારણ પુછવા લાગયાં. હાતમે જવાબ દીધો કે જ્યારે એ બલાએ પોતાની શુરત આરસીમાં જોઈ ત્યારે તે એમ સમજયો કે આ કોઈ મારો હરીફ આવ્યો છે, માટે તેને મારવો જોઇએ. એવા વીચારથી તેને ગળી જવાની મતલબથી તે બલાએ પોતાનો દમ એટલાતો જોરથી અંદર ખેંચ્યો, કે તેનું પેટ ફાટી ગયું. આ સાંભળી સઘલાંઓ હાતમની અકલની ઘણીજ તારીફ કરવા લાગાં. અને પો-

તાથી બને તેમ દરએક જણે જરઝવાહેર લાવીને તેનાં પગ આગલ મુ-
કયું. હાતમે કહયું ઓ પ્યારા દોસતો મેં એ કામ પૈસાની લાલચથી
કીધું નથી. મેં એ કામ ખોદાની રાહ ઉપર કીધુંછે. તેઓએ હાતમને
પુછયું કે આ ગામમાં આવવાનો તારો સબબ શું છે. હાતમે કહયું કે દર
ભેસપતવારે રાતની વખતે જંગલમાંથી એક એવો અવાજ આવે છે કે
"જો મેં તે નેક કામ કીધું હોતે તો મને આજ રાતરે કામ આવતે." એ
બાબદની તેહકીક કરવાને વાસતે હું નીકળીયો છું ત્યારે તે હાકમે જ-
વાબ દીધો કે, એ અવાજ હમો ઘણું થયું સાંભળીએ છીયે પણ માલમ
નથી પડતું કે તે કીયાંથી આવેછે. જયારે રાત પડી ત્યારે હાતમ તે
અવાજની તરફ રવાના થયો, અને ચાલતાં ચાલતાં જયારે સવાર પડી
ત્યારે એક રેતીનો ટેકડો એની નજરે પડયો, જે લંબાઈ તથા પોહોળા-
ઈમાં પાંચસો ગજ હતો. જયારે હાતમ આગલ ચાલ્યો ત્યારે પાંચસો
ઘોડેસવાર અને પાંચસો માણસોનું પગે ચાલતું એક લશકર તેનો ન-
જરે પડયું પણ જરા વધારે આગલ ચાલ્યો ત્યારે તે નજરથી ગેબ થઈ
ગયું. આ બીના જોઈ હાતમે વીચારયું કે એ કબરસતાન હોવું જોઈએ.
હવે પાછો જયારે ગુરૂવાર આવે ત્યારે એ સવાલ નીકલવો જોઈએ એમ
ધારી હાતમ ત્યાંજ રહયો. જયારે ગુરૂવાર આવ્યો ત્યારે રાતનાં શું જોએ
છે કે દરએક કબરમાંથી એકેકો પાકીજેહ આદમી નીકલી પાક બી-
છાના બીછાવીને ઉપર બેઠો. તેમાં એક જન આંખમાં આંસુ લઇને
ગલીચ દીલ સાથે ફાટાં તુટાં કપડાં પેહેરીને ઊઘાડે પગે જમીન ઉપર
બેઠો હતો. બીજાઓ સરવે સુનેરી રૂપેરી ગાલીચા ઉપર પાકીજેહ મસ-
નદ બીછાવી બેઠા હતા. સરવે જણાઓ બેશીને લેહેજતદાર શરબત
પીતા હતા, પણ પેલો માણસ હાએ મારી બોલતો હતો કે "મેં તે કામ
નહીં કીધું, નહીં તો આજ રાતરે તે મને કામ આવતે." આ સાંભળ-
તાંજ હાતમે ખોદાના શુકરાના કીધા, અને પોતાની મોરાદે પંહોચયો
હોય એમ તેને માલમ પડયું. એકાએક ગેબથી પેલા સઘલા બુજરગો
આગલ તરેહ તરેહના પકવાનના ખુમચાઓ આવ્યા, તે દરેક ખુમચામાં
એકેકું શરબતનું પયાલું અને સવચ્છ પાણીનો કુંજો હતો. પેલા કં-
ગાલ માણસને માટે એક ખુમચો જુદો આવ્યો તે થુવરના દુધમાં ભે-

લેલી ઝીની ઝીની પથરીથી ભરેલો હતો. કુવામાં પાણીને બદલે લોહી અને પરૂ ભરેલું હતું. પેલા પાકીજેહ માણસોમાંથી એકે ઉઠીને હાતમની આગલ મેવાનો ભરેલો ખુમચો મુક્યો. તે ખાઈ ખાનાથી ફારેગ થયા પછી હાતમ પેલા પરહેજગાર આદમીઓ પાસે ગયો, અને તેઓને પુછ્યું કે ઓ પાક ખસલતનાં નેક પુરૂષો જો તમો પેલા કંગાલ માણસનો હેવાલ મને કહેશો તો તમારી મોટી મેહરબાની થશે. તેઓએ કહ્યું કે તમો પોતેજ જઈને તેને પુછો. હાતમ તેઓને નમીને પેલા આદમી પાસે આવ્યો ને પુછ્યું કે તારો આવો હાલ કેમ થયો છે, અને તું શા માટે એમ બરાડા પાડે છે; ખોદાને ખાતર તું મને તારો હેવાલ કહે. તે જુવાન માણસ બોલ્યો કે હું આ સઘલા માણસોનો સરદાર છું અને મારૂં નામ યુસફ સોદાગર છે. એક દહાડે હું ખારાજમ શેહેરમાં વેપારને માટે જતો હતો. મારી સાથે મારા સઘલા ચાકરો પણ હતા. હું એટલો બખીલ હતો કે મારી આખી ઉમરમાં મેં ખોદાની રાહ ઉપર એક અરધી પણ ખરચી નથી. અરધી તો શું પણ કોઈ દહાડે રોટલીનો ટુકડો પણ કોઈ ફકીરને મેં આપ્યો નહીં. આ સઘલા મારા ચાકરો ભુખીઆને ખાણું ખવાડતા, પ્યાસાને પાણી પાતા, ને નાગાને કપડાં પેહેરાવતા હતા. અને હું એઓને નશીએત કરતો હતો કે ઓ પ્યારાઓ તમારો માલ આવી રીતે શા માટે ખરચી નાંખોછો. તેઓ મને કહેતા કે હમો ખોદાની રાહ ઉપર ખરચીએ છીએ કે જે હમને છેલે કામ આવે. હું આ સાંભલી તેઓની ઉપર હસતો હતો. તેઓ મારાથી છુપી ખેરાત કરતા હતા. એક દિવશે હમે આ જગીઆએ આવી પહોંચ્યા, એટલામાં મારા માલ વિશે ચોરોને ખબર પડી તેઓ મારી ઉપર ટુટી પડયા, અને હમારો માલ અસબાબ લુટો લઈને અમને મારી નાંખયા, અને આ જગાયાએ દાટયા. એઓ સઘલા પોતાની ખેરાતથી આવો મોટો મરતબો પામયા છે, પણ હું મારી બખીલાઈને માટે આવા ફેજે પહોચયો છું. જ્યારે ચોરોએ અમને મારી નાંખયા પછી ચાલવા માંડયું તેવોજ તેમાંથી એક બોલ્યો કે ઓ દોસતો આપણે આ લોકને નાહક મારી નાંખયા છે અને એઓનો માલ અસબાબ લુટી લીધો છે તેથી એઓની લાસને કાંઈબોરીતે દાટવી

જોઈએ. નહીં તો કુતરાં, કોહોલાં, વરૂઓ, ને ગીધો, એઓને ખાઈ જશે. તે પછી વીચાર કરો હમને તેઓએ આ ઠેકાણે દાટયા. જાણ ઓ ભલા માણસ કે હું ચીન દેશમાં રહું છું, અને સઘલા મારાં સગાં વહાલાંઓ ફકીરને હાલે ભીખ માગેછે. મારા ઘરની પાસે એક મોટું ઝાડ છે તે ઝાડની નીચે ઘણું ઝરઝવેર દાટેલુંછે. અગરજો તે ધનમાંથી કોઈ મારાં સગાં વહાલાંઓને આપે અને થોડું ખોદાની રાહ ઉપર ખરચે તો હું આ મારા ચાકરોની બરાબર બેસી લેહેજતદાર ખાણું ખાઈ શકું. હાતમે કહીયું કે ઓ ધનવાન પુરૂષ હું તારૂં એ કામ બજાવીશ. પછી જ્યારે સહવાર થઇ ત્યારે પેલા સઘલા માણસો પોતાની કબરમાં ગેબ થઈ ગયા, અને હાતમે ચીન તરફનો રસતો લીધો. થોડેક દુર પહોંચ્યો એટલે સામેથી એક કુવો દેખાયો ત્યાં એક માણસ ઉભો રહી કુવામાંથી પાણી કાઢતો હતો. એટલામાં હાથીની સુંઢવાલો એક કાલો સાપ પાણીની સપાટી ઉપર આવીને તે મુસાફરને કમરમાંથો ધરીને તરત પાણીમાં જતો રહયો. હાતમ આ તમાશો જોઈ અફસોસ કરવા લાગયો કે આ બીચારો ગરીબ મુસાફર કોણ જાણે કયાં જઈ પડયો હશે! મારે એની મદદે જવું જોઈએ. એમ વીચાર કરી કુવામાં કુદકો મારીયો. જ્યારે જમીનપર તેના પગ લાગયા ત્યારે નહીં તે કુવો જણાયો કે નહીં તે સાંપ મગર એક મોટું મેદાન તેની નજરે પડીયું. બેશુમાર ઝાડો હરીઆલીથી ભરેલાં તેની નજરે પડયાં, જે ઝાડોની વચમાં એક મોટો મેહેલ દેખાયો. તે મેહેલ તરફ હાતમ ગયો. ત્યાં જઈ જોએછે તો સફાઈદાર જરઝવેરથી સંગારેલાં દીવાનખાનાં તેની નજરે પડયાં. વચોવચમાં એક મકાન હતું, જ્યાં હીરામાંનેકથી જડેલું એક તખત મુકેલું હતું, જે તખતની ઉપર એક અતી મોટા કદનો દેવરૂપી માણસ સુતેલો હતો. હાતમે વિચાર કીધો કે એ ઉઠે તો હું એને પેલા મુસાફર તથા સાંપ વીશે પુછું. એમ ધારી તે પેલા દેવની નજદીક જઈને બેઠો એટલામાં હાતમે જોયું કે પેલો સાંપ પેલા મુસાફરને કમરમાંથી ધરીને બેઠો છે. સાંપે જેવો હાતમને જોયો તેવો તે હાતમની તરફ દોડી આવયો. હાતમે તે સાંપને પોતાના ગુસ્સામાં એટલો તો જોરથી દાબયો કે તે સાંપ મોટેથી બુમ પાડવા લાગયો. તેના અવાજથી પેલો દેવ જાગી ઉઠી બો-

લવા લાગયો કે ઓ માણસ તું એને શું કામ મારેછે. એ સાંપ નથી એ તો હમારો કાસદ છે, તું એને છોડી દે. હાતમે કહયું કે જ્યાં સુધી એ પેલા માનસને છોડશે નહીં, ત્યાં સુધી હું એને છોડીશ નહીં. પેલા દેવે પેલા સાંપને કહીયું કે ખબરદાર, આ માણસ ઘણો જોરાવર માલમ પડેછે. કદાચ એ તારા પેટમાં જશે તો સઘલો તલેસમાત તોડી નાંખશે, માટે હુશીઆર રેહેજે. આ સાંભલતાંજ તે સાંપના બે હોઠ જે હાતમના હાથમાં હતા. તે ચીરીને હાતમ તે સાંપના પેટમાં જતો રહયો.

તે દેવે ગમે એટલુંબી કહીયું પણ તે સાંપ હાતમને ગલી ગયો. હાતમે એકાએક ગેબીથી એક અવાજ સાંભલ્યો કે ઓ હાતમ તું જે ઘરમાં હાલ છે તેને તારા ખંજરથી ચીરી નાંખ. કે તું આ તલેસમાતથી બહાર આવશે. અગર નહીં તો કેઆમત સુધી આ સાંપના પેટમાંજ રેહેશે. હાતમ પાસે કંઇ પણ હથીઆર નહીં હતાં. પણ અંદર શોધ કરતાં કંઈ ગાએના શીંગડાં જેવું હાતમના હાથમાં આવીયું, તે લઇને હાતમે તેનું પેટ ચીરી નાંખયું! તરતજ એક મોટો દરીઓ પેદા થયો. પાણી એટલાં વધવા લાગયાં કે હાતમે તેમાં ગોટાં ખાધાં. જ્યારે કલાક એક પછી પાણીનું જોસ નરમ પડ્યું ત્યારે હાતમનાં પગ જમીન ઉપર લાગા. આંખ ઊઘાડીને જોએછે તો નહીં તે દેવ કે નહીં તે સાંપ કે નહીં તે કુવો કે નહીં બાગ નજરે પડીયો, પણ એક મોટું મેદાન દીઠામાં આવયું જેમાં હજારો આદમીઓ હારબંધ ઉભેલાં દેખાયાં. કેટલાંક મુએલાં અને કેટલાંક મરતાં જણાયાં. તેઓ સઘલાં સુકાં લાકડાં જેવાં થઇ ગયાં હતાં, તેમાં પેલો મુસાફર પણ હતો. હાતમે જઇને તેને પુછયું ત્યારે તે બોલ્યો કે મને તેમજ આ સઘલા માનસોને એક સાંપ લાવ્યોછે. હાતમે તેઓની આગલ તે તલેશમની સઘલી હકીકત કહી જણાવી ત્યારે તેઓ સઘલા હાતમને પગે પડયા, અને જાણયું કે હવે એ બલા તેઓથી દુર થઈ છે. પછી તેઓ નમીને પોતાને ઘર ગયા. હાતમે ચીન તરફનો રસતો લીધો. થોડાક દહાડા પછી એક શેહેરની નજદીક આવી પહોંચયો. દરવાજાની અંદર દાખલ થતાં તેને દરબાનોએ અટકાવી કહયું કે તું ક્યાં જાએછે. પેહેલાં તુંને હમારા પાદશાહ પાસે આવવું પડશે. પછી જ્યાં તારૂં મન ચાહે ત્યાં જજે.

આ સાંભલી હાતમ બોલ્યો કે એ ખોદાના બંદાઓ તમારા જેવું હું પણ એક માણસ છું. શું કામ મને શેહેરમાં જતો અટકાવો છો. જો તમારી ખુશી હોય તો ચાલો હું તમારા રાજા પાસે આવવાને તૈયાર છું. પછી તેઓ તેને પોતાના પાદશાહ આગલ લઈ ગયા. જયારે તે પાદશાહ આગલ ગયો ત્યારે પાદશાહે પુછયું કે, ઓ મુસાફર તું કોણ છે, કયાંથી આવ્યો છે, અને તારૂં નામ શું છે? ત્યારે હાતમે જવાબ દીધો કે ઓ પાદશાહ હું એમનનો શાહાજાદો હાતમ બીન તાઈ છું, મારો ઈરાદો ચીન જવાનો છે. પછી હાતમે તે નગરનુ નામ પુછયું. રાજાએ જવાબ દીધો કે એ નગરીને બીદાદ કરીને કહે છે. મારે ત્યાં મારી છોકરી જે કોઈ મુસાફર હીંયાં આવે છે તેને ત્રણ સવાલ પુછે છે. જો કોઈ તે સવાલોનો જવાબ આપતું નથી તેને તે છોકરી સુલીએ ચઢાવે છે, અને આ સઘલાં ખુનોનો ભાર, મારી ગરદન ઉપર રહે છે, પણ આજ દીન સુધી કોઈ પણ બાપે પોતાની છોકરીને મારી નથી નાખી, તેથી મારો છોકરીને મારી નાખવાની હીમત ચાલતી નથી. હાતમે આ સાંભલી તે પાદશાહને દીલાસો દઈ તેની ખાતરી કીધી કે, તે કરીમે કારસાજની મેહેરબાનીથી તારી ઉપરના દુઃખનું હું નીવારણ કરોશ. આટલી વાતચીત કીધા પછી હાતમ તે છોકરીના મેહેલમાં ગયો. તે છોકરોને હાતમનાં આવ્યાની ખબર થવાથી તે છોકરી સંણગાર પેહડી તૈયાર થઈ, હાતમને અંદર બોલાવ્યો. તેનું રૂપ જોઈ હાતમ ઘણોજ અજબ થયો. તે છોકરીએ હાતમને ઉઠોને માન આપી એક સોનાના તખત ઉપર બેસાડી પોતે ખુરસી ઉપર બેઠી. તે છોકરીએ પોતાની દાયાને બોલાવી હલવેથી કહયું કે ઓ મારી મેહરબાન મા, આ ખુબ ચેહેરાના જવાન ઉપર મારૂં દીલ લાગી રહયું છે ને એના પ્યારે મારા દીલમાં ઘર કીધુંછે, કારણકે એ કોઈ મોટા ખાનદાનનો નજર આવે છે. પણ અફસોસ સવારે તો એ મારીયો જશે. તેણીની દાયા બોલી કે જયારે પરવરદેગારે તારી અને તારા બાપની ઉપર આવીજ રીતનો સીતમ કીધો છે તો તેમાં આપણું કશું ચાલનાર નથી. લેકીન હું એમ ધારૂંછું કે તારી ઉપરનું દુઃખ આ માણસથી જતું રેહેશે. હાતમ બોલ્યો કે, હવે તું મને કહે કે મારી સાથ તને શું કામ છે, અને શા માટે તું

મુસાફરોને જાનથી મારી નાંખે છે. ત્યારે તે દાયા બોલી કે એ જવાન, જયારે રાત પડે છે ત્યારે આ છોકરી દીવાની થઈ જાય છે, અને મોંહમાંથી ખાલી બકવા કરે છે. ત્યાર પછી તે મુસાફરને ત્રણ સવાલ પુછે છે, અને જયારે તે મુસાફરથી તેના જવાબ નથી અપાતા, ત્યારે તે છોકરી તે મુસાફરને પોતાની નજદીક ખેંચે છે, અને સુલીએ ચઢાવે છે. પછી હાતમ વીચાર કરવા લાગો કે એક વખત જોઊં તો ખરો કે હીંયાં મારી હઈઆતી છે યા મોત છે. એટલામાં હાતમની આગલ લેહેજતદાર ખાણું આવ્યું. હાતમે કહયું કે જ્યારે હું તમારૂં કામ પાર પાડીશ, ત્યારેજ ખાણું ખાઈશ. કારણકે કામને એક કોરે મુકવું અને પેટ ભરી તરેહદાર પકવાન ખાઈ જીવ આપવો, એ અકલથી દુર છે. તે દાયા બોલી કે મને માલમ પડે છે કે, હમારૂં કામ તારા હાથેજ પાર પડશે. ખોદાતાલા તુંને હરતરફથી બનતી મદદ પોંહોંચાડશે. જ્યારે રાત થઈ ત્યારે સઘળા ખીદમતગારો અને માણસો મેહલમાંથી બાહાર ગયાં અને મેહેલના દરવાજા મકમ બંધ કીધા.

જ્યારે એક પહોર ગુજરયો ત્યારે તે છોકરી દેવાની થઈ ગઈ, ને બક બક કરવા લાગી. પછી હાતમ તરફ ફરીને બોલી કે, એ મુરખ જવાન તુંને જરા પણ અકલ ન આવી કે ચાલી ચલાવીને તું મોહતના ફાંદામાં આવ્યોછે, તો મારા સવાલોનો જવાબ આપ. હાતમે કહયું કે જલદી બોલ તારા સવાલો શું છે. તે બોલી કે દરીઆવનું એવું કયું ટીપું છે કે જેમાંથી જાન પેદા થાય છે. હાતમે વિચાર કરી કહયું કે તે ટીપું ઈનશાનના ભેદનો પરદો ખોલનારૂં છે! એટલેકે તે બુન છે કે જેમાંથી જાન નીપજે છે. પછી બીજો સવાલ પુછયો કે એક એવો કયો મેવો છે કે જે માણસને સરવે મેવાથી મીઠો છે. હાતમે જવાબ દીધો કે તે મેવો ફરઝંદ છે. પછી ત્રીજો સવાલ પુછયો કે જે કોઈ પણ માણસને નહીં જોઈએ, પણ જે પેહેલે યા છેલે માણસ આગલ આવેછે. હાતમે જવાબ દીધો કે તે મોહત છે. આ સાંભલી તે છોકરી માંથું નીચું કરી ધ્રુજવા લાગી. પછી ખુરશી ઉપરથી જમીન ઉપર તુટી પડી, કે તેજ વખતે તેની કમરમાંથી એક કાલો સાંપ પેદા થયો. જે હાતમ તરફ એકદમ દોડતો આવ્યો. હાતમે વીચારયું કે એને

મારૂંછું તો એક જાનની ઘાત થાય છે, અને નથી મારતો તો મારો જાન જાય છે. પછી જેવો સાંપ આવ્યો કે તેવોજ તેને ગરદનમાંથી પકડી પીતલના એક મજબુત વાસણમાં બંધ કરી એક માણસપુર ઊંડી જમીન ખોડીને તેની અંદર તે વાસણ મુકીને તેને ચુના મટોડાંથી મજબુત પુ-રીને તે જમીન બંધ કીધી, અને તે છોકરી આગલ આવી તખત ઉપર બેઠો. જ્યારે રાતની એક પહોર બાકી રહી ત્યારે તે છોકરી હોંશમાં આવી અને પોતાના મોંહ ઉપર બુરખો નાંખીને બોલી કે ઓ બેગાના પુરૂષ તું કોણ છે અને તું અહીં શા માટે આવ્યો છે? હાતમે કહયું કે તું આટલા વારમાં મને ભુલી ગઈ. તેંજ મને ગઈ કાલે બોલાવ્યો હતો. તે છોકરીએ બાંગ મારી પોતાની દાયા અને ચાકરોને બોલાવી હાતમને ત્યાંથી લઈ જવા કહયું. જ્યારે દાયા નજદીક આવ ત્યારે તે છોકરીએ તેને કહયું કે આજે આ મુસાફર સલાતમ કેમ રહયો છે. પછી હાતમે તે છોકરીના બાપને બોલાવી સરવે બીના કહી. તેના બાપે હાતમને કહયું કે મારા વચન પ્રમાણે હું તુંને મારી આ છોકરી નેકામાં આપું છું. હાતમે તે કબુલ કીધું અને નેકા કરી તે છોકરી સાથ હાતમ ત્રણ મહીના રહયો. જ્યારે તે છોકરીને હમેલ રહયા, ત્યારે હાતમે રૂખસદ થવા ચાહયું તેથી શાહજાદીને કહયું કે મારૂં વતન યમન છે, અગરજો તને છોકરો થાય તો આ પત્તો આપી તેને યમન મોકલા-વજે. અગરજો છોકરી થાય તો તેને સારાં ખાનદાનમાં પરણાવજે. એમ કહી ઘણોએક દીલાસો આપી પોતાને કામે નીકલ્યો. થોડા દ-હાડા પછી ચીન આવી પુગો. ત્યાંના રેહેવાસીઓને પુછતાં યુસફ વે-પારીનું ઘર શોધી કાઢયું, અને તેનાં સગાં વહાલાંને પણ શેહેરમાંથી શોધી કાઢયાં. હાતમે તે યુસફના છોકરાઓને કહયું કે હું તમારા બાપ પાસેથી સંદેશો લાવ્યો છું. આ સાંભલી લોકો ખડખડ હસવા લાગ્યા, ને બો-લવા લાગયા કે તું તો દીવાનો છે. હમારા બાપને મરી ગયાને આજ કેટલાં વરસ થઈ ગયાં છે. ત્યારે તું મુએલાંનો પેગામ કયાંથી લાવ્યો? તેઓને હાતમે ઘણુંએ સમજાવયું અને બોલયો કે અગરજો તમારી ખાતરી નહીં થતી હોય તો તમારા આએ મેહેલની પા-સે જે ઝાડ છે તેની પાસે ખાડો ખોદો અને તેમાંથી તમને પુષકળ ખ-

જાનો માલમ પડશે. હાતમે જે સઘલી બીના જોઈ હતી તે તેઓની આગલ કહી સંભલાવી. યુસફ સોદાગરના સઘલાં સગાં વહાલાંઓએ તે દોલત સંપસંપીને વહેંચી લીધી. તેમાંથી ઘણોએક ભાગ ખોદાની રાહ ઉપર ખરચ કીધો, જેથી પેલો યુસફ સોદાગર પણ તેના ચાકરોની માફક રેસમી ગાલીચા ઉપર બેશી ખાણું ખાતો થયો. હાતમ ચીનથી નીકલીને પેલી કબરસતાન આગલ આવયો, અને યુસફ સોદાગર સાથે મુલાકાત કરી ત્યાંથી પોતાને કામે નીકલ્યો. ચાલતાં ચાલતાં એક જંગલમાં આવ્યો કે એક બુઢો માણસ ઝાડ તલે બેઠો હતો, તેને હાતમની પાસે ખેરાત માંગી તેથી હાતમે પોતાને હાથની વીતી કાઢી તે બુઢા ભીખારીને આપી. તે ભીખારીએ એવી રીતે અવાજ કીધો કે કેટલાએક ચોરો એકદમ નીકલી આવી હાતમની સાથે વાત કરતા કરતા ચાલયા. થોડે રસતે ગયા નહીં એટલામાં એક કુવો આવયો, જેમાં તેઓએ હાતમને કેટલાએક જખમો કરી, લુટીને નાખી દીધો અને સઘલા નાશી ગયા. હાતમને જયારે પેલા ચોરોએ લુટીને જખમો કીધા, ત્યારે તેણે તેમને ઘણુંબી સમજાવયું કે તમો શું કામ એમ કરો છો. અગરજો તમુને જરની ગરજ છે તો તમો ચાહો તેટલો આપવાને તૈયાર છું પણ તેઓએ હરગેજ માનયું નહીં, અને હાતમને આવી હાલતમાં નાખી નાશી ગયા. હાતમની આગલ પેલા રીંછની છોકરીનો આપેલો મોહરો રહયો હતો. જે તેને થુકમાં ઘશીને પોતાના જખમ ઉપર લગાડયો જેથી તે જખમ રૂજાયા. હાતમે કુવામાં એક ખાબ જોયો કે જેમાં એક પુરૂષ કહેતો હોએ કે હાતમ તું કાંઈ ફીકર ના કર આ કુવાની અંદર અખુત ખજાનો તે ખોદાતાલાએ તારેજ નામે દાટેલો છે! ઉઠ, અને તે લે. કારણકે હજી તારાથી ઘણાક નેક કામ આ દુનીયાંમાં થવાનાં છે. જયારે તું આવી રીતે તારૂં દીલ તંગ કરી નાંખશે ત્યારે ખોદાના કામો તું શી રીતે બજા લાવશે. હાતમ ઉઠયો અને ખોદાના શુકરાના કીધા. હાતમે બીજી રાત્રે ફરીથી સવપનો જોયો. જેણે એમ કહયું કે આવતી કાલે બે માણસો આ જગયાએ આવી પુગશે. તેઓ તુને કુવામાંથી બહાર કાઢશે. તેની મદદથી તું આ ખજાનો તારા સવાધીનમાં લેજે. હાતમે કહયું કે બે માણસો સાથે હું

આટલો બધો ખજાનો શી રીતે લઉં. જવાબ એવો સમજયો કે બે માણસ પુરતાં છે. જ્યારે સવાર પડી ત્યારે ખાબમાં કહયા પ્રમાણે પેલા બે પુરૂષો કુવાની આગલ આવી લાગયા અને હાતમને બહાર કાઢયો. હાતમે તેઓને પેલા ખજાના વીશે વાત કહી, તેઓની મદદથી પેલું સઘલું દાટેલું ઝવેર ખોદી કાઢયું. પછી પેલા પુરૂષોને સઘલું ઝવેર આપી પોતે થોડું લઈ પેલા ચોરોની શોધમાં ચાલયો. આખરે તે ચોરોનો પટો મેલવયો, અને તેઓને આવું મરદુમ આજારીનું કામ કરવા માટે ઘણી નશીએત કીધી, કે એ ખોદાના બંદાઓ તમો જો જરઝવેરની ખાહેશ રાખતા હોવો તો આવો મારી સાથે, હું તમને મનપુરતું ધન આપું. કારણકે તમારી પાસ તમારૂં ગુજરાન કરવાને કાંઈ નથી, તેથી આવો ધંધો તમો લઈ બેઠા છે. તમો માણસ જાતને દુઃખ દેવાથી તોબા કરો. હું તમને એટલું ધન આપું છું કે તમો વંશપરંપરા વાપડશો. તે સઘલાઓએ કબુલ કીધું કે અગરજો હમારી પાસે ધન હોય તો અમો આવો ધંધો શું કામ કરીએ ? અંતે હાતમે તેઓને સઘલું જર આપયું અને પોતાને કામે ચાલયો. રસતે જતાં એક ભુખથી અધમુઓ થએલો કુતરો તેને મલયો. જેની જીભ તદન બહાર નીકલી આવી હતી. હાતમે વીચારયું કે કદાચ આ જંગલમાં વનજારાનું ટોલું આવયું હશે જેને લગતો આ કુતરો હોવો જોઈએ. જયારે તે કુતરો નજદીક આવયો ત્યારે હાતમે તેને બગલમાં ઉંચકી લીધો, અને કોઈ પાણીવાલી જગયા શોધવા લાગયો કે જો પાણી મલે તો તે પાઈને કુતરાનો જીવ ઉગારે. ચાલતાં ચાલતાં દુરથી એક ગામડું નજર આવયું, તે ગામડાંમાં આવ્યો, ત્યારે ત્યાંનાં લોકો તેની આગલ જવની રોટલી અને છાશ લાવયા જે તેને કુતરાને ખવાડી. પછી તેને થોડું પાણી પાયું. કુતરાએ તેમ કીધા પછી પોતે ઘણો ખુશી થઈ ગયો હોય તેમ દેખાવ કીધો. ત્યારપછી તેની આગલ અદબથી બેઠો. હાતમ આ મામલો જોઈ ખોદાની બેહદ તારીફ કરવા લાગો, કે આવા એક કમીના જાનવરને પણ તે પરમકૃપાલુ પરમેશ્વરે આટલી મોટી અકલ બક્ષી છે. એટલામાં તે કુતરાનાં માંથામાં કાંઈ ખીલા જેવું હાતમને દેખાયું. હાતમે તપાસી જોયું તો માલમ પડયું કે લોખંડનો એક મોટો ખીલો તેનાં

માંથામાં ઠોકેલો છે. તે ખીલો જોરથી હાતમે બહાર ખેંચી કાઢયો, તેવોજ પેલો કુતરો એક ખુબસુરત જવાંન થઈ હાતમની આગલ ઉભો રહયો. આ જોઈ હાતમ ઘણો અજબ થયો. પછી પુછયું કે એ ખોદાના બંદા તું સાચું કહે કે તું કોણ છે ? પેહેલાં તું હેવાનની સુરતમાં હતો, અને જયારે આ ખીલો મેં તારાં માથામાંથી ખેંચી કાઢયો ત્યારે તું આદમીની સુરતનો થઈ ગયો. તે જવાંને પોતાનું માંથું હાતમના પગ ઉપર મુકી કહયું કે, એ નામવર હું જાતે ઈનસાન છું. મારો હેવાલ તને શું કહું. પણ જયારે તેં મારી ઉપર આટલું મોટું હેશાન કીધુંછે, ત્યારે મારાથી તને કહયા વગર રહેવાતું નથી. જાણ એ ધરમી પુરૂષ કે હું ચીન દેશનો મોટો વેપારી છું. મારા બાપ પાસ બેહદ ખજાંનો હતો. મારો વેપાર ઘણો મોટો હોવાને લીધે મને બહારગામ મુસાફરી કરવી પડતી. થોડોક વખત પછી મેં એક ખુબસુરત જવાંન ઓરત સાથે નેકા કીધા. પણ તે ઓરત બદફેલીના કામોમાં મારા એક હબસી નોકર સાથે મશગુલ હતી. જયારે મુસાફરીથી મારે ઘેર આવી રાતનાં જ્યારે મેં બીછાના ઉપર આરામ કીધો, ત્યારે મારી બેવફા ઓરતે ઊંઘમાં મારાં માથામાં એક મોટો ખીલો ઠોકયો, કે તેવોજ હું એક કુતરાની સુરતે બની ગયો. જ્યારે હું ગામમાં કુતરાની હાલતે ફરવા લાગયો ત્યારે મને ગામના કુતરાઓએ હાંકી કહાડયો. હું નાચાર થઈ કુતરાઓની ધાસતીથી જંગલ તરફ આવયો, જ્યાં ત્રણ દહાડાનો ભુખો પયાસો તને મલયો, અને તેં મારી ઉપર ઉપકાર કરી મને જીવતદાંન દીધું. હાતમે તેને કહયું કે એ ખીલો તું તારી પાસે રેહેવા દેજે અને અગરજો તારી બઈરી ઉપર તું કીનો લેવા ચાહતો હોય તો બરોબર તક સાંધી તારી બઈરીના માથા ઉપર તું મારજે કે તે કુતરી થઈ જશે. પછી વાત કરતાં કરતાં જે શેહેરમાં હારશ વેપારી રહેતો હતો તે શેહેરમાં આવી લાગયો. પેલા જવાન માણસે હાતમને પોતાને ઘર આવવાને ઘણા કાલાવાલા કીધા. જેવો તે જવાંન પોતાના ઘરમાં દાખલ થયો તેવાજ તેના ચાકરો તેને જોઈ ઘણા ખુશી થયા, અને પોતાની સેઠાણીના બદફેલોનું સઘલું બીઆંન કરવા લાગા. તે પોતાના સુવાના ઓરડામાં જઈ જોએ છે તો તેની બાઈડી પેલા ગોલામની સાથે છે. તરતજ તેણે તરવાર મયાંનથી ખેંચી, પેલા ગુલાંમનું માથું કાપી

નાંખયું, અને પેલો ખીલો પોતાની બાઈડીના માંથામાં ઠોકયો કે તેવીજ તે કુતરી થઈ ગઈ. પછી દોરીથી બાંધી તેને હાતમની આગલ લાવયો. હાતમે તેની હીંમત ઉપર આફ્રીન કરી તેને ઘણી સાબાસી આપી. પછી હાતમને તેણે પોતાના ઘરમા ઘણાક દહાડા રાખી ઘણી ખાતરદારીથી મેહેમાંનદારી કરયા પછી રૂખસત કીધો. હાતમ તે હારશ સોદાગરની છોકરીનાં મેહેલમાં આવયો તેવીજ દરબાંનોએ જઈને અંદર ખબર કીધી કે તરતજ તે છોકરીએ હાતમને પોતાની પાસે બોલાવી પોતે પરદેનશીન થઈ તેને એક સોનાની ખુરશી ઉપર બેસાડી ઘણી માયાથી પોતાના સવાલનો જવાબ પુછયો. હાતમે પેહેલેથી છેલલે સુધી જે જોયું હતું તેનું વીગતવાર બયાન કીધું. ત્યારે તે છોકરી બોલી કે એ દલેર જવાંન તું સરવે સાચુંજ કહે છે. તારા બોલવામાં લેશ પણ અસત્ય નથી. કારણકે તે અવાજ હમણા આવતો બંધ થયો છે. હવે મારા ત્રીજા સવાલનો જવાબ તું લાવી આપ. હાતમે તે સવાલ પુછયો. તયારે તે છોકરી બોલી કે મારો **ત્રીજો સવાલ એ છે કે માહા પરી આગલ જે શાહ મોહરો છે તે મને લાવી આપ.** હાતમે કહયું કે તે પણ ખોદાની મેહેરબાંનીથી પાર પડશે. પછી મેહેમાનસરામાં આવી પેલા જવાનને મલયો. હાતમે તેની આગલ સઘલો ખુલાસો કરી કહયું કે એ ખુબસુરત જવાંન તારા બે સવાલો મેં તે કરીમે કારસાજની મેહેરથી પુરા કીધાછે, અને આ ત્રીજાની ખબર લેવા જાઊ છું. એ સવાલ પુરો થયો કે તને તારી માશુક મલી એમજ જાંણ. એવો ઘણોએક દીલાસો દઈ હાતમ પોતાને કામે નીકલયો. પછી ચીંતા કરતો કરતો એક ઝાડની નીચે બેઠો. આખરે તેનાં મનમાં આવ્યું કે એનો પત્તો પેલા દેવના પાદશાહ પાસેથી મળશે, માટે તેની ફરી મુલાકાત લેવી જોઈએ. એમ કહી તે ગારમાં પાછો પડયો. આખરે તે દેવના પાદશાહ ફરેતાશનાં શેહેરમાં આવયો. ચોકીબાનોએ અંદર જઈને હાતમના આવ્યાની ખબર કીધી કે તરતજ ફરેતાશ પાદશાહ પોતાના તખત ઉપરથી ઉતરી મેહેલની બાહાર હાતમને એસતેકબાલ લેવા આવ્યો. હાતમને જોતાંજ તે તેને ભેટી પડી ઘણી આબરૂ ઈજત આપીને પોતાની કચેરીમાં લાવી પોતાના તખતની ઉપર પોતાની પાસે

બેસાડી, તેનાં આવવાનું કારણ પુછ્યું. હાતમે કહયું કે મને માહા પરીના શાહમોહરો લેવા જવું છે. ફરેતાશે જવાબ દીધો કે એ વાહલા હાતમ, એ ખીઆલ તું મનમાંથી કહાડી મુક, કારણકે માહરા જબરદસત દેવોની પણ તાકાત નથી કે, પરીઓનાં મુલકમાં પગ મુકી શકે. હાતમે કહયું કે એ કામ મેં મારે માટે ઉઠાવ્યું નથી, પણ મારા જેવા એક આદમીને માટે ઉઠાવયું છે. જે કેરદેગાર મને અહીં લાવ્યો છે, તેજ મને સહીસલાંમત પહોંચાડશે. ફક્ત હું એટલુંજ ચાહું છું કે તું મારી રાહબરીને માટે તારા એકાદ બે દેવોને મારી સાથે મોકલ. કારણકે મને રસતો ખબર નથી. આખરે ફરેતાશ પાદશાહે હાતમની અરજ કબુલ કીધી, અને પછી પોતાને ત્યાં થોડાક દહાડા રાખી ઘણીજ મેહેરબાનીથી તેની પરવેશી કીધી. જ્યારે હાતમ પોતાને કામે નીકળવાને તૈયાર થયો ત્યારે ફરેતાશ પાદશાહે પોતાના કેટલાક મોટા દેવોને હાતમની સાથે જવાને ફરમાવયું, અને હોકમ કીધો કે હાતમને તમો સહીસલામત માહા પરીની હદ સુધી લઈ જાવો, જયાં સુધી હાતમ પાછો ફરે નહીં ત્યાં સુધી તમો તેજ ઠેકાણે બેસજો. પછી દેવો હોકમ મુજબ હાતમને લેઈ ગયા અને માહા પરીના મુલક સુધી થોડા દહાડામાં આવી પોંહોંચ્યા. તેઓએ હાતમને ત્યાં ઉતારો કહયું કે હવે અમારાથી વધારે આગલ જવાય નહીં. કારણકે માહા પરી કોઈબી પારકી જાતને પોતાનાં દેશમાં જીવતી રાખતી નથી. ત્યાંથી પછી હાતમે પગે ચાલવા માડયું. થોડા દહાડા પછી એક મોટો પાહાડ દેખાયો કે જેની ટોંચ આસમાન સાથે લાગેલી હતી, અને તે પાહાડની ઉપર એટલાં તો ઝાડો ઉગયાં હતાં કે તે પાહાડની પેલે પાર શું છે તે તદન જણાતું નહી હતું. હાતમે તે પાહાડની ઉપર પરીજાદોનું એક મોટું ટોલું જોયું, અને તેઓને બોલતાં સાભલ્યું કે પેલો આદમીજાત જે આપણી સાંમે આવે છે તેને જીવતો મુકવો નહી જોઈએ, કારણકે તે પાહાડ ઉપર ચઢવાનો એરાદો રાખે છે. પછી તે પરીજાદોનું ટોલું નીચે આવ્યું અને હાતમને પકડી પહાડ ઉપર લેઈ પુછ્યું કે તું ક્યાંથી આવ્યો છે? આ જગીઆએ શું કામ રાખે છે અને તુંને હ્યાં કોણ લેઈ આવ્યું. હાતમે કહયું કે જે ખોદાએ તમોને અને મને પેદા કરયાં તેજ ખોદા મને આ ઠેકાણે લેઈ આવ્યો, અને હું

શુરી શેહેરથી આવ્યો છું. તેમાંથી એક જણ બોલી કે હવે અમને ખબર પડી. તુંને હારેશ વેપારીની છોકરીએ મોકલ્યો છે. કારણકે તેણીને શાહમોહરાની ગરજ છે. હાતમે પોતાના દીલમાં વીચારયું કે અગરજો હમણા હું સાચું કહું છું તો જીવથી મારયો જાઉં છું અને જો જુઠું બોલું છું તો ખોદાનો ગુનેહગાર થાઉં છું, તેથી વધારે સારૂં એજ છે કે ચુપ રહેવું. એમ વીચારી હાતમે તેઓને કંઈ જવાબ દીધો નહીં. પછી તેઓએ પોતામાં મસલેહત કરીને હાતમને આતશમાં નાખવાનો વીચાર કરી મોટાં મોટાં લાકડાં લાવી સલગાવી તેમાં હાતમને નાખ્યો. હાતમે તેઓનો વીચાર અગાઉથીજ જાણીને પોતાનાં મોંહમાં રીંછની છોકરીએ આપેલો મોહરો રાખ્યો હતો, તેથી તેને કંઈ ઈજા થઈ નહીં. જ્યારે આતસના શોલા આસમાન તરફ ઉડવા લાગ્યા ત્યારે પરીજાદોએ વીચાર કરયો કે એ બળી ગયો હશે. તેથી તેઓ ત્યાંથી જતાં રહ્યાં. જ્યારે સઘલું બળતું ત્રણ દહાડા પછી હોલવાઈ ગયું ત્યારે હાતમ બહાર આવી તે પાક પરવરદેગારના બેહદ સુગરાના કરી આગલ ચાલ્યો ત્યારે તેજ પરીજાદોએ તેને ફરીથી જોયો અને તેની પાસે દોડતાં આવી પુછયું કે, ઓ આદમના બચા, તું આ જગીઆએ કેમ આવ્યો છે. તારા જેવાજ એક આદમીને આજ ચાર દીવસ ઉપર આગમો બાળી મુકયો હતો. બોલ, કે તું તેજ છે, કે બીજો. હાતમે કયું કે તમારા જેવા બેવકુફો આ દુનીયાંમાં બીજા કોઈજ નહી હશે, કારણકે જે કોઈ આગમાં બળે તે પાછો જીવતો થાએ એમ કદી સાંભલ્યું નથી. ઓ હમકો, હું તેજ માણસ છું કે જેને તમોએ આગમાં બાળી મુકયો હતો. એ ગધેડાના પાદશાહો ખોદા મારી ઉપર એટલો તો મેહેરબાન છે કે તમોએ ગંજાવર આગમાં મને નાંખ્યો પણ તમો બદમાસોનું કંઈ વલયું નહીં. તેઓ આ સાંભળી એટલા તો ગુસ્સે થઈ ગયા કે હાતમને આગલના કરતાં મોટી આગ સળગાવી તેમાં નાખ્યો. એવી રીતે ત્રણ વખત હાતમને તેઓએ આગમાં નાખ્યો. જ્યારે તેઓએ જોયું કે એ બલા આગમાં પણ બળતી નથી ત્યારે તેઓએ તેને એક ઊંડી ગાર ખોદી તેમાં નાખ્યો. અંતે ખોદાની મેહેરથી તે ગારમાંથી પણ હાતમ સલામત બાહાર નીકલ્યો ત્યારે તેઓએ તેઓનાં મુલકમાં એક મોટો ખારો દ-

રીઓ હતો તેમાં હાતમને નાખી દીધો. તેવામાં તેને એક મોટી મા-
છલી ગલી ગઈ. જ્યારે હાતમે જોયું કે હું દરીઆમાં ગોતાં ખાતો નથી,
પણ તેને ઘણીજ ગરમી માલમ પડી ત્યારે જાણ્યું કે હું કોઈ એક જાન-
વરનાં પેટમાં છું. જ્યારે તે માછલીએ જોયું કે આ બલા હજમ થતી
નથી ત્યારે દરીએ કાંઠે આવી હાતમને ઓકી કાઢી પાછી પાણીમાં દોડી
ગઈ. હાતમ થોડોક વખત સુધી બેહોશ જેવો પડી રહ્યો કારણકે
ઘણી ભુખ અને તરસથી ચાલવાની તાકાત નહીં રહી ત્યારે ખોદાને યાદ
કરવા લાગો. અને સઘલી તરફ જોવા લાગો. એટલામાં પરીઓનું એક
બીજું ટોલું તેને જણાયું. તે ટોલું હાતમની આગલ આવીને પુછવા
લાગયું કે તુંને આ જગીઆએ કોણ લાવ્યું. હાતમ બોલ્યો કે મને
ખોદા લાવ્યો, મને એક માછલી ગલી ગઈ હતી, તે પાછી દરીયાને કીનારે
નાંખી ગઈ. અગરજો તમારામાં ખોદાએ રહેમ મુકી હોય તો મને કાંઈ
ખાવા પીવાનું આપો, કારણકે હું ઘણોજ ભુખો તરસો છું. તેઓએ
કહ્યું કે અમે તુંને ખાવાનું કેવી રીતે આપી શકયે. કારણકે હમારા
પાદશાહનો એવો હોકમ છે કે જો કોઈબી આદમી યા દેવ હમારા મુલ-
કમાં આવે તો તેને જાનથી મારી નાખવો. ત્યારે તેમાંથી એકે જવાબ
દીધો કે ઓ પ્યારાંઓ કયાં પાદશાહ અને કયાં આપણે. આ બી-
ચારો પોતાની મેલે કંઈ આવ્યો નથી, પણ ખોદા જાણે કે એને માછલી
કયાંથી ગળી ગઈ. એની હઈઆતીએ જોર કીધું છે તેથી એ જીવતો
રહયો છે. એ ઇનસાન છે તેથી આપણા કરતાં પણ મોટો દરજ્જો
ધરાવે છે. એટલા માટે આપણને લાજમ છે કે એને આપને ઘર લઈ
જઈ ત્યાં એની ચાકરી કરયે. ત્યારે બીજીઓ બોલી કે અગરજો
આપણે એને ખાનું આપ્યે અને પાદશાહને ખબર મલે તો તે આપણને
જીવતાં મુકવાનો નથી. ત્યારે હાતમે જવાબ દીધો કે અગરજો મને
મારી નાંખવાથી તમને ફાએદો થતો હોય તો તમે ચીંતા વગર તેમ કરો,
હું મરવાને તૈયાર છું. ત્યારે કેટલાએકે જવાબ આપ્યો કે આપણા
પાદશાહનો મુલક આપણા મુલકથી સાત દહાડાને રસતે છે માટે હીયાં
કોણ આવે છે અને જાય છે ને કોણ પુછે છે. આખરે તેઓ હાતમને
પોતાને ઘર લઈ જઈ તેને ખવાડી પીવાડી ખુબ તાજો કીધો. દરરોજ

તેઓ હાતમની સાથે વાતમાં મશગુલ થતાં. તેની વાત તેઓને એટલી દીલપસંદ લાગી કે હાતમની સોબત તેઓને ઘણીજ ફાયદાકારક માલમ પડી. એક દહાડે તેઓએ હાતમને કહ્યું કે હવે તું અમને ખરૂં કહે કે હીયાં આવવાનો તારો સબબ શું છે? હાતમે સઘલી વાત અવલથી આખર સુધી તેઓને એવી રીતે સમજાવી કે, તેઓનાં દીલમાં ઘણીજ અસર થઈ. તેઓએ તેને ઘણી મેહેરબાનાથી પુછ્યું કે આટલીબધી રંજ અને મુશીબત ખેંચવાનું તને શું કારણ છે. હાતમે કહ્યું કે મને માહાપરી સાથ કામ છે. તેઓ બોલીઓ કે ઓ નાદાન તું માહાપરીનું નામ ના દે. કારણકે જો તેને માલમ પડશે, કે હમે એક આદમીને આસરો આપ્યો છે, તો તે તને અને હમને બધાંને મારી નાંખશે. હાતમે કહ્યું કે જયાં સુધી મારી તેમજ તમારી હઈઆતી છે, ત્યાં સુધી સેતાનમાં પણ એટલી શકતી નથી કે આપણા જાનને હાની પુગાડે, અને અગરજો તમને ધાસતી લાગતી હોય તો તમો મને બાંધીને તમારા પાદશાહ પાસે લેઈ જાવો, અને જે ફરમાવે તે કરો. તેઓએ જવાબ દીધો કે પેહલાં હમે તારી પરવેસી કરી તુંને દોસત તરીકે રાખ્યો અને હવે જો તુંને મારી નાખવાને માટે લઈ જઈએ, તો તે ઘણું શરમ ભરેલું કહેવાય. હાતમે કહ્યું કે આખરે મને જરૂર તમારા પાદશાહ પાસે જવું છે, માટે તમો કંઈ તદબીર કરો મને તમારા પાદશાહ સાથે મેળવો. પછી તેઓએ વીચાર કરીને પોતામાંની એકને પાદશાહની પાસે મોકલાવી. તે પાદશાહ પાસે જઈ અદપથી ઉભી રહી કહેવા લાગી કે, ઓ હજારો ફરસંગના બાપ હમારા હાથમાં કુલઝંમના દરીઆ આગળથી એક સુરજના તેજ મીસાલનો આદમજાદ આવ્યો છે તે એવો તો સ્વરૂપવાન છે કે આપણા મુલકમાં હજારો માણસો અતયાર સુધી મારયા ગયા પણ તેની બરોબરનું રૂપ હમોએ કદી જોયું નથી. તે સાથે તે એવોતો કાબેલ હકીમ છે કે, કંઈ તારીફ મારી જુબાનથી થઈ શકતી નથી. એવી રીતનાં ઘણાંએક સીફતના સખુનો બોલી પાદશાહ પાસે અરજ ગુજારી. પાદશાહે તેને હોકમ કીધો કે તાકીદથી તેને મારી આગલ લાવી હાજર કરે. તે પરી ઉડતી ઉડતી પંદર દહાડે પોતાને મુકામે આવી પહોંચી અને જે હેવાલ પોતે પાદશાહ પાસે કહયો હતો,

તે સઘલો કહી સંભળાવ્યો. હાતમે તેની ઘણીએક તારીફ કીધી. પછી તેઓએ હાતમની સાથે ઉડવા માંડયું. હવે હાતમના આવ્યાની ખબર માહા પરીના દરેક મુલકમાં ફેલાઇ, જેથી હાતમને લાખો પરીઓનું ટોલું જે રસતે હાતમ જવાનો હતો તે રસતે જઈ ઉભું રહયું. કારણકે તેઓએ વીચારયું કે પાદશાહનાં શેહરમાં જઇ હાતમને જોઈ શકાશે નહીં. તેઓમાં મનસા પરીની છોકરી હસના પરી જે રૂપમાં તેમજ ગુણમાં પુરી હતી તેને પણ હાતમને જોવાનું મન થયું. તે વખતે તે પરીએ પોતાની માં પાસે આવી રજા માંગી કે, ઓ મારી મેહરબાન માતા હું આપણા બાગમાં સેહેલ કરવા ઇચ્છું છું. તેની માતાએ જવાબ દીધો કે તારા બાપ પાસે રજા લઈ સુખે જા. પછી તે પોતાનાં બાપ પાસેથી રજા લઈ પોતાની સાહેલીઓ સાથ પોતાનાં બાગમાં ફરવા ગઈ. હવે પરીઓનાં મુલકમાં એવો ધારો હતો કે જે કોઈ બહાર ફરવા જાય તે ચાલીસ દીવસ સુધી મુસાફરીની મોજ મારે. હસના પરી પોતાની સાહેલીઓ સંગાત ફરવા જતી વખતે પોતાનાં બાગમાં કદી નહીં જોયલો ભપકો કરી પોતે જરઝવેરમાં સંગારઈ આવી હતી. કુલઝમના નેગેહબાનો હાતમને ઊંચકી લઈ ઉડતા ઉડતા માહા પરીનાં મુલક તરફ જતા હતા તેઓ દરરોજ થાક લેવાને માટે કોઈ કોઇ જગાએ આરામ કરતા હતા. હાતમની ખુબીની વાત જ્યારે હસનાં પરીને કાંને પડી તે વખતે તેણીએ નીશચય કીધો કે, મારે એ આદમી સંગાત જરૂરે જરૂર મોહબત કરવી. પછી પોતાની સાહેલીઓનો વીચાર પુછવા લાગી. તેઓ સઘલીઓએ જવાબ દીધો કે ઓ મારી તાજવર શાહાજાદી, જો તારો પક્કો ઠેડાવજ હોય તો હમો હાતમને તારી નજદીક હાજર કરયે, તેણીએ તે કબુલ કીધું. પેલી પરીઓ ઉડતી ઉડતી જ્યાં હાતમ કુલઝમના નેગેહબાંનો સાથે સુતો હતો ત્યાં આવી, અને હાતમને તેમજ પેલા નેગેહબાંનોને ખાબમાં ગીરફતાર થયલા જોઈ, હાતમને બેહોશીની દવા સુંઘારી, ઊંચકી લઇ પોતાની શાહાજાદી હસના પરીનાં મેહેલ તરફ ઉડી આવી. હવે જ્યારે પેલા નેગેહબાંનોએ જોયું કે તે આદમી પોતાનાં હાથથી ગુમ થયો છે ત્યારે તેઓએ દરેક ઠેકાણે તલાસ કરવા માંડી પણ જ્યારે કોઈબી ઠેકાણેથી હાતમનો પત્તો નહીં મલયો ત્યારે સઘલાઓએ વીચાર

કીધો કે, આપણે પાદશાહા પાસે જવું નહીં, કારણકે પાદશાહને જો હાતમના ગુમ થયાની ખબર પડશે તો બેશક આપણને જમને હવાલે કરશે. પેલી તરફ જ્યારે હસનાં પરીનાં મેહેલમાં હાતમ મોજ કરતો હતો, ત્યારે માહાપરી પાદશાહને ઘણીજ ચીંતા પેદા થઈ. તેણે દરેક ઠેકાણે કુલઝમના નેગેહબાંનો માટે જાસુસો મોકલાવ્યા, તેઓને અંતે તેઓએ પકડયા. તેઓએ પાદશાહ પાસે અરજ કીધી કે હમો જ્યારે રાતના સુતેલા હતા, એટલે એ આદમીજાત કેઠે ગુમ થઈ ગયો. કદાચ એનું સુરય જેવું તેજ જોઈ કોઈ પરી એની ઉપર આશક પડી એને ઉઠાવી લઈ ગઈ હશે. માટે તેની તલાસ કરવાને તમો નામવર પાદશાહા અમને થોડા દીવસની મેહેતલ આપો. પાદશાહે તેઓની અરજ કબુલ કીધી. તેઓ સઘલા જુદે જુદે ઠેકાણે હાતમની શોધમાં મંડયા. તેમાંથી એક પરીજાદે હાતમને હસનાં પરીના બાગમાં જોયો. જ્યારે તેણે હસના પરીને હાતમને આપી દેવાને કહયું તયારે હસનાં પરીએ પોતાની સાહેલીઓને તેને પકડવા ફરમાવયું. આથી તે પરીજાદ ઘણો ગુસ્સે થઈ બોલવા લાગયો કે, અગરજો ઓ હાસના પરી તું તારા જાંનની સલામતી ચાહતી હોય તો, હમને આ આદમીજાત જલદીથી સત્રાધીન કર, નહીં તો તારા ઘણા બુરા હાલ થશે. પણ આ ધમકીને હસનાં પરીએ કંઈ પણ વજન આપયું નહીં. તરતજ તે ઉઠી પાદશાહ પાસે આવ્યો, અને હાતમને હસનાં પરીનાં બાગમાં તેણીની સાથે ઉભેલો જોયો, અને પોતે કેહેવા છતાં તે પરીએ હાતમને નહીં આપયો, એ સરવે બીનાં તેને કહી સંભલાવી. પાદશાહ અતી મોટા કરોધમાં આવી પોતાનાં દસ હજાર માણસને મનસાપરી, તેની બાઈડી, અને તેની છોકરી હસનાપરીને કેદ કરી લાવવા ફરમાવ્યું. તેઓએ તરત જઈ રાજાનો હુકમ બજાવ્યો. હસના પરીનો બાપ મનસા પરી પેલા લશકરના સરદારને પુછવા લાગ્યો કે રાજાનાં આ એકાએક કરોધમાન થવાના કારણો શું છે? તેણે કહયું કે તારી દીકરી આજ કેટલુંક થયું એક આદમીજાતને ચોરી લાવી તેની સાથે રહી છે, માટે પાદશાહે આવો હુકમ મોકલાવ્યો છે. તેઓએ પેહેલાં કબુલ નહીં કીધું, પણ જ્યારે હસનાં પરીનાં બાગમાં તેઓ ગયાં, ત્યારે તેઓએ હસનાં પરીને હાતમની સાથે સરાબ પીતાં જો

ઈ તેઓની પુરી ખાતરી થઈ, અને મનસાપરી, તેની બાઈડી, હસનાપરી, અને હાતમ એઓ સરવે પાદશાહના મુલક તરફ ચાલયાં. તેઓ તે મુલકમાં આવી પોંહોંચતાંજ સઘલાંને રાજાની હજુરમાં તરતજ લાવવામાં આવ્યાં. રાજાએ મનસાપરીને પેહેલાં બોલવા ફરમાવયું. તેણે તખતને બોસો દેઈ ઘણીજ નમનતાઈથી અરજ કીધી કે એ પરી જમીનનાં પાલનાર રેહેમના ખાવીંદ આ બાબદ વીશે હજરત સુલેમાંનનાં કસમ લેઈ કહું છું કે મને બીલકુલ ખબર નથી, હું તદન અજાણો છું. મારી છોકરી હસના પરીનો સઘલો વાંક છે. જ્યારે તમો નામવરે હમારી ઉપર રોશ ચઢાવી આટલું મોટું લશકર મોકલાવ્યું, ત્યારે હમો તમો તાજદારની આજ્ઞાને માન આપી તરતજ તમો આદેલના મુલક તરફ તૈયાર થઈ આવ્યાં તેનો સઘલો હેવાલ તમને આ ગુલજાર સરદાર પાસથી મળશે. તે સરદારે સઘલો વીગતવાર હેવાલ પાદશાહ આગલ રજુ કરયો. પાદશાહે કેહયું કે હવે મને માલમ પડે છે કે એમાં તારો કે તારી બાઈડીનો કે તારાં સગાંવાહલાંનો કશો અપરાધ નથી. તમો સરવને તેમજ તારી વહાલી બેટીને પણ હું ક્ષમા કરૂં છું, તે આ સરતથી કે તારી પુતરી આ આદમીજાતને વગર અડચણે મારા સવાધીનમાં આપે. હસનાપરીએ તે કબુલ કીધું, અને તેઓ સઘલાં પાદશાહને હજારો હજાર દુવા દેઈ, તેની ઉપર આફરીન કરી પોતાનાં શેહેરમાં જવાને તૈયાર થયાં. માહા પરીએ હાતમનું રૂપ જોઈ અચરતીનાં આંગલાં મોંહમાં ધરયાં, અને પોતાની પાસે બેસાડી હાતમનાં આવવાનું કારણ પુછયું. હાતમે કહયું કે દેવોના પાદશાહ ફરોતાશનાં મુખમાંથી તમો નેક નામવરની તારીફનાં બેહદ સખુનો સાંભળી, આ મુલક જોવાનો મેં પકો ઈરાદો કીધો, અને બેહદ સંકટ સોસી અતરે આવ્યો. પાદશાહે પુછયું કે એ બુજોરગી ભરેલા નુરમંદ આદમી મારા છોકરાની આંખો આજ કેટલાં વરષ થયાં બંધ થઈ રહી છે, તે કેમે કરી ઉંઘડતી નથી. મારા મુલકમાં કોઈ એવો ચાલાક તબીબ નથી જે મારા છોકરાની આંખો સફા કરે. મને એજ એકલો પુતર છે, અને મારી સઘળી ઉમેદો એના ઉપર છે. પણ તે કીરતારે મારાં અતી વહાલાં ફરજંદને તેનાં જનમ પછી સુખનો એકબી કટરો બખશાયો નથી. હાતમે ઘણોક દીલાસો દઈ જવાબ દીધો કે

તસવીર ૮ મી.

પરીના પાદશાહા સાથે હાતમની મુલાકાત.



તમો નામદારે એ વાતની કશી ફીકર ચીંતા કરવી નહીં. ઘણી સોચના કરવે આપણું કામ દુરૂસત થતું નથી. કરમમાં લખેલા લેખ કદી મીતતા નથી. સરવને સુખ દુઃખ અપાયુંજ જાયછે, માટે ખોદાની મેહેરથી તારા એકપુરા છોકરાની આંખો હું સાજી કરી શકીશ. પાદશાહે હાતમને વચન આપ્યું કે તેના બદલામાં તું જે માંગશે તે હું તારા પગ આગલ લાવી હાજર કરીશ. હાતમે પછી પોતાનાં બોલ પ્રમાણે તે છોકરાની આંખો પેલા મોહરાથી થોડી થોડી સાજી કીધી. હવે તે છોકરાની આંખોમાં જરા જરા તેજ આવયું. પછી હાતમે કહયું કે જુલમાતનાં જંગલમાં એક ઝાડ છે, જેને નુરરેઝ કહે છે. તે ઝાડનાં બે ત્રણ ટીપાં અગરજો મારે હાથ આવે તો એનો આંખો તદન સાજી થઈ જાય. માહા પરીએ પોતાનાં સઘલા પરીજાદોને બોલાવી જુલમાતનાં જંગલમાં જવાને ફરમાવ્યું. પણ કોઈની હીંમત ચાલી નહીં. આખરે હસના પરી પાદશાહ પાસે હાજર થઈ જુલમાતમાં જવાને તૈયાર થઈ, તે એવી સરતે કે હાતમને તેણીને સવાધીન કરવો. પાદશાહે કહયું કે એ વાત મારાથી કદી બને નહીં, પણ જો એ આદમી પોતાની મેલે તારી સોબતમાં રેહેવા ચાહે તો તેમાં હું કશી રીતે વાંધો લેનાર નથી. હાતમે કહયું કે હું હસના પરી સાથ થોડા દહાડા રેહેવાને કબુલ થાઉં છું. હસના પરીએ તે કબુલ કીધું અને પછી જુલમાતનાં જંગલ તરફ ઉડવા લાગી. આખરે ચાલીશ દહાડા પછી તે જંગલમાં જઈ લાગી, જ્યાં એક એવું મોટું ઝાડ જોયું કે જેનાં દાલાં નવમાં ફુલક સાથે લાગેલાં છે. હસનાં પરી તે જોતાંજ દંગ થઇ ઉભી રહી. પછી પોતાની સાથે લાવેલી બાટલીમાં પેલાં ઝાડમાંથી જે ટીપાં ઝરતાં હતાં તે લીધાં, અને ત્યાંથી વીજલીપેરે ઉડવા માંડયું. જે દેવો ઝાડની ચોકીને માટે ત્યાં નીંદમાં પડેલા હતા, તેઓ આ જોઈ હસનાં પરીની પુઠે મંડયા. હસનાપરી દેવોને પોતાની પાછલ આવતા જોઇ નહીં કલપી શકાય એટલી તાકીદથી જુલમાતનાં જંગલની બહાર નીકળી અને દશ દીવસમાં પાદશાહની હજુર આવી પોંહોંચી. હાતમે તે પાણીને રીંછની છોકરીનાં આપેલા મોહરામાં ઘસીને તે છોકરાની ચશમોને લગાડયું કે તે તદન દેખતો થઈ હાતમને પગે પડયો. હાતમે તેને પો-

તાની બગલમાં લઈ ઘણા પ્યારથી કોટી કરી, પોતાની પાસે બેસાડયો. પાદશાહે બેસુમાર જરઝવેર હાતમનાં પગ આગલ લાવી મુકયું. હાતમે કહયું કે ઓ ગરીબ પરવર, મેં આ કામ જરને માટે નથી કીધું, પણ જશને માટે કીધું છે. આટલું બધું જર મને એખલાને શા ખપનું છે ? પણ જે વચન તેં મને આપ્યું છે તે વચનને તું સાબેત રહે. માહાપરીએ ઉતર દીધો કે તે વચન પ્રમાણે હું ચાલવાને તતપર છું. હજરત સુલેમાનના કસમ લઈ કહું છું કે, તું મારી પાસે જે માંગશે તે હું તને આપીશ. હાતમે કહયું કે તમો નામવર પાસે જે શાહામોહરો છે તે મને આપો. માહાપરીએ તરતજ નીચું જોઈ હાતમને તે માગવાનું કારણ પુછયું. પછી પોતેજ બોલ્યો કે એ મોહરો હારેસ વેપારીની છોકરીએ તારી પાસે મંગાવયો હશે. પછી તે મોહરો હાતમને આપીને બોલ્યો કે એની પાસથી એ હું પાછો લઈશ. હાતમે કહયું કે પેલા જવાનનાં એ છોકરી સાથ નેકા થયા પછી દશમે દહાડે તું તે લઈ લેજે. જેવો હાતમે તે મોહરો પોતાના હાથમાં લીધો કે જમીનની અંદરનું દાટેલું સઘલું ધન તેની નજરે પડયું. હાતમ એ મોહરાની ખુબીથી ઘણો અચરત પામયો. પછી ત્યાંથી નીકળી ફરેતાશ પાદશાહના શેહેરમાં પેલા દેવોની સાથે આવી પહોંચી ત્યાંથી પેલી ગારમાં થઈને પેલી છોકરીનાં મેહેલ તરફ આવી, તે મોહરો તેણીને આપ્યો. પછી તેણીના બાપને બોલાવી પેલા જવાનની સાથે નેકા કીધા. તે પછી દશમે દહાડે તે છોકરીની પાસેથી પેલો મોહરો ગેપ થઈ ગયો, જેથી તે ઘણી રડવા લાગી. હાતમે તેણીને દીલાસો દીધો કે, મેં તારા ધણીને એટલું તો ધન આપેલું છે કે તે ધનનો છેડો કદી આવવાનો નથી. ત્યાંથી પછી હોસનબાનુના સવાલની શોધમાં હાતમ નીકલ્યો. ચાલતાં ચાલતાં એક દરીઆને કીનારે જઈ પુગો જયાં એક મોટો મેહેલ હતો, તે તરફ કદમ ધરીઆં. આવીને જુએ છે તો તેના દરવાજાપર નેકી કર અને દરીઆમાં નાંખ એમ લખેલું છે. આ જોઈ હાતમે પોતાના મનમાં ખુશી થઈ ધારયું કે, હવે મારી મોરાદ પાર પડી જશે. અંદર દાખલ થતાં થોડાક ચાકરો આવી હાતમને પોતાના ધણી પાસે લઈ ગયા. જ્યારે હાતમ પેલા બુઢ્ઢા માણસ પાસે ગયો ત્યારે તે પોતાના તખત ઉપરથી

તસવીર ૯ મી.

"નેકી કર ને દરીઆમાં નાખ" એમ બોલનાર
સાથ હાતમની મુલાકત.



નીચે ઉતરી હાતમને ઘણી મહોબતથી ભેટયો, અને ઘણુંએક માન આપી પોતાની પાસે બેસાડી પોતાના માણસોને તરેહ તરેહનું ખાણું લાવવા ફરમાવયું. જ્યારે તેઓ ખાવાથી ફારેગ થયા ત્યારે હાતમે કહયું કે એ પાક પીર મરદ તમારા દરવાજાપર જે લખ્યું છે તેનો અર્થ શું છે? ત્યારે તે ઘરડા માણસે જવાબ દીધો કે હું અગાઉ એક લુટારો હતો, અને જે મુસાફરો પોતાનો માલ લઈ જંગલને રસતે જતા હતા, તેઓનો માલ લુટી લેતો હતો. કોઈ કોઈ વખત હું મજુરી કરતો હતો, પણ દરરોજ રાતના બે રોટલી, ધી અને શાકર, સાથે પકાવીને દરીઆમાં નાંખતો હતો, અને એવું કહેતો હતો કે એ કામ ખોદાની રાહ ઉપર કરૂં છું. એવી રીતે થોડાક દીન ગયા પછી એક દીવશે હું આજારી પડયો અને મોતની અણી ઉપર આવ્યો. એવામાં બેશુધીની હાલતમાં એક માણસ આવી મને હાથ પકડી દોજખની તરફ લઈ ગયો અને કહયું કે તારે માટે આજ મકાન છે. પછી મને દોજખના ઉપરીને સવાધીન કીધો. તે મને દોજખમાં નાંખતો હતો એટલામાં બે જવાન ફરેસતા આવીને મને હાથ પકડીને પોતાની તરફ ખેંચવા લાગયા, અને બોલ્યા કે હમો એને નહીં છોડશું. કારણકે આ માણસની જગયા તો બેહેસ્તમાં કીધેલી છે, માટે તું એને છોડી દે. હમે એને બેહેસ્તમાં લઈ જઈએ છીએ. પછી મને તે જગયા તરફ લાવ્યા, એટલે એક બુધો આદમી ઉઠીને બોલ્યો કે એને તમો શા માટે લાવ્યા છો, કારણકે હજુર એની ઉમર બાકી છે, અને તે માણસ બીજો છે જેનું નામ પણ એવુંજ છે. પછી તેઓ મને મારી જગયાએ પહોંચાડી પોતાને કામે ગયા. જતી વખતે તેઓ બોલ્યા કે હમે તેજ બે રોટલી છીએ, જે તું ખોદાની રાહ ઉપર દરીઆમાં નાંખતો હતો. એ મુજબનો સ્વપનો જોઇ હું જાગી ઉઠયો અને ખોદાના શુકરાના કીધા કે ઓ ખોદા આ દુનીયામાં એકલો તુંજ ગુહનાની માફી બખશનારો છે. હમો તારા બંદા છીએ. તું મને ગેબીથી મારાં ગુજરાન માટે ધન મોકલ જેથી હું આ પાપી ધંધો છોડી દઉં. એક દહાડે હું દરીઆમાં બે રોટલી નાખવા ગયો ત્યારે મને દરીઆમાંથી એકસો દીનાર મલ્યા જે દીનાર લઈ મેં ઘેર આવી ઢંઢેરો પીટાવીઓ કે અગરજો કોઈના દીનાર ગયા હોય તો તે મારી પાસથી આવીને લે.

એ રીતે મને દશ દીવસ સુધી દીનાર મલ્યા કીધા. તેને મેં દશ દહાડા સુધી રાખ્યા, પણ કોઇ ધણી તેની ઉપર પોતાનો હક સાબેત કરવા આવ્યો નહીં. અગીઆરમી રાતરે મેં સ્વપનામાં સમજ્યું કે ઓ પીર મરદ આ દીનાર સઘલા તારે માટે તે મોટો દયાળુ ઈશ્વર મોકલે છે. એ તારી બે રોટલીનું ફળ તુંને મલે છે. તે માટે તે દીનાર તુંજ લે, અને તેનો સારો ઉપયોગ કર. જ્યારે હું જાગી ઉઠયો ત્યારે ખોદાની બક્તી કરી તે પૈસામાંથી મેં આ મેહેલ બંધાવ્યો, અને દરવાજાપર લખ્યું છે કે **નેકી કર અને દરીઆમાં નાંખ.** આવી વાત સમજી હાતમ ઘણો ખુશી થયો અને ત્રણ દહાડા તે ઘરડા પુરૂષના મેહેલમાં રહી હોસનબાનુંના શેહેર શાહઆબાદ તરફ નીકલ્યો. રસતે આવતાં એક કાળા સાંપને એક સફેદ સાંપ સાથે મારામારી કરતાં જોયો. હાતમને માલમ પડયું કે પેલો કાલો સાંપ સફેદ સાંપને પકડી મારી નાખશે. એવામાં દોડી તે કાળા સાપને પકડવા ગયો પણ તે દોડી નાસી ગયો અને પેલો સફેદ સાંપ કેટલોક વખત સુધી એક ઝાડ હેઠળ બેહોશીમાં પડી રહયો. તે સાંપને કહેવા લાગયો કે તું ખાતરી રાખજે કે હું તને એક ક્ષણ પણ વીલો મુકનાર નથી. તે સાંપે હોશમાં આવી કહયું કે ઓ હીંમતવાન પુરૂષ હું એક જીન છું અને આ શેહેરનાં પાદશાહનો છોકરો છું. પેલો કાલો સાંપ મારા બાપનો એક ગુલામ છે તે મારી સાથે અદાવત રાખે છે. આજે તક જોઈ મને મારવા આયો હતો. નજદીક હતું કે એ મને મારે એટલામાં તેં મારી ઉપર મેરબાની કરી મને એ હરામજાદાના હાથમાંથી છોડવ્યો. મારૂં ઘર અહયાંથી ઘણું નજદીક છે. માટે તું ત્યાં આવી થોડો વખત આરામ લે. હાતમે તેને ના કહયું પણ તે ઘણી બહોંસ કરી તેને લઇ ગયો, જ્યારે તેઓ એક જંગલમાં આવ્યા ત્યારે તે ગોલામ સાંપના રૂપમાં પેલા જીનના પાદશાહની પુઠે લાગો. જ્યારે હાતમ અને પેલો જીન બંને જણા એક લશકરમાં દાખલ થયા ત્યારે હાતમે પુછયું કે આ લશકર કોણનું છે? તેણે જવાબ દીધો કે એ લશકર આ તારા બંદાનું છે. પછી તે જીને હાતમને પોતાના તખત ઉપર બેશાડયો અને તેની કદમબુસી કરી પુષકલ ઝવાહેર તેના પગ આગલ મુકીયું. એટલામાં પેલા ગુલામને તે જીનના માણ-

સો પકડી લાવયાં. પછી તેને ગરદન મારવાનો હોકમ કીધો. હાતમે પેલા ઝવાહેરમાંથી થોડાંક લીધાં અને ત્યાંથી નીકલી હોસનબાનુના શેહેર તરફ ચાલ્યો. બે વરસ અને છ મહીના પછી તે ત્યાં આવી પહોંચ્યો. જતાં વારજ તે કારવાનસરામાં મુનીરસામી પાસે ગયો. મુનીરસામી જોતાંજ તેને પગે પડીયો. હાતમે તેને ઉઠાડી ઘણા હેતથી બગલગીરી કીધી. એટલામાં હોસનબાનુના માણસો આવી હાતમને તેણીની પાસે તેડી લઈ ગયા. હાતમે જે સઘલું જોયું અને સાંભલીયું હતું તેનું વીગતવાર વરણન કીધું. પછી હાતમ ત્યાં થોડા દીવસ રહી ત્રીજા સવાલની શોધમાં નીકલ્યો.

---

## હાતમે ત્રીજો સવાલ પુરો કીધો તે વીષે.

**કોઇ માણસ સાથે બદી કરતો ના, જો કરશે તો તેવુંજ પામશે.** એ સવાલની જોસતેજો કરવા માટે હાતમ નીકલ્યો. કેટલાક દીવસ પછી તેને આસમાનસે લાગે એવી ઊંચાઇનો એક અતી મોટો પાહાડ દીઠો. જ્યારે તે પાહાડની હેઠળ પુગયો તયારે રડવાનો અવાજ હાતમને કાને પડયો કે "ઓ પરી પેકર તારી જુદઇથી મને ના માર." હાતમ પાહાડ ઉપર ચઢયો ત્યારે એક મોટું છાયાંવાલું ઝાડ તેની નજરે પડયું, જેનો નીચે સંગેમરમર પથરની લાડીઓ જડેલી હતી. હાતમ જોય છે કે એક ખુબસુરત ચેહેરેનો જવાન પણ તદન ડુબલો થઇ ગયલો આંખ બંધ કરી હાથમાં ઝાડની એક ડાલી પકડી ઉભેલો છે. પછી તે માણસની આગલ હાતમ ગયો અને ઘણાએક કાલાવાલા કરી તેનો હેવાલ પુછવા લાગયો. હાતમે તેને ઘણીવાર પુછયું પણ જ્યારે કંઈ ઉતર નહીં મલ્યો ત્યારે વીચારયું કે કદાચ એ બેહરો હશે. તે જવાંને થોડો વાર પછી હાતમની સાંમે આંખ ઊઘાડી જવાબ દીધો કે ઓ પ્યારા તું કયાંથી આવ્યો છે? તારૂં મુબારક નામ શું છે? અને મારી સાથે તને શું કામ છે? હાતમે કહયું કે જ્યારે તું ને હું એકજ જાતના છીએ ત્યારે હું તારૂં દુઃખ દુર કરૂં, અને તું મારૂં દુઃખ દુર કરે. આદમ જાતને એક આદમ દુઃખ-

માં જોય અને જ્યારે તે દુઃખ દુર કરવાને ઉપાય ન કરે, ત્યારે તે આ-દમ શા કામનો ? તે જવાને કહયું કે તારા જેવા ઘણાએક શખસો મારી પાસે આવી મારો હાલ પુછી ચાલયા ગયા, પણ કોઈએ એલાજ કરવાને માટે હમણાં સુધી કમર બાંધી નથી તેથી તું પણ તારે મારગે ચાલયો જા. શા માટે મારી ઉપર ખાલી આફ્રત વરસાવે છે. હાતમે કહયું કે જ્યારે તું સઘલા માણસો આગલ બોલ્યો છે તો ખોદાને ખાતર એક વાર મારો આગલ તો બોલ. પછી હાતમ તેની આગલ બેઠો ત્યારે તે જવાંને જવાબ દીધો કે હું એક સોદાગર છું. મારૂં નામ તમીમ છે. હું ખોરાજમનો રેહવાસી છું. એક દહાડો હું મારા કાફલા સાથે રૂમમાં જ-તાં આ જગાએ આવી પોહોંચ્યો ત્યારે હું હાજતને માટે મારા કાફ્લાથી દુર થઈ આ ઝાડ તળે આવ્યો અને એક ચાંદની ખુબસુર-તીની પરી પેકરને જોઈ હું બેહોશ થઈ જમીન ઉપર પડી ગયો, તેવીજ તે પરીએ મારૂં માથું પોતાની જાંગ ઉપર મુકીને ઘણોએક ગુલાબ છાંટી મને હુશીયાર કીધો. જ્યારે તે દીલભરના હાથમાં મને જોયો ત્યારે હું તેના ઉપર હજારો જાનથી આશક થઈ પુછવા લાગયો કે, ઓ નાજનીન આ જંગલમાં તું કોણ છે, અને હયાં શા માટે રહીછે. તે દીલબરે જવાબ આ-પ્યો કે હું એક પરી છું, આ કીલ્લો મારો છે, અને હું એક આદમીને મારો ખાવીંદ કરવા માંગતી હતી, તે મારી માગની ખોદાએ આજે પાર પાડી છે. એટલામાટે મેં તને મારા ખાવીંદ તરીકે કબુલ્યો છે. આવી મોહોબતની વાતો સાંભળી મેં મારા કાફ્લાની અને મારાં ધન દોલતની કશી પરવા કીધી નહીં. તે મારી સોબતમાં ત્રણ મહીના સુધી રહી. એક દહાડે મેં તેને કહયું કે ઓ પ્યારી આએ જંગલમાં રેહેવાથી આપણને શું ફ્રાયદો થવાનો છે ? આપણે શેહેરમાં જઈ એશ આરામમાં આપણો વ-ખત ગુજારીએ. ત્યારે તેણીએ જવાબ દીધો કે જો તારી નજરમાં એમ વધારે સારૂં આવે છે તો મારાં કુટુંબથી રજા લઈ આપણે હયાંથી જ-ઈએ. હું હમણા મારા માતપીતાને મળી આવું છું. મારૂં ઘર ઘણું નજદીક છે, માટે જયાંસુધી હું આવું ત્યાં સુધી તું હયાંજ બેસજે. મેં કહયું ઠીક છે, પણ તું પાછી કયારે આવશે. તેણીએ કહયું કે હું આ અઠવાડીઆમાં પાછી ફ્રીશ, પણ તું આએજ જગાએ બેસજે. નેગાહ

રાખજે કે હયાંથી જરા પણ ખીસતો ના. અગરજો જશે તો તું ઘણો પસેમાંન થશે. એમ કહી તે નાજનીન ચાલી ગઈ. તેણીને ગયાને આજ સાત વરષ થયાં છે, પણ હજી પાછી ફરી નથી, અને હું તેના કોલ પ્રમાણે બીજી કોઈ જગાએ જઈ નહીં શકયો. કારણકે જ્યારે હું જાઊં અને તે માશુક આ જગાએ આવી મને ન જોય તો પાછી ચાલી જાય. હવે મારામાં તાકાદ રહી નથી, કે હું જઈને તેની તલાસ કરૂં. આએ ઝાડનાં પાતરાં ખાઈ મારૂં ગુજરાંન કરૂંછું અને આએ ચશમનું પાણી પી તરસ છીમાઊં છું. જમીન એટલી પોચી નથી કે તે ખોદી તેની અંદર ભરઈ જાઊં. આસમાન એટલું નજદીક નથી કે તેની ઉપર ચઢી તે માશુકનો પટો મેળવું. નથી ચાલવાના પગ કે નથી રહેવાને જગ. આ સાંભલી હાતમ બોલ્યો કે તે પરી પોતાનું નામ થાંમ તને જણાવી ગઈ છે. નહીં તો તને કશુંબી માલમ છે કે તે કયે ઠેકાંણે ગઈ છે. તે જવાંને કહયું કે તેનું કુટુંબ અલકા નામના પાહાડમાં રહે છે. પણ હું જાણતો નથી કે તે અલકા પાહાડ ક્યાં છે. તે પરીનું નામ અલકુન છે. હાતમે પુછયું જ્યારે તે પરી તારી આગલથી રૂખસત લઈ ગઈ ત્યારે તે કઈ બાજુએ રવાનાં થઈ હતી? તમીમે જવાબ આપ્યો કે તે જમનાં હાથ તરફ ગઈ હતી, પણ પછી કહી તરફ ગઈ તે મને તદન ખબર નથી. હાતમે કહયું, અગરજો તને તારી માશુક સાથે મલવું હોય તો મારી સાથે અલકા પાહાડ તરફ ચાલ, આપણે તે પરીની ખબર કાઢીયે. તે જવાંને કહયું કે હમણાં જો હું તારી સાથે આવું અને તે પરી પેકર આ જગાએ આવી મને ન જોય તો પાછી જતી રહે. પછી નહીં મને તે જગા મલે કે નહીં તે દીલબર. અગરજો મારા નસીબમાં તે દીલબરનો સાથ મારી મુલાકત લખેલીજ હશે તો તે આજ જગાએ થશે, અગર નહીં થશે તો આજ જગાએ મારો જાંન પટકી નાંખીશ. આવા અતી દરદભરેલા સખુનો સાંભળી હાતમની આંખોમાં પાણી ભરાઈ આવ્યું અને તે બેહદ રડવા લાગયો. પછી ધીરજનાં વચન આપી બોલ્યો કે એ જવાંન તારી દીલદાર અલકુનને માટે હું તે પાહાડ તરફ જઈ તેની ખોળ કાઢી જલદી તારી તરફ પાછો ફરીશ, અને જ્યાં સુધી તને તારી માશુક સાથે મેલવીશ નહીં ત્યાં સુધી આ જગતમાં જીવવું મારે ફોકટ છે. તમીમ સોદાગરે

જવાબ આપ્યો કે, અત્યાર સુધી મેં એવો કોઈ જોયો નથી જે પોતાની મનલબ છોડી દઈ બીજાના કામને માટે કોશેશ કરે. હાતમે કહયું કે હું જે કરૂં છું તે મારા જાતભાઈઓ માટેજ કરૂં છું. તું આએજ જગાએ બેસજે, અને હું આવું ત્યાં સુધી હયાંથી ખસતો ના. એમ કહી હાતમ ત્યાંથી તે પરી ગઈ હતી તે તરફ ચાલવા લાગયો. ચાલતાં ચાલતાં તે પાહાડ ઉપર ચઢીને જોએ છે કે તરેહ તરેહના મેવાદાર ઝાડો ફુલોથી ઝુમી રહયાં છે, અને રંગ બેરંગી ફુલોના રોપાઓથી તે જગાને એવીતો રમણીક કીધેલી કે કંઈ કહેવાની મના નહીં. આગલ ચાલતાં ચાર મોટાં ઝાડ નજર આવ્યાં તે ઝાડોની હેઠલ એક બેહેસ્તના બાગ જેવો મકાન આરાસતે કીધેલો હતો. હાતમ અંદર જઈ ઝાડોની હવા ખુશ લાગવાથી ત્યાં સુઈ ગયો. જ્યારે આફતાબ પોતાની છ ઘોડાની ગાડીમાં બેસી નીચલી દુનયાંને રોશનો આપવાને માટે ગયો ત્યારે ચાર પરીજાદો ત્યાં આવી, અને પાકીજેહ મસનદ બીછાવી તેને રેસમી તકીઆઓથી સણગારીને તે ઉપર બેઠી. જ્યારે તેઓની નજર હાતમ ઉપર પડી, ત્યારે પોતપોતામાં કહેવા લાગી કે આદમીજાદે આ જગીઆએ કેમ ગમન કરયું હશે? તેમાની એકે ઉઠીને હાતમને પોકાર કીધો કે ઓ આદમ તું હયાં કેમ આવ્યો છે? હાતમે ઉઠીને જવાબ દીધો કે આ જગીઆએ મને ખોદા લાવ્યો છે. હુ અલકુન પરીને માટે અલકા પાહાડ તરફ જાઉં છું. કારણકે તે પરીજાદે કોઈ તમીમ નામના સોદાગરને સાત દહાડાનો વાએદો કીધો હતો તેને આજ સાત વરસ થયાં છે તોપણ તે આવી નથી. તે બીચારો તેજ ઝાડ હેઠળ બેસી હાય મારેઆ કરેછે, તેથી તે દગલબાજ પરીની સોધમાં હું જાઉં છું. પરીઓએ જવાબ દીધો કે, અલકા પાહાડના પાદશાહાની અલકુન છોકરી થાય છે. તે પરીને એટલી શું ગરજ કે આદમી સાથ કામ પાડી તેને વાયદો આપી આવે. અમને લાગે છે કે તુ દીવાનો છે. તારા જાનની સલામતી ચાહતો હોય તો આ જગીઆએથી નીકળી જા. હાતમે કહયું કે જે થવાનું હોય તે થાઓ, મને મારા જાનની કશી પરવા નથી. પરીઓએ કહયું કે જો તું અમારી સાથ થોડા દહાડા એશ અસરતમાં ગુજારે તો હમે તુંને અલકા પહાડનો રસતો દેખાડીએ. હાતમે તે કબુલ કરી થોડા દહાડા તેઓની સાથ મજા

કીધી. પછી પરીઓ પોતાના વાએદા પ્રમાણે હાતમને રસતો દેખાડવા ચાલી. સાત દહાડાને રાત સુધી તેઓએ પોતાની હદ સુધી હાતમને પોંહોચાડીયો. ત્યાર પછી તેઓએ કહયું કે હવે અમારી હદ પુરી થઈ. હમારાથી વધારે આગલ જવાય નહીં. હવે તું જમને રસતે જજે, ત્યાં તુંને એક પહાડ દેખાશે. તે પહાડ ઉપર બે રસતા છે. જયારે તું જમના હાથને રસતે જશે, ત્યારે તું અલકા પહાડની તરફ આવી પોંહોચશે. હાતમ તેઓથી વીદા થયો, ને એક મહીનાં પછી તે રસતા તરફ આવી પોંહોંચ્યો. રાત થવાના સબબથી ત્યાં આરામ કીધો જયારે મધરાત થઈ ત્યારે હાતમનાં કાન ઉપર કોઈનો કલાપીત કરવાનો અવાજ સંભળાયો. હાતમે પોતાનાં મનમાં વીચારયું કે હું ખોદાના કામને માટે જાન આપું છું. અને આ માણસના અવાજનો ઉપાય મારાથી નહીં થાય તો આ દુનયામાં મારૂં જીવેલું શા કામનું? પછી હાતમ તે અવાજની ઉપર કાન ધરી તે તરફ આખી રાત ચાલ્યો પણ કોઈ પુરૂષ તેને દેખાયો નહીં. દીવશનાં ત્યાંજ આરામ કીધો. જયારે રાત થઈ, ત્યારે તે અવાજ ફરીથી હાતમને કાણે પડયો. હાતમ તે તરફ ચાલતો થયો અને ત્રીજે દહાડે તે જગીઆએ પોંહોંચ્યો. તેણે જોયું તો એક સુંદર ચેહરાનો ખુબશુરત જવાન માથાથી પગ સુધી નાગો રડતો બેઠો છે. હાતમે કહયું કે, ઓ જવાન આવા દરામણાં જંગલમાં તને કોણે દુખવ્યો છે. હાતમને જોઈને તે માણસ વધારે રડવા લાગો, ત્યારે હાતમ બોલયો કે એક વખત મને માલમ તો પડે કે તારી ઉપર એવું તે શું દુઃખ આવી પડેલું છે કે તું આવો હાલતે પુગયો છે? તેણે કહયું કે હું એક સીપાઈ બચો છું. હું રોજગારને માટે મારાં શેહરથી બહાર આવ્યો ને રસતો ખોઈ આ જગીઆએથી એક નજદીકના શેહેરમાં આવી પુગો. શેહરનાં રેહવાશીઓને પુછતાં મને માલમ પડયું કે, તેનો વાલી મુસખખરજાદુ છે. આ સાંભલી હું બીધો, અને ત્યાંથી મેં નાસવા માંડયું. હું થોડેક દુર ગયો, એટલે એક બાગ મારી નજરે પડયો. ઘોડા ઉપરથી ઉતરી હું બાગની અંદર ચાલ્યો, એવામાં એક ઓરત મને ત્યાંથી દેખાઈ. મેં જાણયું કે એ બાગમાં ઓરતો રહેતી હશે, તેથી ત્યાંથી પાછલે પગે ફરવા માંડયું. તે ઓરતે જઈને મારા આવ્યાની ખબર અંદર કીધી. તેવીજ તે બાગની ધણી-

આણીએ મને બોલાવા માટે માણસો મોકલાવ્યાં. હું પાછો ફરી તે બાગમાં ગયો, તો અંદર જોઊં શું કે એક સરોવરના ઝાડ જેવી સીધી હોસનથી ભરેલી નાજનીન આવી મને પોતાના બેહેસતનાં મકાનમાં હાથ ધરી લઈ ગઈ. તરેહવાર નાંજ નખરાંથી તે મને ગલે લાગી, અને થોડાક દહાડા મને પોતાની પાસે રાખયો. એક દહાડે તેણીનો બાપ આવ્યો અને મારો ઘોડો જોઈ પોતાનાં માણસોને પુછ્યું કે આ ઘોડો કોણનો છે? તેઓ જવાબ આપે તે અગાઉ તે મુસખખરજાદુ બાગની અંદર ધસારાબંધ ચાલી આવ્યો અને મને પોતાની છોકરીની સાથે બેઠેલો જોયો, એટલે ગુસ્સાથી રાતો પીલો થઈ ગયો અને તરતજ મને ગરદનમાંથી પકડી જમીન ઉપર નાંખવા જતો હતો એટલામાં તે છોકરી વચ્ચે આવી બોલી કે ઓ મેહેરબાન બાપ પ્રથમ તું કોણનો વાંક છે તેની તજવીજ કર, અને પછી બરોબર તપાસ કરી ગુનેહગારોને શીક્ષાએ પુગાડ. એટલામાં તેની દાયા બોલી કે ઓ પાદશાહા હવે તારી છોકરી પુર જવાનીમાં આવી છે. તારા શેહેરમાં તારો જમાઈ થવા લાયક કોઈ નથી, અને આ મુસાફર મોટા ખાનદાનનો છે, માટે તને ઘટે છે કે, આ છોકરીને આ માણસ સાથ પરણાવી આપ. તે બાપે એ વીશે પોતાની છોકરીને પુછ્યું, ત્યારે તે બોલી કે મેં હજુર સુધી કોઈ પર પુરૂષનો સાહયો જોયો નથી, અને પેહેલો એજ માણસ છે, અને મારૂં દીલ એની ઉપર ઘણું લાગું છે, માટે મારા એની સાથે નેકા કરી આપો. મુસખખરજાદુએ તે કબુલ કીધું પણ બોલ્યો કે નેકા થયા અગાઉ મારા ત્રણ સવાલના જવાબ તને આપવા પડશે. ત્યારે મેં તેને કહયું કે હું તારા સવાલોના જવાબ આપવાને તૈયાર છું. ત્યારે તે જાદુગર બોલ્યો કે પેહેલાં પરીરૂ જાનવરનો એક જોડો લાવ. પછી બીજું લાલ સાંપનો મોહરો લાવ, અને ત્રીજું તું પોતાને ઉકળતાં તેલની કડામાં નાંખ અને પાછો તેમાંથી જીવતો બહાર નીકળ. હું આ ત્રણડે સરતો કબુલ કરી શેહેરમાંથી બહાર આવ્યો, અને ભુખો ત્યાસો આ હાલ કરી બેઠો છું. આવી રીતે આજ બે વરસ થવા આવ્યાં છે. પછી હાતમે તેને ઘણી ધીરજ આપી અને પરીરૂ જાનવરનું જોડું લાવવા માટે ત્યાંથી ચાલ્યો. તેણે વીચાર કીધો કે જ્યારે હું જાંગ પરના દરદથી હેરાંન હતો ત્યારે

કોલાંએ મારે માટે પરીરૂ જાનવરનું માથું માજનદરાનમાંથી લાવી મુકયું હતું. માટે મારે પણ માજનદરાન જવું જોઇએ. એમ વીચારી ચાલતો થયો. થોડેક દુર ગયો તો ઘણાંક આદમીઓને એકઠાં થયલાં દીઠાં. તેઓએ એક કોટની આસપાસ લાકડાં ગોઠવી ઘણો મોટો ઢગ કીધો હતો, અને એવો વીચાર રાખતા હતા કે એ લાકડાંને સળગાવી આસમાન સુધી બળતાં ચઢાવવાં. હાતમે તેઓને પુછયું તો તેઓએ કહયું કે હાં એક જાનવર આવેછે, જે એક મોટી બલા છે, તે શેહેરમાંના આદમીઓને ખાઇ જાયછે. તેથી આ આગ સલગાવીએ છીએ કે, તે આગલ નહીં આવી શકે. હાતમે તેઓને કહયું કે તે શું કરે છે. તેઓએ જવાબ દીધો કે, પેહેલાં તે આવી મોટી બાંગ મારી ત્રણ ચાર પુરૂષોને ખાઇ જાયછે. હાતમે નકી કીધું કે આ બલાને એ લોકોપરથી દફે કરવી જોઇએ. પછી હાતમ ત્યાંથી કારવાનસરામાં આવ્યો અને તેની આસપાસ એક મોટો ખાડો ખોદાવયો અને તેમાં ઘણાએક કાંટાવાલાં ઝાડો નાંખ્યાં. પછી તેની અંદર જઇ બેઠો, અને હાથમાં તીર અને કમાંન રાખયાં. જ્યારે એક પોહોર રાત ગુજરી ત્યારે તે જાંનવરનો આવવાનો વખત થયો. જ્યારે તે આવ્યું ત્યારે એક મોટા પાહાડ જેટલું જણાયું. હાતમે ધારયું કે એ આઠ પગવાલું સમનાંન નામનું જાનવર છે. એને સાત માંથાં છે. તેમાં એક હાથીના જેવું, અને છ વાઘનાં જેવાં છે. હાથીનાં જેવું માથું બરોબર વચમાં છે, જેને નવ આંખો છે. આ જાનવરને માટે હાતમે એવું સાંભલ્યું હતું કે જે કોઇ આ જાનવરને મારવા ઇચ્છેછે તે જો હાથીનાં માથાંમાંની આંખ તરફ પોતાનું તીર ફેંકે તો તે જાનવર દુર થાય. જ્યારે તે જાંનવર નજદીક આવ્યું ત્યારે હાતમે તેજ આંખમાં બરોબર નેમ ટાંકી એવું તો જોરથી તીર ફેંકયું કે, તે ખાકમાં આલોટવા લાગયું. અને એવી તો એક બાંગ મારી કે જેથી આસપાસના તમામ જંગલો ધ્રુજી રહ્યાં. પછી દોડીને એવા તો જોરથી જંગલ તરફ ઉડયુ કે તે જાનવરે પોતાની પાછલ જોયું પણ નહીં. સવારના જ્યારે હાતમ શેહેરમાં આવ્યો ત્યારે સઘલા લોકો તેને પુછવા લાગયા કે તે જાનવરને તમે જોયું. હાતમે કહયું કે તે જાનવરને જોયું પણ ખરૂ અને મારયું પણ

ખરૂં. તેઓએ હાતમની વાત નહીં માની, ત્યારે તેણે કહયું કે આજ રાતરે તમે તમારા ઘરની અગાસી ઉપર ઉભા રહી જોજો, અને જો તે જાનવર આવે તો મને જુઠો ગણજો. તેઓએ હાતમના કહેવા પ્રમાણે કીધું અને જ્યારે તેને ન જોયું ત્યારે તેઓની પુરી ખાતરી થઈ કે એ જાનવર ખચીત હાતમથી હારી ગયું હશે. તેઓ સઘળા આવી હાતમને પગે પડયા, અને હજારો હજાર દુવા કરી હાતમને પોતાનાં પાદશાહ પાસે લઈ ગયા. તે પાદશાહે હાતમને ઘણી આબરૂ ઈજત આપી. પછી ત્યાં થોડા દીવસ તે મેમાંન રહયો. તે શેહેરનાં સઘલા અમીર ઉમરાવો તેમજ સઘળા રહેવાસીઓ પોતાની ગુજાસ પ્રમાણે હાતમની પાસે ધન લાવ્યા. હાતમે તે સઘલું ધન લઈ શેહરના ભીખારી માણસોને વેહેંચી આપી માજીનદરાંન તરફ જલદીથી રવાંને થયો. રસતે જતાં એક કાલા સાંપને એક નોળીઆ સાથે લડતાં દીઠા. હાતમે બાંગ મારી કહયું કે એ હેવાંનો તમારી વચ્ચે એવી તો શી દુશમનઈ છે કે એમ લડો છો. સાંપે કહયું કે એને મારા બાપને મારી નાખયો છે. નોળીઆએ જવાબ દીધો કે, મારો ખોરાક હતો ને મેં ખાધો અને હવે એને પણ ખાઈશ. હાતમે કહયું કે જો તને ગોસતની દરકાર હોય તો મને કહે કે હું તને તે આપું, અને સાંપને કહયું કે જો તારા બાપનો કીનો તું એની ઉપર લેતો હોય તો તે મારી ઉપર લે. આ સાંભળી બંને જણા લડતા છુટા પડયા. પછી નોળીઆએ કહયું કે તેં મને ગોશતનું વચન આપ્યું છે માટે તે હવે આપ. હાતમે કહયું કે મારા દીલપરથી જે ગમનું ગોશત ચાહે તે માંગી લે. નોલીઆએ કહયું કે તારા ગાલપરથી મને કાપો આપ. જેવો હાતમ ખંજર કાઢીને પોતાનાં ગાલ પરથી ગોસત કાપવા જાય છે, તેવોજ તે નોલીઆએ તેને અટકાવયો, અને તેની હીંમત ઉપર આફ્રીન કીધી, અને બંને જણા આદમોની સુરતમાં બદલાઈ ગયા. હાતમ બોલયો કે ઓ પ્યારાઓ આ શું બીના છે. નોલીઆએ કહયું કે હમે બેઉ જીનની જાતના છીએ. મેં એના બાપને એટલામાટે મારી નાખયો છે કે તેણે પોતાની છોકરી મારી સાથે પરણાવી નહીં. અને આએ તેનો ભાઈ છે, તે પણ મારી સાથે એમજ હુજત કરે છે. એને પણ હું મારી નાખીશ. હાતમે પેલા સાંપને

પોતાની બેનને નહીં પરણવવાનું કારણ પુછ્યું. ત્યારે તેણે કહયું કે જો એ એની બેનને મારી સાથે પરણાવે તો હું મારી બેનને એની સાથે પરણાવું. હાતમે નોલીઆને કહયું કે જ્યારે આ સાંપ એમ કહેછે, ત્યારે તું શા માટે એક કરતો નથી? નોલીઆએ કહયું કે મારો બાપ હઈઆત છે અને તે એમ કરવાને રાજી નથી. હાતમે કહયું કે મને તારા બાપ પાસે લઈ જાય તો હું તેને સમજાવું. પછી હાતમ અને તે બંને સાથે ચાલયા. જ્યારે થોડેક દુર ગયા, ત્યારે એક શેહેર હાતમને દેખાયું. નોલીઆએ કહયું કે હવે હું મારા મેહેલમાં જાઉંછું. તું શેહેરમાં દાખલ થજે અને તુને જીનો પકડીને મારા બાપ પાસે લાવશે. જ્યારે હાતમ શેહેરમાં દાખલ થયો ત્યારે કેટલાક જીનો આવી હાતમને પકડી પોતાના પાદશાહ પાસે લઈ ગયા. જીનનાં પાદશાહે તેને પુછ્યું કે ઓ માનવી, મારા શેહેરમાં તું કેમ દાખલ થયો. હાતમે કહયું કે તારા ભલાંને અરથે હું અતરે આવ્યો છું. જાણ ઓ પાદશાહ, કે તારો છોકરો કોઈ દીવસ પણ હાણીએ પુગશે. એટલું કહી જે સઘલું હાતમે જોયું હતું તેનું ખોલાસાથી બયાન કીધા પછી બોલ્યો કે, જ્યારે એ બંને જણા એક એકની બેહેનો ઉપર આશક થયા છે, ત્યારે તુંને લાજમ છે કે તારી છોકરીનાં નેકા પેલા જીનની સાથે કરે, અને તેની બેન સાથે તું તારા છોકરાને પરણાવે. જીનનો પાદશાહ આ હેવાલ ઘણી ખુશીથી સાંભલી બોલ્યો કે ઓ આદમીજાદ તેં મારી ઉપર મોટું હેસાન કીધું છે. મારો આ એકજ પુરો છોકરો છે. અને એના જાનની સલામતીને માટે જો કદાપી મારા જાનની ગરજ પડે તો તે પણ આપવાને હું તૈયાર છું. તારો આ ઉપકાર મારી ઉપર આખી ઉમર તલક રહેશે. એ ઉપકારના બદલામાં તું મારી પાસેથી કાંઈ પણ ચીજ માંગી લે. હાતમે કહયું કે મેં ઉપકારના બદલામાં કોઈ પાસેથી કાંઈ ચીજ લીધી નથી અને લેવાનો પણ નથી, કારણકે કોઈની ઉપર ઉપકાર કરી તેની આપણે કાંઈ ચીજ માંગીએ તો તે ઉપકાર કરેલો કહેવાતો નથી. પછી જીનના બાદશાહે પોતાની ઇધાની તરીકે તેને એક લાકડી આપી કે આએ લાકડી તને ઘણી ઉપયોગની થઈ પડશે. એમાં ઘણાએક ગુણ છે. જો સાંપ કરડે અને એ લાક-

ડી પાસે હોય તો સાંપનું ઝેર આપણને અસર કરી શકે નહીં. જો એ લાકડીને આપણી આગળ ઉભી કરી રાખએ તો ગમે એવી મોટી આગ હોય તો આપણી આગલ આવી શકે નહીં. અગરજો કોઈ આપણને જાદુ કરે ત્યારે એ લાકડો જો આપણા માંથાંપર ફેરવીએ તો તે જાદુ પોતાનું કામ કરવામાં સફળ થાએ નહીં, પણ સાંમું તે જાદુ કરનારના શરીર ઉપર જઈ પડે. ઘણું કરીને જો આપણને એક દરીઆ ઓલંગવો પડે અને આપણી પાસે વહાણ અથવા મછવો કાંઈ નહીં હોય ને એ લાકડી દરીઆમાં નાંખીએ તો તરતજ મછવો બની જાયછે. બીજી ચીજ હું તને આ એક મોહરો આપુંછું. તેનો ગુણ એ છે કે જો શતો, કાલો, લીલો અથવા સફેદ સાંપ આપણુને નજરે પડે, અને જો કદાચ કરડે તો આ મોહરો આપણા મોંહમાં રાખ્યાથી કાંઈ નુકસાન આપણને થતું નથી. પછી હાતમે તે બે ચીજો લીધી અને માઝનદરાન તરફ કુચ કીધી. ચાલતાં ચાલતાં એક મોટા દરીઆવને કીનારે આવી પોંહોંચ્યો. જેનાં મોજા આસમાન સુધી ઉટતા હતા. એ મોજાનો અવાજ કેટલાક ગાઉ સુધી સંભલાતો હતો. હાતમે જોયું કે આ તરફ કોઈનો આવજાવ પણ નથી, અને મછવા વગર દરીઆને પાર જવાશે નહીં, તેથી ખોદાને યાદ કરવા લાગો, એટલામાં જીનના બાદશાહની આપેલી લાકડી યાદ આવી. તેજ વખતે ખોદાનું નામ જબાન ઉપર લઈ તે લાકડી દરીઆમાં ફેંકી. તરતજ તે મછવાની સુરતે બની ગઈ. હાતમ તે કીસતીમાં સવાર થઈ ચાલવા માંડ્યું. દરીઆવની અધવચમાં આવી પુગયો, એટલે એક માછલી પાણીની સપાટી ઉપર આવી હાતમને મછવા સુધાં અંદર ખેંચી ગઈ. જ્યારે સાત કોશ અંદર ગઈ ત્યારે જમીન આવી. હાતમ મછવામાંથી બહાર નીકલ્યો. તે માછલી બોલી કે ઓ દયાળુ હાતમ હું તને હીયા કાંઈ કામને માટે લાવીછું. મારૂં હીયાં એક મકાન છે, તે મકાંન ખેખરા નામની એક માછલીએ મારી પાસેથી જોર જુલમથી ખુંચી લીધુંછે. માટે મેહરબાની કરી તે મને તું પાછું અપાવ. હાતમે જોયું કે આ પહાડ જેવી મોટી માછલી મને કાલાવાલા કરેછે, ત્યારે એનો દુશમન કેટલો જોરાવર હશે. હાતમે કહ્યું કે શું તું તેનાથી કમજોર છે? તે માછલી બોલી કે તેને જોવાથી

તારી ખાતરી થશે. અગરજો તે ચાહે તો મને પોતાના મોંમાં પકડી બે કટકા કરી નાંખે. જ્યારે તે પોતાની ખોરાકીની શોધમાં ગઈ છે ત્યારે હું તને હીયાં તેડી લાવી છું. હાતમે પોતાના દીલમાં કહયું કે ઓ ખોદા હું મારાં કામને માટે આવ્યો નથી, પણ બીજાના કામને માટે મેં કમર બાંધી છે, માટે તું આ બલાથી મને છોડવજે. પછી જ્યારે તે ખખરા માછલી આવી, ત્યારે હાતમે જોયું તો એક મોટા પહાડ જેટલી ઉંચી છે અને તેના બે હોઠ આસમાન સાથે વાતો કરી રહયા છે. પછી તે આવીને એટલા તો મોટા જોરથી પોકારવા લાગી કે હાતમ તે જગયાએ ધુજવા લાગો. પછી પેલી લાકડી પકડી ઉભો થયો. ખખરા પણ આ જોઈ પોતાનો જગયાએ ચાલી. હાતમે કહયું કે ઓ ખોદાના બંદા કોઈને દુ:ખ આપવું, એ ખોદાની નજરમાં ઘણુંજ ખોટું લાગેછે. ત્યારે ખખરાએ જવાબ આપ્યો કે ઓ હાતમ હું અને એ એકજ જાતના છીએ. ઈનસાનને શું છે કે હમારે માટે કજીઓ કરે. હાતમ બોલ્યો કે ખરી વાત છે. સરવેને પેદા કરનાર ઈશવર તો એકજ છે કે નહીં. કોઈને જમીનપર ઘર આપયું છે, તો કોઈનું મકાન પાણીમાં કીધું છે. આ બીચારી ગરીબ માછલીનું ઘેર એને સવાધીન કર. પણ તે ખખરાએ ઘણાં ગુસ્સાંથી કહયું કે તું કદાચ હમણા એનું ઘેર એને સવાધીન કરશે પણ હમે બંને જણા પાણીમાં રહેનાર છઈએ, તેથી હું એની સાંમે વેર રાખીઆ વીના રહેવાનો નથી. હાતમને ઉંચકીને તે ખખરાએ એવું ધારયું કે, હમણા અફાડી નાંખું. એટલામાં હાતમે જીનની આપેલી લાકડી ઉંચકી ને તે ખખરાનાં મોંહપર એવી તો જોરથી મારી કે તેનાં બંને આગલા દાંત ટુટી પડીયા. આથી ખખરો નાસી ગયો અને પેલી માછલી તેની પછવાડે લાગી. હાતમે તેને અટકાવી કહયું કે, અગરજો તું એની પછવાડે લાગશે તો હું તને જાણથી મારી નાંખીશ. આ સમજી તે માછલી ઉભી રહી ગઈ. પછી પોતાનાં ઘેરનો કબજો લેઈ હાતમને રવાનાં કીધો. હાતમ માજંદરાન તરફ પાછો ચાલ્યો. ચાલતાં ચાલતાં તે જગાએ આવી પહોંચ્યો. આવીને એક ઝાડ તલે બેસી ફ્કર કરવા લાગયો કે, હવે મારા હાથમાં પરીરૂ જાનવર શી રીતે આવશે. એ વીચારમાં હતો, એટલામાં તે જાનવરો ત્યાં આવી લાગયાં, અને હાતમ વીષે

બોલવા લાગયાં કે આ હાતમ, તાઈ પાદશાહાનો છોકરો છે. એ ઘણો પરદુ:ખભનજન છે. એ પોતાના કામને માટે નથી આવ્યો પણ પારકાના કામને માટે આટલીબધી મુશીબત ખેંચી પરીરૂ જાનવરનું જોરૂં લેવા આવ્યોછે. એટલામાં બીજાં બધાં જાનવરો હાતમની આગલ આવ્યાં. તેઓ હાતમને ઘણું એક ખાવાનું આપી બોલવા લાગયાં કે આપણામાં કોઈ એવો શખ્શ છે, જે એને એક પરીરૂ જાનવરનું જોરૂં આપી એની ઉપર ઉપકાર કરે. એક જણે ઉઠી, પોતાનાં છોકરાંમાંથી એક જોડો હાતમને આપ્યો. હાતમ તે લઈ મુસખ્ખરજાદુના શેહેર તરફ ચાલ્યો. અને તેની છોકરીના આશક પેલા જવાન સીપાઈને આપી રસતાનું વીગતવાર બયાન કીધું. આ સાંભલી તે હાતમને પગે પડીયો અને તેને પોતાની સાથે શેહેરમાં લઈ ગયો. મુસખ્ખર જાદુએ પરીરૂ જાનવરનો જોડો લીધો, અને રસતાની અંદર તેને શી શી અડચણો નડી તેનું બયાન પુછયું. તે જવાને હાતમના કહેવા પ્રમાણે સઘલું વૃતાંત કહયું. પછી બીજો સવાલ લાવવા કહયું કે તું લાલ સાપનો મોહરો લાવ. તે સીપાઈએ મુસખ્ખરજાદુને કહયું કે તારો પેહેલો સવાલ બજા લાવ્યો છું, માટે મને તારી છોકરીનો ચેહેરો દેખાડ કે તે જોઈ મને ધીરજ આવે. મુસખ્ખરજાદુએ પોતાની છોકરીને બારીએથી જોવા માટે ફરમાવયું. તે પ્રમાણે તે છોકરીએ પોતાના આશકને આખો દીવસ સુધી જોયા કીધો. પછી જતી વખતે કહયું કે હવે હું લાલ સાંપનો મોહરો લેવા જાઉં છું, માટે તે કઈ જગાએ મલશે તે તું મને કહે. તે છોકરી બોલી કે કુહેકાફમાં રાતાં જંગલમાં એ મોહરો તને મલશે. રજા લઈ તે હાતમની પાસે આવ્યો, અને તેનું બયાન કરયું.

હાતમ ત્યાંથી ખોદા ઉપર હીંમત રાખી ચાલતો થયો. ચાલતાં ચાલતાં રસતામાં તેને સાત રંગનો વીછી જોયો, કે જે એક મોટા મરઘાની બરોબરનો હતો. હાતમ આ દેખાવ જોઈ હેરાન રહયો. કારણકે તે હજારો જંગલ ફરીઓ હતો પણ આવો દેખાવ કદી તેની નજરે પડયો હતો નહીં. પોતાના મનમાં તેની પછવાડે જવાનો ઠેડાવ કીધો. આખો દહાડો તેની પછવાડે ચાલ્યા કીધો. સાંજને વખતે તે વીંછી એક મોટા પથર તલે ભરાયો. હાતમ ત્યાંજ બેઠો. તે જંગલની

પાસે એક ગામડું હતું, જે ઘણું ફળદ્રુપ હતું. ત્યાંના લોકો હાતમને જોઈ તેને માટે ખાવાનું લઈ આવ્યા. હાતમે તે ખાધું અને એક ઝાડની નીચે સુતો. એવામાં તે મેદાનમાં ઘણાએક ઘોડાઓ તથા ગાએ એકઠાં થયાં. જેઓની સાથે તેના રખેવાલ પણ આવ્યા, અને રાતના ત્યાંજ આરામ કીધો. જ્યારે થોડીએક રાત ગઈ ત્યારે તે વીંછી પથર તળેથી નીકલી જે ઠેકાણે ગાય તથા ઘોડા હતા ત્યાં ચાલ્યો. જ્યારે તે તેઓની નજદીક આવ્યો, ત્યારે દરેક ગાએ તથા ઘોડા ઉપર કુદીને તેઓને એવો તો ડંખ મારયો કે, સઘળાઓ તરતજ જમીન ઉપર બેજાન થઈને પડયા. આ પ્રમાણે સઘળા ઘોડા અને સઘળી ગાયોનો નાશ કરીને ત્રણ ચાર રખેવાલોને પણ ડંખ મારી બેજાન કરી પાછો આવી પેલા પથર તલે ભરાયો. હાતમ આ બીના જોઈ અફસોસ કરવા લાગયો કે એકાએક આ બલાએ સંખ્યાબંધ પ્રાંણીનો નાશ કીધો જેથી આખું જંગલ મુરદાંથી ભરાઈ ગયું. જ્યારે સહવાર થઈ ત્યારે તે ગામડાંનાં લોકો ત્યાં આવ્યાં, અને હાતમને જીવતો જોઈ તેને પુછવા લાગયાં કે ઓ જુવાન તું કેમ જીવતો રહયો છે. હાતમે સઘલો હેવાલ તેઓની આગલ કહયો. પછી તે વીંછીએ જંગલનો રસતો લીધો. હાતમ પણ તેની પછવાડે ગયો. આખો દહાડો ચાલ્યા ત્યારે એક શેહેરની પાસે આવી પુગ્યા. સાંજની વખત થઈ ત્યારે તે વીંછી જમીન ઉપર આલોટી એક કાલો સાંપ થઈ એક દરમાં ભરાઈ ગયો. જ્યારે એક પહોર ગુજરી ત્યારે દરમાંથી બહાર આવી શેહેરમાં દાખલ થઈ રાજાના મેહેલની નજદીક આવી પોંહોંચ્યો. થોડો વખત પછી તે શેહેરના બાદશાહને તે સાંપે ડંખ્યો, અને ત્યાંથી તેના વજીરનાં ઘરનો રસતો લીધો. વજીરના ઘરમાં જઈ વજીરના છોકરાને ડંખ્યો, તે પણ મરી ગયો. પછી પાછો જંગલમાં આવી પેલાજ દરમાં ભરાઈ ગયો, જ્યારે સવાર થઈ ત્યારે શેહેરમાં પોકાર ઉઠયો કે શેહેરનો રાજા તથા વજીરનો છોકરો એકાએક સાંપના કરડવાથી મરણ પામ્યા છે. દરમાંથી નીકળી સાંપે આગલ ચાલવા માંડયું, અને જ્યારે દરીઆવ આગલ આવ્યો ત્યારે એક વાઘ બની ગયો, અને એક ઝાડીમાં ભરાઈ ગયો. એટલામાં ત્યાં બાઈડીઓનું એક ટોલું આવ્યું જેઓએ પોતાના વાસણો

પાણીથી ભરી માંથે મુકી ચાલવા માડ્યું. એવામાં તે વાઘ ઝાડીમાંથી નીકલી આવી પેલાં ટોલાંમાંથી ચઉદ વરસની એક સઉથી સરસ ચાંદના રૂપ જેવીને ઉચકી દુર નાસી ગયો, અને તે બાઈડીને ફાડીનાંખી. પછી એક ખુબસુરત સ્ત્રીના રૂપમાં બદલાઈ ગયો, અને પેલી સ્ત્રીના દાગીના સઘલા પોતે પેહેરી લઈ એક ઝાડ હેઠલ બેસી રડવા માંડ્યું. એવામાં બે ભાઈઓ તે તરફ પોતાના ઘોડા ઉપર બેશી આવ્યા. તેઓ વેપારને અર્થે નીકલ્યા હતા, અને નજદીક સાત વરસે બેહદ ખજાનો એકઠો કરી પોતના માબાપ તથા બાઈડી છોકરાંને મલવા માટે જતા હતા. જ્યારે પેલી સ્ત્રીએ પેલા બંને ભાઈઓને આવતા દીઠા ત્યારે વધારે મોટે રડવા માંડ્યું. આવાં અઘોર અરણ્યમાં આવી ખુબસુરત સ્ત્રીને રડતાં જોઈ, તેઓ બંને તેની પાસે આવી તેને પુછવા લાગયા કે, ઓ જવાંન ખુબસુરત નાર આ જંગલમાં તું શા માટે રડે છે, અને તું હીયાં એકલી કેમ બેઠી છે. તે બોલી કે હું એક દેહેકાણીની બાઈડી છું. તે મને પોતાને ઘેર લઈ જવાને મારે ઘેર તેડવા આવ્યો હતો. અમો આ જંગલમાંથી અમારે ઘર જતાં હતાં એવામાં એક વાઘે આવી મારા ભરથાર પર તરાપ મારી તેને ફાડી ખાધો. હવે હું એકલી પડી છું. નથી મારા ઘરનો રસતો જાણતી, કે નથી મારા ધણીનું ઘર જાણતી. હવે મારો બાકીનો ભવ હું શી રીતે ગુમાવીશ. તેમાંથી એક જણે કહયું કે અગરજો તને કોઈ માણસ પોતાના ઘરમાં રાખે તો તેમ રેહવાને તું ખુશી છે કે નહીં. તે બાઈડીએ જવાબ દીધો કે જ્યારે કોઈ મારો પરવેશો કરે ત્યારે હું તેને શા માટે કબુલ નહીં કરૂં ? પછી તે બોલ્યો કે તું મને તારા ભરથાર તરીકે કબુલ રાખ. તે બાઈડીએ સઘલું કબુલ કીધું અને તેઓ ત્રણે જણે ચાલવા માંડ્યું. થોડેક રસતે ગયાં એટલે તે બાઈડી બોલી કે હું ઘણી ભુખી છું. પાણીની તરસે મારો જીવ જાય છે તેથી જો થોડું પાણી લાવીને પાઓ તો મોટી મેહેરબાની થશે.

ત્યારપછી એક ભાઈએ પોતાના ઘોડા ઉપરથી ઉતરી પાણીને માટે ચાલવા માંડ્યું. તે ગયો ત્યારે પોતાના ન્હાના ભાઈને કહ્યું કે જ્યાં સુધી હું આવું ત્યાં સુધી આ મારી બાઈડીની સંભાલ રાખજે, અને આ જગ્યાએથી ઉઠતો ના. મોટો ભાઈ થોડેક દુર ગયો એટલે તે બાઈડીએ

પેલા ન્હાના ભાઈને કહ્યું કે, હું તારી ઉપર ઘણીજ ફીદા થઈ છું. જ્યારે મેં તુંને પેહેલાં જોયો ત્યારેજ મારૂં દીલ તારી તરફ લલચાયું, પણ મેં જાણ્યું કે તારો મોટો ભાઈ આ વાત કબુલ નહીં કરે તેથી તેની સાથે હું જુઠું બોલી મેં તેને કબુલ કીધો છે, માટે તું મને તારા આસરા તળે લે. આ સાંભળી તે નાનો ભાઈ બોલયો કે, તું મારી માની બરોબર છે. આવા સખુન બોલવા તુંને ઘટતા નથી. જે વાત તું કહે છે તે હરગેજ બનનાર નથી. ત્યારે તે બાઈડીએ જવાબ દીધો કે ઠીક છે. હું તેની સાથે પરણું પણ તું મારી સાથે મોહોબત રાખજે. ત્યારે તે ન્હાના ભાઈએ તેણીને ઘણી સમજાવી, પણ તે બોલી કે, જ્યારે તું મારી આ-ટલી ન્હાની અરજ કબુલ રાખતો નથી તો હું તારી ઉપર ખોટું તહોમત મુકી તુંને મારી નખાવીશ. જ્યારે તારો ભાઈ આવશે ત્યારે તેને કહીશ, કે એ મારી પાક દામાન લુટવા માટે તલપી રહયો હતો. આ સાંભળી તેણે જવાબ દીધો કે જો મારો જાન પણ જશે તોબી હુ આવુ કામ કદી પણ કરનાર નથી. એટલામાં પેલા મોટા ભાઈને દુરથી આવતાં જોઈને તે સ્ત્રીએ પોતાના સઘળાં કપડાં ફાડી નાંખ્યાં અને સઘલાં ઘરેણાં ધુળમાં નાંખી દીધાં, અને મોટે મોટે રડવા માંડ્યું. જ્યારે મોટો ભાઈ પાસે આવ્યો ત્યારે તે બાઈડીને આવી રીતે કલપાંત કરવાનું કારણ પુછયું. તેણી એ જવાબ દીધો કે તારો ન્હાનો ભાઈ મારી ઉપર તરાપ મારવા આવ્યો અને મને કહ્યું કે જો તું મારીસાથે પરણે તો હું મારા મોટા ભાઈને મારી નાંખું અને પછી આપણે આ સઘળું ધન સાથે ભોગવ્યે. મારી લાજ લુટવાની તૈયારીમાં હતો, એવામાં તું આવી પુગો અને ખોદાએ મારી શરમ રાખી. આ સાંભળી તે મોટા ભાઈને એટલો તો ગુસ્સો ચઢયો કે, પોતાની તલવાર મેઆનથી ખેંચી પોતાના ન્હાના ભાઈના પેટમાં ભોકી દીધી. તરતજ ન્હાના ભાઇએ પોતાનું ખંજર કમરથી ખેંચી મોટા ભાઈનું જીગર ચીરી નાંખ્યું, અને બંને જણ લોહીમાં ગરકાવ થઈ જમીન ઉપર પડ્યા. પછી તે સ્ત્રી એક ભેંસના આકારમાં બદલાઈ ગઈ. હાતમ અફસોસ કરવા લાગ્યો. પણ બીજું આગળ તે નાપેકાર ભેંસ શું કરે છે તે જોવા માટે તેની પછ વાડે ગયો. એક ગામડાં આગલ આવી પુગી, અને ગામડાના લો-

કો તેને પકડવા માટે તેની પુઠે દોડયાં. થોડાકનો લાત મારી જાન લીધા. થોડાકને શીંગડાં ભોકી બેજાન કીધા, અને થોડાકને ચીરી નાંખ્યા. પછી જંગલની તરફ ચાલવા માંડયું. જ્યાં ખાકમાં લેટી એક બુઢા આદમીની સુરતમાં તે ભેંસ બદલાઈ ગઈ. હવે હાતમથી વધારે વાર થોભી શકાયું નહીં. તે તેની પછવાડે દોડતો દોડતો ગયો અને તે બુઢા આદમીને ઉભો રાખીને સઘલો એહવાલ પુછયો કે ઓ બુજરગ આદમી તું મને કહે કે તેં હજારો પરાણીઓનો નાશ શા માટે કીધો? તે બોલ્યો કે ઓ હાતમ આ પુછવાનું તને શું કામ છે? તું તારે રસતે ચાલ્યો જા. કોઈ દહાડે તુંને કહીશ. હાતમે કહ્યું કે જ્યાં સુધી તું મને નહીં કહેશે ત્યાં સુધી હું તારો પીછો છોડવાનો નથી. તે બુઢા માણસે જવાબ દીધો કે, મારૂં નામ જમ છે. જ્યારે તેં પેહેલે દહાડે મને સાત રંગના વીંછીના આકારમાં જોયો ત્યારે ખોદાતાલાનો એવો હોકમ હતો કે પેલાં જાનવરોને તથા માણસોને વીંછીના રૂપમાં કરડી મારી નાંખું. જ્યારે પાદશાહનું તથા વજીરના છોકરાનું મોત સાંપના દંખથી નીપજવાનું હતું, ત્યારે સાંપને આકારે મેં તેઓને મારી નાંખ્યા. પેલી ખુબસુરત બાઈડીનું મોત વાઘથી હતું, ત્યારે મેં તેને તે રૂપે મારી નાંખી. પેલા બે ભાઈઓનું મોત કજીઆથી હતું તેથી તેઓ તે રીતે મરણ પાંમ્યા અને પેલાં આદમીઓનું મોત ભેંસથી હતું તેથી મેં ભેંસનો આકાર લીધો. જાણ ઓ હાતમ કે કોઈ કોઈને મારી શકતું નથી, પણ જેના નસીબમાં જેવી રીતે મરવાનું હોય છે તેવીજ રીતે અને તેજ મોહોતે તે મરે છે. ત્યારે હાતમ બોલ્યો કે તું મને કહે કે મારૂં મોત કેવી રીતે છે, અને ફરીથી તું મારી સાથે મુલાકાત ક્યારે કરશો? તે પીર માણસે જવાબ દીધો કે જ્યારે તું હડોશો વરસનો થશે ત્યારે તું ઊંચાણથી પડી જશે, અને તારા નાકમાંથી લોહી નીકળશે. થોડો વખત પછી તું સાજો થશે, અને પાછો લોકો ઉપર ઉપકાર કરવામાં મશગુલ થશે, અને જ્યારે તારાં નાંકમાંથી લોહી પાછું નીકલશે ત્યારે તું મરણ પામશે. હજુ તારી ઉમર ઘણી બાકી છે. દુનિઆના લોકો માટે કંઈ પણ કામ કરવામાં ગુંટાએલોજ રેહેજે. આ સાંભળી હાતમે માથું નીચું નમાવી ખોદાના બેહદ સુગરાના કીધા. પછી માથું ઊંચું કરીને જોયછે તો પેલો

પીર માણસ ગેબ થઈ ગયો. હાતમ રાતાં જંગલ તરફ રવાના થયો. થોડા મહીના પછી જંગલ અને પહાડો તરફ આવી લાગયો. ભુખો પ્યાસો ચાલયો જાયછે, એટલામાં એક કાળું જંગલ તેની નજરે પડ્યું. થોડેક દુર ગયો ત્યારે કાળા સાંપોને આદમીનો વાસ આવ્યાથી તેઓએ તરતજ જમીનમાંથી બહાર નીકલી આવી હાતમને ચારે બાજુએથી ઘેરી લીધો. હાતમે જીનની આપેલી પેલી લાકડી પોતાના માથા ઉપર રાખી, જેથી પેલાં સાંપો તેની આગલ આવી શકયા નહીં. સવાર પડી એટલે તેઓ જમીનમાં પાછા જતા રહયા. એજ પ્રમાણે સફેદ જંગલ અને લીલાં જંગલ પસાર કીધાં. જ્યારે રાતા જંગલમાં આવ્યો ત્યારે ભુખ અને તરસે હાતમ ઉપર ગલબો કીધો. તે જંગલની ગરમી એટલી તો લાગી કે ચાર પાંચ દગલાં ચાલયો નહીં એટલામાં ચાલવાની તાકાત જતી રહી તેથી બોલવા લાગયો કે ઓ ખોદા હું આગળ શી રીતે જઈ શકીશ. ફરી પોતાના મનમાં વીચાર્યું કે હાતમ તું પારકાના કામ માટે આવ્યો છે માટે તારૂં કામ પરવરદેગાર પાર પાડશે. એવી રીતે પોતાના દીલને ધીરજ રાખી બે માઇલ ચાલ્યો નહીં એટલામાં તેને પગે છાગરા ઉઠયા અને તરસથી કરી જમીન ઉપર પડયો. હાતમને આખે દીલે છાગરા ઉઠયા. એવામાં એક પીર મરદે આવી તેનો હાથ પકડી તેને ઉઠાડયો, અને કહયું કે ઓ હાતમ આ જગયાએ તારે હીંમત છોડવી ન જોઇએ. ઉઠ, રીંછની છોકરીએ જે મોહરો તને આપ્યો છે તે તારા મોંમાં નાંખ, જેથી રાતા સાંપની ગરમી જતી રહેશે અને તારી તરશ મટી જશે. હાતમે તરતજ તેમ કીધું તો બેશક તેને ઘણોજ ફાયદો માલમ પડયો. તે બુઢા માણસના પગપર પડયો અને કહયું કે ઓ પરહેજગાર પુરૂષ મને કહે કે આટલીબધી ગરમીનું શું કારણ છે. તે બોલયો કે રાતા સાંપનું એ ઝેર છે. કારણકે તે સાંપો પોતાનો દમ જમીનની નીચેથી લેછે, જેથી જમીન ગરમ આતશ જેવી થઈ જાએ છે. એ ગરમી તેઓના મોંમાં જે મોહરો છે તેને લીધે છે. તે મોહરાનો ફાયદો એટલો છે કે જ્યારે કોઇ એ મોહરો તે સાંપ પાસેથી છીનવી લે છે ત્યારે તેનું ઝેર ઉતરી જાએછે, તે ત્રીસ વરસ પછી સાંપનાં મોંહમાંજ ફરીથી પેદા થાય છે. જ્યારે તે પીર મરદથી આવા સખુન સાંભ-

જોયા ત્યારે ઘણો ખુશી થઈ પેલો મોહરો પોતાના મોહમાં રાખી આગલ ચાલયો. બરોબર અધવચમાં આવી લાગયો એટલે શતા સાંપને હાતમનો સવાશ આવ્યો, એટલે તે સાંપે ઉપર આવવા માંડ્યું. ગરમી એટલી તો વધી કે કાંઈ કહેવાઇ શકાએ નહીં, અને જ્યારે તે સાંપ જમીનમાંથી બહાર આવ્યો ત્યારે તેના મોંહમાંથી આતસના ભડકા આસમાન સુધી જવા લાગયા. હાતમ આ બીના જોઈ ઘણોજ હેરાન રહયો. આસપાસ દોહવા લાગયો, એટલામાં તે સાંપે આવી હાતમને ઘેરી લીધો. હાતમે જોયું કે પહાડ જેટલો મોટો સાંપ જમીનમાંથી નીકળીઓ એટલે તરતજ પેલી લાંકડી પોતાના માથાં ઉપર ધરી, જેથી હાતમને તે સાંપની ગરમીં ઘણીજ થોડી માલમ પડી. તે સાંપે પોતાનો દમ એવા તો જોરથી ખેંચયો કે આતશનાં ભડકાંથી હાતમનાં હાડકાં પણ હવે બળતાં હોય એવું લાગયું. ખોદાની મેહેરબાની આ વખતે હાતમ ઉપર ઘણી વધી જેથી તે જીવતો રહયો. જ્યારે સાંપે જોયું કે તેનું કંઈ વલતું નથી ત્યારે ઘણાજ ઝનુનમાં આવી ગયો. જેથી પેલો મોહરો ઝટ દઈને તેનાં મોહમાંથી બહાર નીકલી પડયો. જ્યારે સવાર પડી ત્યારે તે સાંપ પોતાના દરમાં જતો રહયો. હાતમે પેહેલાં પોતાના રૂમાલનો એક કડકો તે મોહરા ઉપર નાંખયો. એવી મતલબથી કે તે ગરમ છે કે નહીં તે માલમ પડે. તે રૂમાલ બલયો નહીં, એટલે હાતમે જાણયું કે તે મોહરો ઠંડો છે. પછી તે ઉંચકી લઈ હાતમે ચાલવા માંડ્યું. હવે પેલા પીર મરદે હાતમને એ મોહરાની ખાશીઅત જણાવી હતી, કે એથી દરીઆમાં ડુબી નહીં જાએ, કોઈબી જાનવરનું ઝેર અસર કરી નહીં શકે, આતશમાં બલી નહીં શકે, આંધલાં માણસોની આંખ સારી થઈ શકે, કોઈને પણ કાંઈ દરદ થાએ નહીં, લડાઈમાં સરવે ઉપર ફતેહ મેલવે, અને પોતાના દુશમન આગલ ઘણોજ વહાલો થઈ પડે. સરવે જણ તેના તાબામાં રહે. વલી તે માણસમાં દહાપણ પણ વધારે આવે. દુનીયાનું ધન તેની નજરે પડે, એ વગેરે બીજા ઘણાએક ગુણોનું બયાન કીધું હતું. હાતમ તે લઈ પેલા જુવાન સીપઈ બચા આગલ આવ્યો, અને તે મોહરો તેને આપ્યો, કે મુસખ્ખર જાદુને એ મોહરો આપી આવ. પછી સઘળી વાતોનું વીગતવાર બયાન કીધું. એ પ્રમાણે તે મોહરો લઈ તે જાદુગર પાસે આવી

તે મોહરો તેને હવાલે કરયો. પછી તે જાદુગરે તે મોહરાને અજમાવી જોયો, અને જ્યારે માલમ પડયું કે જે તેને જોઈતો હતો તેજ છે, ત્યારે બેહદ ખુશી થયો. પછી પોતાનો ત્રીજો સવાલ બજા લાવવાને કહયું કે, ઉકળતાં તેલની કહરામાં તું પોતાને નખાવી દે. તેમાંથી તું પોતે જીવતો બચે તો, હું મારી છોકરી સાથે તારા નેકા કરી આપું. પછી તે જવાંને હા કહી, હાતમ આગલ આવી હાતમને ઉકળતાં તેલ વીશે પુછયું. હાતમે કેહયું કે તું કશી ચીંતા ના કર, તેનો ઈલાજ પણ મારી પાસે છે. જ્યારે તે મુસખખર જાદુએ એક મોટી કહડામાં આઠ દહાડા સુધી તેલ ઉકલાવ્યું, ત્યારે તેણે પેલા જવાંનને બોલાવી કહયું કે, તું હવે આ કહડામાં પડી જા. હાતમે તે જવાનને પોતાનો મોહરો આપી, કહયું કે એ મોહરો તું મોહમાં રાખી વગર ધાસતીએ બળતાં તેલમાં નખાવી દે. તને જરા પણ ગરમ લાગશે નહીં. પછી તે જવાન હાતમનો આપેલો મોહરો પોતાના મોંહમાં મુકી તેલની કડા આગલ આવ્યો. જ્યારે આગલ ગયો ત્યારે તેલનાં ફડાફડ ફુટવાથી અંદર પડવાની તેની હીંમત ચાલી નહીં. હાતમે પોકારીને કહયું કે, ઓ શુરા મરદ, શા માટે એમ ધાસતો ખાએછે. જલદીથી અંદર પડ. ત્યારે તે જવાન હીંમત રાખી તરત કુદી પડયો. જ્યારે તે અંદર પડયો ત્યારે તેલ તેને પાણીના જેવું ઠંડુ લાગયું. તે અંદર એમથી તેમ ફરવા લાગયો અને મુસખખર જાદુને કેહવા લાગ્યો કે બોલ હવે તું શું કહેછે? હજી કેટલો વાર હું અંદર પડી રહું? જ્યારે મુસખખર જાદુએ જોયું કે તે જવાન જીવતોજ રહયો છે ત્યારે તે બોલ્યો કે બસ, હવે તું બહાર નીકલ. તેથી તે જવાન બહાર નીકલ્યો અને હાતમનો મોહરો તેને સવાધીન કીધો, પછી હાતમે તે જાદુગરને પોતાના વચન પ્રમાણે પોતાની છોકરીને તે જવાન સાથે પરણાવી આપવા કહયું. તે જાદુગરે પોતાના બોલ પ્રમાણે પોતાની છોકરીના નેકા પેલા જવાન સાથે કીધા, અને તે જવાંનને કહયું કે, હવે મારા મેહેલમાં જે કંઈ જરઝવેર છે, તે સઘલું તારૂંજ ગણજે, અને આખા શેહેરનો માલેક પણ તુંજ છે. જાણ કે મારે એકપણ છોકરો નથી, માટે હવેથી મારો છોકરો તુંજ છે. પછી હાતમ ત્યાં થોડા દીવસ રહી અલકા પહાડ તરફ ચાલ્યો.

અંતે તે પહાડ તરફ આવી પોહોંચ્યો. તે પહાડ એટલો મોટો હતો કે, કોઈ પણ પંખીમાં તાકાત નહીં હતી કે તેટલે ઉંચે ઉડી શકે. હાતમ વીચારમાં હતો કે, અગરજો આ જગયાનો કોઈ રેહેવાસી મલે તો આ પાહાડના રસતા માટે તેને પુછું. એટલાંમાં પરીઓનાં એક ટોળાંને તેણે દીઠું ; તેઓની પછવાડે પછવાડે હાતમ ચાલ્યો, અને તેઓ જયાં સુધી ઉપર ગયાં ત્યાં સુધી તેઓની સાથેજ રહયો. પણ છેક મથાલે આવ્યો એટલે એકાએક તે પરીઓ ગુમ થઈ ગઈ. હાતમે જ્યારે શોધ કીધી, ત્યારે તેણે તે પાહાડને મથાલે એક ઉંડી ગાર દીઠી, ત્યાંથી ચાલતો ચાલતો પગ ટેકીને નીચે ઉતરયો. પછી જ્યારે પગ હેઠે પુગા ત્યારે હાતમે આંખ ઉંઘાડીને જોયું તો લીલોતરીથી ભરપુર એક મેદાન તેને જણાયું. ખુશી થઈને તે આગળ ચાલવા લાગ્યો. જયારે રાત પડી ત્યારે એક ઝાડ હેઠલ સુતો. સવારના ઉઠતાંજ ચીંતા કરવા લાગયો કે, પેલી પરીઓ કેઈ તરફ ગઈ હશે. એ વીચારમાં ચાલતાં ચાલતાં હાતમે એક ઈમારત જોઈ, જે ઈમારતમાં પેલી પરીઓ વસતી હતી. તેઓ બાગના દરવાજા આગલ બેઠી હતી, તેવામાં હાતમ ત્યાં જઈ પુગો. હાતમને જોતાંજ તેમાંની એકે સવાલ કીધો કે, ઓ આદમજાત પરીઓનાં મુલકમાં આવવાનું તારૂં શું કામ છે? હાતમે કહયું કે, મને અલકુન પરી સાથ કામ છે, માટે આવ્યો છું. તેઓએ કહયું કે ઓ નાદાન તું એક આદમજાતને વલી મુફલેસને હમારી શાહાજાદી સાથ શું કામ છે. અગરજો તું ફકત તેનું નામ લેશે તો તારો જાણ પણ શલામત રહેવો કઠણ છે. હાતમે કહયું કે, ઓ નાદાનો તમને ખબર કયાં છે કે, તમારી શાહાજાદી અલકુન પરી એક માણસ ઉપર આશક થઈ છે, તે માણસને સાત દહાડાનો વાયદો કરી, એક જગયાએ બેસાડી તે આવી છે. આજ સાત વરસ થયાં પણ તે પાછી ફરી નથી. આ સાંભળી તે પરીઓએ કહયું કે હમને માલમ પડે છે કે, તું ઘેલો છે, જેથી આવી બકવા કરે છે. માટે હમે તુંને ભલાઈથી કહીએ છીએ કે, તું હીયાંથી ચાલી જા. અગર નહીં તો તારો જાન જોખમમાં આવી પડશે. હાતમે કહયું કે, જે માણસ ખોદાની રાહે ચાલી પારકાના કામનો યતન કરેછે તેને ખોદા છુપી મદદ કરેછે. આ સાંભલી તેઓ હાતમપર ઘણી મેહેરબાન થઈ,

અને પોતાના બાગમાં લાવીને રાખી, કહયું કે, અલકુન પરીને આવવાને હજુર થોડા દીવસની વાર છે, માટે તું આ બાગમાં આરામ કર, અને જ્યારે તે આવશે ત્યારે હમે તુંને તે અલકુન પરી બતાવશું. હાતમ તે કબુલ કરી, ત્યાં રહયો. થોડા દીવસ પછી તે અલકુન પરી પોતાની સઘલી સાહેલીઓ સાથે તે બાગમાં શેહેલ કરવા માટે આવી, પોતાનાં સોનેરી તખત ઉપર બેઠી. સઘલી સાહેલીઓ પોતાનાં દરજજા પ્રમાણે પોતાની જગયાએ બેઠી. પછી એક પરીએ આવી હાતમને અલકુન પરી દેખાડી. હાતમ તેને જોતાંજ બેહોશ થઈ ગયો, જ્યારે હોશમાં આવ્યો ત્યારે હાતમ તેનો ઉપર દેવાનો થઈ હજાર જાનથી તેની ઉપર આશક થયો. ત્રણ ચાર દહાડા હાતમે ખોરાક પણ ખાધો નહીં, તેને ઉંઘ પણ આવી નહીં. એક રાતે જ્યારે હાતમ સુતો ત્યારે તેને એક અવાજ સંભલાયો કે, ખબરદાર હાતમ હુશીઆર રેહેજે. તું આ કામ બીજાને માટે કરવા આવ્યો છે, માટે આથી તું પાપ કરેછે ! ખોદાને શું જવાબ આપશે ? હાતમ ઉંઘમાંથી જાગરૂત થયો, અને પોતાના આ વીચાર માટે ઘણો પસતાઈ, ખોદાથી માફી ચાહી કે, ઓ દાવરે દાદગર, આ મારા ગુહનાને તું રેહેમ નજરથી માફી બખશી, મને તારા બંદાઓમાંનો એક ગણજે. પછી તે પરીઓએ આવી હાતમને કહયું કે, હમે તને શી રીતે લઈ જઈએ. અગરજો તુંને છુટો લઈ જઈએ છીએ તો, હમારી શાહાજાદી અલકુન પરી હમારી ઉપર ઘણીજ ખફા થશે, અને જો તને બાંધીને લઈ જઈએ છીએ તો હમારાથી એક મોટો ગુનાહ થાય છે. હાતમે કહયું કે, તમારે જોઈએ તે રીતે લઈ જાવો, પણ મને અલકુન પરી સાથે મેલવો. પછી તેઓ હાતમને બાંધીને પોતાની શાહાજાદી આગલ લઈ આવી. હાતમને આગલ ઉભો કરી, તેમાંની એક બોલી કે, સદા સરફરાજ બાઈ, હમોએ આ આદમીજાતને આપણા બાગ પાસે પકડયો છે, તેને આપની પાસ લાવી ઉભો કીધો છે. અલકુન પરીને હાતમને જોતાંજ પેલો માણસ યાદ આવ્યો, તેથી તેની ઉપર ઘણી મેહેરબાની દેખાડી એક સોનાની ખુરશી ઉપર બેસાડી પુછયું કે, ઓ જવાંન તું કયાંથી આવ્યો છે ? શું નામ ધરાવે છે ? અને અહીયાં આવવાની તારી મતલબ શું છે ? હાતમ તે પરી ઉપર એટલો તો આશક

થઈ ગયો હતો કે, તેનાથી કંઈબી જવાબ આપી શકાયો નહીં. તે પરી પણ હાતમ ઉપર આશક થઈ, નરમાશથી પુછવા લાગી કે, મને તું જવાબ દે. તે બોલ્યો કે, હું યમન શેહરનો શાહાજાદો છું. મારૂં નામ હાતમ બીન તાઈ છે. જયારે તે પરીએ હાતમનું નામ સમજ્યું તયારે તરતજ તખત ઉપરથી હેઠે ઉતરી કહયું કે, મેં હાતમનું નામ સમજ્યું છે. પછી હાતમનો હાથ પકડી પોતાનાં તખત ઉપર બેસાડી, કહયું કે, એ યમનના નામવર શાહ તેં આજ મારી ઉપર મોટી મેહેરબાની કરી મારા મેહેલને તારાં પગલાંથી પાક કીધો છે, માટે હું તારો બેહદ ઉપકાર માનુંછું. મને કહે કે, આટલી રંજ અને મુશીબત, ખેંચી હીયાં સુધી આવવાનું તારૂં શું કારણ છે ? કશી ફીકર ના રાખ અને જે મકસદ તને હીંયાં લાવી હોય, તે મકસદને જાહેર કર. હાતમે કહયું કે, તારી આટલીબધી માયાનો બદલો હું કેવી રીતે વાલી શકીશ, તે મારાથી કહી શકાતું નથી. મારાં મોહમાં એક હજાર જબાંન હોય, ને તેટલીબધી જબાંનોથી જો હું તારી ખુબીનું બયાન કરૂં તોપણ તે પુરતું કહેવાય નહીં. હું જે કામને માટે આવ્યો છું, તે કામ એ છે કે, જે જવાંન માણસને તેં એક જંગલમાં મોંહોબત દેખાડી હતી, તે જવાન આજ સાત વરશ થયાં પરેસાંન હાલતે જે જગયાએ તેં બેસાડયો હતો તેજ જગયાએ બેઠો છે. માટે તારૂં આપેલું વચન તું બજા લાવી, તેને અજાબમાંથી છુટો કર. તરતજ અલકુન પરીને પેલા જવાનની ભાન આવી તેથી હાતમને કેહેવા લાગી કે, જો તે મારો ખરેજ આશક હુતે તો આ જગયાએ ન આવતે ? હાતમ બોલ્યો કે, તેં તેને કહયું હતું કે, હું સાત દહાડા પછી આવીશ, માટે તું આજ ઠેકાણે બેસજે. અગરજો આ જગયાએથી જરા પણ ખસશે તો ઘણો પસતાશે, તેથી તે જવાન આજ સાત વરસ થયાં તેજ જગયાએ રહી કલપાંત કરે છે. માટે તુંને લાજમ છે કે. તેને તું હીયાં બોલાવી તેની ઉપર મેહેરબાન થઈ તેને તારા આશક તરીકે કબુલ રાખે. અલકુન પરી બોલી કે, જયારે મેં તને જોયો ત્યારેજ મને તે જવાંન યાદ આવ્યો, અને હું એમ સમજી કે તે તુંજ હશે. મને તે સાચો આશક દેખાતો નથી, માટે હું તેને હરગેજ કબુલ કરવાની નથી. હાતમે કહયું કે ખોદાને માટે તું મારી મેહેનત ફોકટમાં ના ગુમાવ. ત્યારે તે પરીએ કહયું

કે, હું તેને હીંયાં બોલાવી મારી પાસે રાખીશ, પણ તેને હું આશક તરીકે કબુલ કરવાની નથી. હાતમે કહયું કે, ત્યારે તેનું આ જગયાએ આવેલું શા કામનું? ઘણુંએ સમજાવયું પણ તે પરીએ પોતાનો બોલ ફેરવ્યો નહીં, ત્યારે હાતમ ત્યાંથી ઉઠી બોલ્યો કે, જ્યારે તું મારૂં કહયું કરતી નથી ત્યારે હું આજ ઠેકાણે ખાધા પીધા વગર મરી જઈશ, અને મારાં મોતનો ગુનાહ તારે સર રેહેશે. એમ કહીને એક ઝાડ હેઠળ જઈને બેઠો, અને સાત દહાડા સુધી ખાધા પીધા વગર પડી રહયો.

પછી એક દીવશે એક માણસે તેને ખાનમાં કહયું કે, ઓ હાતમ આ અલકુનપરીએ ઘણાંએક માણસોને આમજ મારી નાંખયાં છે. માટે જો તારી મોરાદ તને બજા લાવવી હોય તો, રીંછની છોકરીએ આપેલો પેલો મોહરો સરબતમાં ઘસીને એને પાજે. તેટલામાટે પેહેલાં તું તે જવાનને બોલાવી મંગાવ. જ્યારે સહવાર થઈ ત્યારે હાતમ ઉઠયો તેટલાં તે પરી તેની આગલ આવી બોલવા લાગી કે, ઓ હાતમ શા માટે તું ખાતો પીતો નથી? આમ મરી જઈ મારે સર તારો ગુનાહ શા માટે લાગુ પાડેછે? હાતમે કહયું કે, તું તારા આશકને તારી પાસે બોલાવ, કારણકે તે તારાં દીદાર જોવાને આતુર છે. પરીએ કહયું અલબત તે હું દેખાડીશ. પછી અલકુનપરીએ પોતાની પરીઓને બરોબર નીશાંણી આપી, તે જવાનને લાવવા કહયું. અંતે તે પરીઓએ તે જવાનને લાવી પોતાની શાહાજાદી આગલ હાજર કીધો. જોતાંવારજ તે જવાન બેશુધ થઈ ગયો ને કલાક એક પછી જ્યારે તે પરીએ તેની ઉપર ગોલાબ છાંટ છાંટ કીધો, ત્યારે તે હુશીઆર થયો. પરીએ તેને ધીરા સાદે જવાબ દીધો કે, ઓ જવાન, હવે તું મારાં દીદાર જોઈને ખુશાલ રેહેજે. પછી જ્યારે રાત થઈ ત્યારે નાચ રંગ કરવાને ફરમાવ્યું. આમ કેટલાક દહાડા ગયા પછી હાતમે તે જવાનને કહયું કે, તું કશી ચીંતા ના કર. આ મોહરો લઈ સરબતમાં ઘસી તક જોઈ તું એને પાસે ત્યારે એ તારી ઉપર હજાર જાનથી આશક થશે. એક વખત હાતમે અલકુનપરીને સરબતને માટે કહયું, કે આજ મને તારા દેશનું સરબત પીવા ગમે છે માટે મારી એ ઈચ્છા તું પુરી કર. તરતજ તે પરીએ સરબત મંગાવો હાતમની આગલ હાજર કીધું. હાતમે તક જોઈ થોડાંક સરબતમાં પેલો મોહરો ઘસયો,

અને પેલા જવાનને કહયું કે હવે કંઈ તાલ કરી આ સરબતની જામ અલકુન પરીને તું તારે હાથે પા. તે જવાને તેમ કીધું, એટલે તે પરી તેની ઉપર ઘણીજ ફીદા થઈ ગઈ, અને પેલાં સરબતની અસર તેને એ- વીતો લાગી કે, એક પલભર પણ પેલા જવાનની જુદાઇ તેનાથી ખમી શકાઈ નહીં. પલે પલ તે પરીનો પ્યાર પેલા જવાનપર વધતો ગયો. પણ શરમને લીધે તેનાથી કંઈ બોલી શકાયું નહીં. જ્યારે હાતમે તે પરીનો હેવાલ આ રીતનો જોયો ત્યારે તે તેને કેહેવા લાગયો, કે, ઓ મે- હેરબાન બાનું, હવે તું આ બીચારા ગરીબ આશકને તારી પનાહ હેઠળ લે. તે બોલી કે ઓ હાતમ, આ સઘલાં તારાં કામ છે; તારે ખાતર હું એને કબુલ રાખું છું, તોપણ મારો અખતયાર હજી મારાં માબાપનાં હાથમાં છે. માટે તેઓની પરવાનગી વગર હું એ જવાનને મારા ખાવીંદ તરીકે કબુલ રાખી શકતી નથી. હાતમે ઉતર દીધો, કે ઠીક છે. જો તેમ છે, તો હું તારા માત પીતા પાસે આવુંછું. પછી તો કશી ચીંતા નથી! જ્યારે તે પરીએ હા કહયું, ત્યારે તેઓ સઘળાંએ અલકુન પરીનાં માબાપનાં શેહેર તરફનો રસતો લીધો. તેઓ ત્યાં આવી પુગયાં ત્યારે અલકુન પરીની માએ સઘલી પરીઓને પુછયું કે, આટલાં જલદી તમો શા માટે પાછાં ફરયાં? તેઓએ ઈશારતથી જણાવયું કે તમારી છોકરી એક આદમી ઉપર આશક થઈ હતી, અને તે કેટલેક વરશે હજારો દુઃખો વેઠી અતરે આવ્યો છે, માટે અલકુન પરી કહે છે કે, મારાં માબાપની રજા વીના મારાથી તેમ થાએ નહીં. તેની માએ જવાબ આપ્યો કે એનાં બાપને પુછી ખુશી થાય તેમ કામ કરે. જ્યારે બાપની મરજી પુછી, તયારે તે બોલ્યો કે, જો અલકુનની મરજી તેમ હશે, તો મને કશી અડચણ નથી. પછી અલકુન પરીએ પેલા જવાનને તથા હાતમને પોતાના બાપ પાસ બોલાવ્યા. જ્યારે તેઓ આવ્યા ત્યારે તે તેઓને જોઈ ઘણો ખુશી થયો, અને સઘલી વાત સમજી પોતાની છોકરીના તે જવાન સાથ બાખુશી નેકા કરી આપ્યા. જ્યારે હાતમે જોયું કે, તે આશક માશુક એક બીજાને મલ્યાં ત્યારે બેહદ ખુશી થયો, અને તે- ઓએ હાતમ ઉપર હજારો હજાર આફરીન કીધી. થોડા દહાડા રહી, હાતમે ત્યાંથી રૂખશત થવા ચાહયું. તે પરીએ પુછયું કે, તું ક્યાં જવાનો

તસવીર ૧૦ મી.

જે પીંજરામાં બેસી બોલેછે કે "કોઈ માણસ સાથ બદી કરતો ના જો કરશે તો તેવુંજ પામશે" તેની સાથ હાતમની મુલાકત.



ઈરાદો રાખે છે? હાતમે કહયું કે હું અહંમર શેહેર તરફ જવાનો ઈરાદો રાખું છું. કારણકે ત્યાં મને હમીર નામના માણસ સાથ કામ છે. પછી તે પરી બોલી કે તું કંઈ ફીકર ના કર. હું તને મારી પરીઓ સાથ મોકલું છું. એમ કડી પોતાની પરીઓ સાથે હાતમને તખત ઉપર બેસાડી મોકલાવ્યો. જ્યારે પરીઓ હાતમને લઈ ઉડી કેટલાક દહાડા સુધી ચાલી, ત્યારે હાતમે એવો અવાજ સમજ્યો કે, કોઈ સાથ તું બદી ના કરતો. જો કરશે તો તેવુંજ પામશે. હાતમે આ સાંભળી પરીઓને ઉભી રહેવા કહયું. તેઓએ હાતમને નીચે ઉતારયો કે તરતજ હાતમ ત્યાંથી ચાલતો થયો, અને પેલી પરીઓ પણ પોતાના મુલક તરફ રવાના થઈ. પછી હાતમ જે તરફથી સાદ આવતો હતો તે તરફ ચાલતો થયો. જોએ છે તો એક ઝાડની નીચે એક પીંજરૂં તાંગેલું છે, તેમાં એક બુઢો માણસ બેઠેલો છે. ત્યાં થોડો વખત ઉભો રહી, પેલા બુઢા માણસને પુછયું કે, એ બુજરોગ માણસ આવી રીતે તું શા માટે બોલે છે, અને તને પીંજરામાં કોણે બંધ કીધોછે? તે પીર માણસે જવાબ આપ્યો કે, એ જવાન માણસ મારો હેવાલ તું ના પુછ. જો પુછવા ચાહતો હોએ તો મને વચન આપ, કે તે હેવાલ સમજી મારૂં દુઃખ દુર કરવાની તું કોશેશ કરે. હાતમે કહયું કે હું તને તારૂં દુઃખ નીવારન કરવાનું વચન આપું છું. પછી તે પીર મરદે પોતાનો હેવાલ કહયો, કે હું એક સોદાગરનો છોકરો હતો. મારા બાપનો વેપાર ઘણો બોહોળો હતો. મારૂં નામ અહમીર પાડયું, અને મારા નામ ઉપરથી પોતાના શેહેરને અહમર આબાદ નામ આપ્યું. જ્યારે હું મોટો થયો ત્યારે મને મારા બાપનો વારસો મલ્યો. પણ હું ઘણો ઉડાઉ હતો, તેથી મેં થોડા વખતમાં સઘળો ખજાનો ખરચી નાખયો. જે ખજાનો મારા બાપે મુશકેલીના વખતને માટે સંતાડયો હતો, તે ખજાનાની મેં શોધ કીધી, પણ મને કોઈ ઠેકાણેથી મળી શકયો નહીં. અંતે મને બજારમાં એક માણસ મલ્યો, જેણે મને કહયું કે, હું સંતાડેલો ખજાનો શોધી આપુંછું. તેની સાથે મેં કબુલ કીધું કે જો તું મને મારો ખજાનો શોધી આપે તો હું તને મારા ખજાનામાંથી ચોઠો હીસ્સો આપું. તેણે તે કબુલ કરી મારો ખજાનો શોધી આપ્યો પણ હું મારાં વચન પ્રમાણે ચાલયો નહીં. મેં તેને થોડુંએક આપી વી-

દાએ કીધો. તે માણસે મારી સાથે ઘણી દોસતી રાખી થોડાક મહીના પછી મને આવીને કહયું કે મારી પાસે એક એવી જાતનો શુરમો છે જે આંખમાં આંજે તો જમીનમાં દાટેલું સઘલું ધન નજરે પડે. આ સાંભળી મેં ઘણીથી ખુશી પેલાં માણસ પાસે મારી આંખમાં શુરમો અં-જાવ્યો, તેવોજ હું આંધલો થઈ ગયો. પછી તે મને આએ જંગલમાં પીંજરામાં બંધ કરી, જતી વેલાએ કહી ગયો કે એક દહાડે આ જગયાએ એક જુવાન માણસ આવશે તેની આગલ તું તારો હેવાલ કેહેજે, તે કીઆ-નુર નામની એક ચીજ લાવી તારી આંખમાં રેડશે એટલે તારી આંખ પાછી જેવી હતી તેવી થશે. હજારો માણસો મારી આગલ આવી ગયાં છે, પણ કોઈએ મારી આંખ સાજી કરવાનો ઉપાય કીધો નથી. જયારે હું આ પીંજરામાં કંટાલી જાઉંછું ત્યારે બહાર નીકલી જંગલમાં ફરૂંછું. પણ તે વખતે મારા દીલના દરેક સાંધામા એવીતો કળતર ચાલેછે, જે જયારે હું પીંજરામાં પાછો આવું છું ત્યારેજ નરમ પડેછે. આ હેવાલ સાંભલી હાતમે તેને ઘણો દીલાસો દઈ કહયું કે, તે ચીજ કયાં મલેછે તે તું જાણેછે? તેણે એટલું કહયું કે તે હમીરા નામના જંગલમાં મલેછે એ સાંભળી હાતમ તે કીઆનુર લેવા માટે ચાલતો થયો. હવે જે પરીઓ હાતમને આ જંગલમાં બેસાડી અલકા પહાડ તરફ રવાના થઈ હતી, તે પરીઓ ઉપર અલકુન પરીએ ઘણોજ ગુસ્સો કરી તેઓને પાછી મોકલાવી, કે જયાંસુધી હાતમ શાહાબાદ તરફ રવાના થાય ત્યાંસુધી તમારે હાતમની સાથે રહેવું. તે હોકમ મુજબ પરીઓ પાછી આવી હાતમને મલી. હાતમે કહયું કે હવે મને હમીરાના જંગલમાં કીઆનુર લેવા માટે જવુંછે. પછી તેઓ હાતમને લઈ હવામાં ઉડી, તે હમીરાના જંગલ તરફ લાવી હાતમને નીચે ઉતારી કહયું કે હવે હમારાથી આગલ જઈ શકાએ નહીં. જયારે તુ હયાં સલામત પાછો ફરશે ત્યારે હમો તારા શેહેરમાં પહોંચાડી હમારા મુલકમાં રવાના થશું. પછી તેઓએ હાતમને કહયું કે જયારે તે કીઆનુર જમીનમાંથી લીલું થઈ આવેછે ત્યારે તે ઉપર ચરાગની માફક બલતાં હોએ એવાં ફુલ દે-ખાય છે. હજારો સાંપો, વીંછીઓ અને ફાડી ખાનારાં જાનવરો તેની આસપાસ આવી બેસેછે, કે કોઈથી તે લેવાઇ શકાએ નહીં. એટલા

માટે હમોને જવાને ધાસતી લાગેછે. ત્યારે હાતમે કહયું કે મારી પાસે તેના પુરતા ઉપાયો છે. પછી પરીઓએ હાતમને તખત ઉપર બેસાડી સાત દહાડા સુધી ઉડતી ચાલી. જ્યારે તે જંગલ પસાર કીધું ત્યારે એક મોટું મેદાન દેખાયું. પરીઓએ હાતમને મેદાનમાં લાવી નીચે ઉતારી કહયું કે હયાંજ કીઆનુર પેદા થાયછે, પણ હજી તેની મોસમ આવી નથી. તે મોસમને થોડો વખત છે. પરીઓ હાતમને તે જંગલમાં તરેહ તરેહનાં મેવા લાવી ખવાડી, નીરમળ ઝરાનું પાણી પાઈ તેને ઘણો ખુશી રાખતી. થોડા દહાડા પછી જ્યારે તે કીઆનુર જમીનમાંથી ઉપર આવયું ને તેની ઉપર ચરાગ જેવાં ચલકતાં કુલો કલીબંધ ખીલી નીકલ્યાં ત્યારે આખું જંગલ ખુશબોથી ભરાઈ ગયું અને હઝારો ઝેરી અને ફાડી ખાનારાં જાનવરો તેની આસપાસ આવી એકઠાં થયાં. હાતમે તે પરીઓને કહયું કે હવે તમો હયાંજ રહેજો. હું ખોદા ઉપર આધાર રાખી મારૂં કામ બજાવવાને જાઉંછું. પછી રીંછની છોકરીએ આપેલો મોહરો પોતાના મોંહમાં મુંકી આગલ ચાલયો. જ્યારે તે જાનવરોની નજદીક આવી પોંહોંચ્યો ત્યારે હરતરફથી તેઓ આવી તેને ડંખ મારવા લાગ્યાં. પણ પેલા મોહરાની ખુબીથી તેને કાંઈ પણ ઈજા થઈ નહીં. પછી હાતમ પાંદડાં સુધાં બે ત્રણ કુલો તે ઝાડ ઉપરથી તોડી પરીઓને આવી મલ્યો, જે જોઈ તેઓ ઘણાજ અજાએબ થયાં, કે આ પણ એક જબરો હીંમતવાલો પુરૂષ છે. પછી ત્યાંથી તે પરીઓ સાથે પેલા અહમીર નામના આંધલા શખસ આગલ આવ્યો, અને પેલું ઝાડ ઉપર તાંગેલું પીંજરૂં નીચે લાવી તેમાંથી પેલા બુઢા આંધળા માણસને બહાર કાઢી તેની આંખમાં કીઆનુરનાં થોડાંક ટીપાં નામી તેના દીલ ઉપર તેનું પાણી મસલ્યું એટલે પેલા માણસની આંખમાંથી લીલું પાણી ઝરવા લાગ્યું. જ્યારે તે ખરાબ પાણી ઝરી રહયું એટલે પેલા માણસે પોતાની આંખ ઉઘાડીને હાતમને જોયો. તે માણસ હાતમ ઉપર ઘણીએક દુવા વરસાવી બોલ્યો કે, ઓ ભાઈ મારા ઘરમાં ઘણો ખજાનો છે તેમાંથી અરધો ભાગ તું લે. હાતમે કહયું કે જે ભાગ તું મને આપવાનો હોએ તે ભાગ તું ફકીરોને વેહેંચી આપજે, એટલે મને મલ્યા બરાબર થયું.

ત્યાંથી હાતમ શાહઆબાદ તરફ ચાલ્યો. પેલી પરીઓએ કહયું કે

તું હમને એક કાગલ લખી આપ, જે કાગલ હમો હમારી શાહજાદીને દેખાડીએ. પછી હાતમે એક કાગલ લખી પેલી પરીઓને આપ્યો, જે લઇ તેઓ પોતાના મકાન અલકા પહાડ તરફ રવાના થઈ. પછી હાતમ હોસનબાનું આગલ આવ્યો, અને તેણીની આગલ સઘલો હેવાલ જાહેર કીધો. તે સાંભળી હોસનબાનુંને ઘણો આનંદ થયો. પછી હાતમને તરેહ તરેહનું ખાણું ખવાડયું. તે બાદ હાતમે ચોથા સવાલની તલપ કીધી, એટલે તે બોલી કે એક માણસ એમ કહે છે કે, **સાચું બોલનારને હમેશાં આરામ મલેછે.** હાતમે કહયું કે તે શખસ કયાં છે, ત્યારે તે બોલી કે તે વાત મને ખબર નથી. પણ મેં મારી દાયા તરફથી સમજયું હતું કે તે શેહેરનું નામ કોરમ છે. પણ હું જાણતી નથી કે તે કયાં છે. હાતમ તેજ વખતે ત્યાંથી ઉઠીઓ અને મેહેમાનસરામાં આવી મુનીરસામીને મલી ઉપલા સવાલની જોસતેજો કરવા ચાલ્યો.

---

## હાતમ ચોથા સવાલનો જવાબ લાવ્યો તે વીષે.

---

એવું કહેવાયલું છે કે, જ્યારે હાતમ શાહાઆબાદ છોડી ચાલતો થયો ત્યારે થોડા દીવસમાં એક પાહાડ આગળ આવી પુગયો. તે પાહાડની હેઠલથી સવચ્છ પાણીનો એક ચશમો વેહેતો હતો. હાતમ જ્યારે તે ચસમાના કીનારા આગલ આવ્યો ત્યારે જોયું તો, લોહી જેવું રાતું પાણી વેહેછે. હાતમ આ જોઈ અચરતીમાં ગરકાવ થઈ ગયો, અને જે ઠેકાણેથી પેલું પાણી વેહેતું હતું તે ઠેકાણે આવ્યો. થોડાંએક કદમ ચાલ્યો એટલે એક બુલંદ ઝાડ પાસે આવી જોયછે તો તે ઝાડ ઉપર મનુષયનાં માથાં લટકતાં હતાં, ને તેની નીચે એક મોટો તળાવ હતો, જે તલાવમાંથી પાણી જંગલ તરફ વેહેતું હતું. જ્યારે હાતમ ઝાડની બરોબર પાસે આવ્યો ત્યારે તે સઘલાં માથાં હસવા લાગ્યાં. આ ગુપત બીના જોઈ હાતમની છાતી ફાતી ગઈ. તે માથાંમાંથી લોહીનાં ટીપાં તે તલાવ અંદર ટીપકતાં હતાં. જ્યારે હાતમે ઉંચે નજર

તસવીર ૧૧ મી.

ઝાડ ઉપર પરીઓના માથાં લટકતાં દેખાયછે.



કીધી, તયારે એક અતી ખુબસુરત માંથું તેની નજરે પડ્યું. તેની ખુબસુરતી જોઈ હાતમ બેશુધ થઈ જમીન ઉપર પડ્યો! કલાકએક પછી જ્યારે હોશમાં આવ્યો ત્યારે ચીંતા કરવા લાગ્યો કે આવાં ખુબસુરત માથાંને કાપી ઝાડ ઉપર લટકાવ્યું છે ત્યારે એણે કેવો મોટો ગુનાહ કરયો હશે? આમ વીચારી પોતાના દીલમાં કહેવા લાગ્યો કે, ઓ હાતમ, જ્યાં સુધી આ છુપી વાતથી વાકેફ થાય નહીં ત્યાં સુધી તુંને પાછા ફરવું સજાવર નથી. સાંજની વખતે તે માથાં તલાવની અંદર પડયાં તે હાતમે બરોબર જોયાં. સઘલાં માથાંઓ પરીઓની સુરતે બની ગયા, અને જે માથું સઉથી ખુબસુરત હતું, તે માથાંવાલી પરી એક હીરા મોતીથી જડેલાં તખત ઉપર આવી બેઠી. બાકીની સઘલીઓ પોતપોતાની ખુરસી ઉપર ઘેરાવો કરીને બેઠી. બીજી થોડીઓ અદબથી તે મોટી પરી આગલ ઉભી રહી. હવે વાજીંત્ર શરૂ થયું, અને સઘલી પરીઓ નાચ રંગમાં મશગુલ થઈ. હાતમ આ સઘલું જોતો હતો એવામાં મધરાતનો વખત થવા આવ્યો, પછી થોડીક પરીઓએ ખાણાનો બોસતરો તૈયાર કીધો. સોના રૂપાંની રકાબીઓમાં તરેહ તરેહનું લેઝતદાર ખાણું લાવી એક હીરા મોતીથી સણગારેલા ગાલીચાપર એવીતો સફાઈથી મુકયું કે, તે જોઈ હાતમની અકલ તેનો ભેદ જાણવામાં બીલકુલ કામ કરી શકી નહીં. એક પરીએ આવી પોતાની શાહાજાદીને ખાણાની તૈયારી માટે કહયું. તે પરી તખત ઉપરથી નીચે ઉતરી, પોતાના એક ખાસ ખીદમતગારને કહયું કે, એક મોટા ખુમચામાં દરેક જાતનું પકવાન મુકીને પેલા મુસાફરને આપી આવ. તેણીના પરીના ફરમાવ્યા મુજબ પેલી પરી હાતમની આગલ તે ખુમચો લાવી, આંખના ઈશારાથી કહયું કે, હમારા સરદારે તારે માટે આ ખુમચો મોકલાવ્યો છે. હાતમે પુછયું કે તમારા સરદારનું નામ શું છે? તે પરીએ જવાબ દીધો કે, આ સવાલ તું મને ના પુછ, કેહવાનો મને હોકમ નથી. તુંને નામ સાથ શું કામ છે? આ ખાણું છે, તે તું ખા. હાતમે કહયું કે, જ્યાં સુધી તું મને આ છુપા ભેદથી વાકેફ નહીં કરશે ત્યાં સુધી હું ખાવાનો નથી. તે પરીએ જઈને પોતાના સરદારને આ વાત જાહેર કીધી. તે સરદારે જવાબ મોકલાવ્યો, કે પરથમ તું ખાણું ખા, પછી તુંને આ વાતથી

વાકેફ કરીશ. જ્યારે હાતમ ખાણું ખાઈ રહ્યો ત્યારે પેલી પરીને કહયું કે, હવે તું મને આ સઘલા હેવાલથી વાકેફ કર. તે પરીએ જવાબ દીધો કે, આવતી કાલે સઘલું તારી આગલ જાહેર કરીશ. હાતમે ઇછયું કે તે પરીને પકડે, પણ તેવામાં તે પરી પોતાના માથા ઉપર ખુમચો મુકી તલાવમાં જતી રહી, અને પોતાની શાહાજાદી આગલ હાથ જોડી ઉભી રહી. તખત ઉપર બેઠેલી શાહાજાદીએ બાકીની રાત નાચ રંગ જોવામાં ગુજારી. જ્યારે સવાર થઈ ત્યારે સઘલી પરીઓ તલાવમાં પડી પોતાને હાથે પોતાનાં માથાં કાપયાં. તે માથાં ઉડીને ઝાડ ઉપર લટકી ગયાં. હાતમ જે ખુણામાં ઉભો હતો તે ખુણાંમાંથી બાહાર આવીને ઝાડનો નીચે બેઠો, ત્યારે સઘલાં માથાં હસવા લાગ્યાં. હાતમે પોતાની નજર સઉથી ઊંચેનાં માથાં ઉપર કીધી, કારણ તે શાહાજાદીની મોહબતે તેનાં દીલમાં એવું તો મજબુત ઘર કીધું હતું કે, હાતમનું જીગર બલીને ખાક થતું હતું. પોતાનાં મનમાં વીચાર કરવા લાગ્યો કે, જો આ ભેદથી હું વાકેફ થાઊં તો ખસુસ કરીને આ પરીઓની શાહાજાદી સાથ હું પરણીને જીંદગીની મોજ મેલવી બેહેશતનું સુખ મેલવું. આ કોઈ જાદુથી અથવા તલેસમાતથી થવું જોઈએ. કારણકે, દીવસના આ સઘલાં માથાં ઝાડ ઉપર લટકી જાયછે, અને રાતનાં પાછાં પરીઓની સુરતમાં બદલાઈ જાયછે. એ વીચારમાં દહાડો આખર થઈ રાત પડી ત્યારે આગલની માફકજ સઘલાં માથાં તલાવમાં પડી પરીઓની સુરતમાં બદલાઈ ગયાં. હાતમ તરતજ ત્યાંથી ઉઠી પોતાનાં ખુણાં તરફ આવીને બેસી રાહ જોવા લાગો કે આજ રાતે મને એઓ વીશે ખબર પડશે. જ્યારે મધરાતને સુમારે હાતમની આગલ પેલી પરી ખાણાનો ખુમચો લાવી, ત્યારે હાતમે કહયું કે, જ્યાં સુધી આ વાતથી હું વાકેફ નહીં થાઊં ત્યાં સુધી આ ખુમચાને હું હાથ પણ લગાડીશ નહી. તે પરીએ પોતાની શાહાજાદીને હાતમની ધારણા જાહેર કીધી. ત્યારે તે શાહજાદીએ તેની ઉપર કહેવડાવયું કે તું જઇને કહે કે જ્યારે તું હમારી શાહાજાદી પાસે આવશે ત્યારે તને આ છુપી વાતનો ભેદ ખુલ્લો કરી કહેશે. માટે તું ખાણું ખાઈ મારી સાથે ચાલજે. ઉપલો પેગામ જ્યારે તે પરીએ હાતમને કહયો, ત્યારે હાતમે ખુશીથી ખાણું ખાધું. ખાઈ

રહયા પછી હાતમ તે પરી સાથ ચાલ્યો. તે પરી તળાવમા પડી ગઈ, અને હાતમે પણ તેની પછવાડે પેલા તળાવમાં કુડકો મારયો. જ્યારે હાતમનાં પગ જમીનને લાગ્યા ત્યારે આંખ ઊઘાડી જોયું. તો નહીં મલે તે તલાવ, કે નહીં મલે તે પરી. પણ એક મોટાં જંગલમાં આવી પડયો. હાતમ રડવા અને પોકારવા લાગ્યો, અને માથાંનાં બાલે બાલ પીખી, હાય મારી ખાકમાં આલોટવા લાગી દેવાના જેવો બની ગયો. આવી પરેશાંનો ભરેલી હાલતમાં સાત દહાડા અને રાત સુધી રહયો, એટલે તે અપાર ખુબીના સાહેબે તેની ઉપર રેહેમ કરી ખાજ ખીઝર સાહેબને હોકમ કીધો કે, જે માણસ પેલા જંગલમાં રડતો, હાય નાખતો, બાલ પીખતો, દીવાનાની માફક ફરેછે, તેને મદદ કરી આવ. કારણકે એ હાતમ દુનીઆનાં લોકો માટે હજુર ઘણા નેકનામી ભરેલાં કામો કરવાનોછે, તેને કોઈ પણ રીતે મદદ કરવી જોઈએ. હાતમ જંગલમાં ફરતો હતો ત્યારે એકાએક એક માણસ લીલો પોશાક પેહેડી હાતમાં લાકડી લઈ જમની બાજુએથી આવતો તેને દેખાયો. હાતમ તેને જોઈ જાર બેજાર રડવા લાગ્યો. ખેઝર સાહેબે આવી હાતમના બરદાપર પોતાનો હાથ ફેરવ્યો, ત્યારે હાતમ હોશમાં આવી પુછવા લાગ્યો કે, એ બુજોરગ માણસ, આ કહયું મકાન છે? અને આ જગયાનું નામ શું છે? તેને કહયું કે આ જંગલને જરવેશા કરી કહેછે. પછી હાતમ પોતે ત્યાં કેમ આવ્યો તે પુછયું. ખીઝર સાહેબે જવાબ દીધો કે તું પોતે તલાવમાં પડયો, જે તલાવ તલેસમાતથો ભરેલું છે, તે હયાંથી બારસો માઇલ દુર છે. પછી આ સાંભળી હાતમને પેલી પરી પાછી યાદ આવ્યાથો રડવા અને કલપાંત કરવા લાગ્યો. તે બુજોરગ માણસે તેને પુછયું કે તું શા માટે રડે છે? ત્યારે હાતમ બોલ્યો કે, હું જે જગ્યાએ હતો ત્યાં પાછો જવા માગુંછું. તે પીર માણસે કહયું કે, ઠીક છે, તું મારી લાકડી પકડી તારી આંખો બંધ કર. હાતમે તેમ કીધું, તો થોડા વખતમાં પોતાને તેજ તલાવ પાસે જોયો. કેટલોક વખત ગયા પછી હાતમે ધારયું કે હું તળાવમાં પડયો તો મારી ઉપર આવો સીતમ ગુજરયો. વાસતે બેહેતર એ છે કે ઝાડ પર ચઢી કોઈબી રીતે પેલાં માથાંને હું નીચે

ઉતારૂં. આ ધારણા કરી તે ઝાડ ઉપર ચડવા લાગ્યો. એકાએક તે ઝાડ હીલવા લાગ્યું અને તેનું થડ એકાએક ફાટી ગયું, અને હાતમ અરધો અરધ ઝાડનાં થડ વચે સીકડઈ ગયો. જેમ જેમ ઉપર જવાનો ઇશાદો કીધો, તેમ તેમ તેનું આખું શરીર અંદર જતું રહયું. હાતમ આ જોઈ ઘણોજ બીહીધો, અને આ મુશીબતમાંથી બચવું તેને ઘણુંજ મુશકેલ લાગ્યું. હાતમનો દમ સઘલો બંધઈ ગયો. એટલામાં ખીઝર સાહેબ ત્યાં આવી પોંહોંચી હાતમને કેહવા લાગ્યા કે ઓ જવાન શા માટે આવી બલામાં ગીરફતાર થાયછે? શું તારી હૈયાતીની આખર લાવવા માંગેછે? હાતમથી કશો જવાબ દેવાયો નહીં. પછી તે પીર સાહેબે પોતાની લાકડી ઝાડ ઉપર મારી કે તે ઝાડ મીનની માફક થઇ ગયું, અને હાતમ જમીન ઉપર પછડાઈ પડયો. તે ઘણોજ શુસત થઇ ગયો હતો. ઘણે વારે હોશમાં આવ્યો ત્યારે ખીઝર સાહેબે તેને પુછયું કે ઓ જવાન તુંને આ માથાંઓ સાથ શું કામ છે? હાતમે કહયું કે, હું એનો ભેદ જાણવા માગુંછું કારણકે મારૂં દીલ મારા હાથથી જતું રહયું છે. પછી ખીઝર સાહેબ બોલ્યા કે, આ તલેસમનો બનાવનાર જાદુગર અહમર નામના પાહાડ ઉપર રહેછે, તેનું નામ જાદુ શામ અહમર છે. સૌથી ઉપરનું માથું તેની છોકરીનું છે, જેણે એક દિવસે પરણવા માટે પોતના બાપ સાથે વાત કીધી, તેથી તેના જાદુગર બાપે ઘણાજ ગુસ્સામાં આવી પોતાની છોકરીના અને તેની સઘળી સાહેલીઓના આ હાલ કીધાછે. તે છોકરીનું નામ મલેકે ઝરરીન પુશ છે. જાદુ શામ અહમરનો પાહાડ હીંયાંથી બસો કોશ દુર છે. જ્યાં સુધી તે જીવતો રહેશે ત્યાં સુધી તેની છોકરી કોઈના હાથમાં જવાનો નથી. ત્યારે હાતમે કહયું કે મને એમજ માલમ પડે છે કે મારૂં મોત તે જાદુગરને હાથેજ છે. ખીઝર સાહેબે કહયું કે જો આ નાજનીન ઉપર તું તારૂં દીલ લગાડશે નો તારો જાન થોડા વખતમાં ખતમ થશે, માટે આ બલામાં પડવાથી તું હાથ ઉઠાવ. હાતમે કહયું કે હું મારી જીંદગીથી બીહીતો નથી. જે થવાનું હોય તે થાઓ, પણ મારે તો એ ભેદથી વાકેફ થવુંજ જોઇએ. જ્યાં સુધી એ નાજનીનને હું હાથમાં નહીં લઇશ ત્યાં સુધો મને ચેન પડવાનું નથી. ખીઝર સાહેબ બોલ્યા કે ત્યારે હવે તું શું કહેવા માંગે

છે? હાતમે જવાબ દીધો, કે હું એ ઝાડોની અંદર મારૂં માથું લટકાવા માગુંછું. હજુર પણ તે પીર સાહેબે હાતમને ઘણો સમજાવ્યો પણ તે સમજયો નહીં, ત્યારે ખીઝર સાહેબે પોતાની લાકડી તે ઝાડને મારી ઇસમે આઝીમ ભણી હાતમને હોકમ કીધો કે હવે તું ઝાડ ઉપર ચઢ. જેવો હાતમ ચઢયો કે ખીઝર સાહેબ અલોપ થઈ ગયા. એવામાં હાતમનું માંથું સઉથી ઉપરની પરીનાં માથાંની સાથેજ લટકી રહયું, અને હાતમનું શરીર તે તલાવમાં પડયું. જ્યારે રાત પડી ત્યારે અગાઉની માફક સઘળાં માથાં હાતમનાં માથાં સાથે કુવામાં પડયાં. સઘલી પરીઓ પોતપોતાની જગાએ આવીને બેઠી અને હાતમ તખતની પાસેનાં ખુણામાં હાથ જોડી ઉભો રહયો. પોતાને કંઈ ખબર હતી નહીં કે હું કયાં છું અને શું કરૂંછું, એટલે શાહાજાદી મલેકે ઝરરીનપુશ બોલી કે ઓ જવાન, તું કયાંથી આવ્યો છે, તું કોણ છે, અને તારૂં નામ શું છે? હાતમે કહયું કે હું તારા ખીદમતગારોમાંનો એક છું, અને હું તારાજ તલાવમાંથી આવ્યોછું. મલેકાએ જોયું કે એ પણ જાદુથી થયો છે, એટલે પોતે ચુપ રહી અને નાચ રંગમાં મસગુલ થઈ. ખાણું ખાધા પછી હાતમનો હાથ પકડી મલેકાએ તેને પોતાની પાસે બેસાડયો. હાતમે ખબર નહી રાખી, કે પોતે શું કામને માટે આવ્યોછે. સહવાર થઈ એટલે સઘલાં માથાં ઝાડ ઉપર લટકાઈ ગયાં. આવી રીતે ચાલ્યા પછી થોડે દીવસે ખીઝર પીર પાછા આવ્યા અને હાતમના માથાંને નીચે ઉતારી તેના શરીરની સાથે વલગાવીને એસમે આઝીમ ભણયા એટલે હાતમ પોતાની હુશીઆરીમાં આવ્યો. હાતમે તેજ પીર મરદને દીઠો, એટલે તેનાં પગ પર પડયો, પછી બોલ્યો કે ઓ બુજોરગ તું મને આ હાલતે જોયછે, અને તેનો ઉપાય મને દેખાડતો નથી, માટે એજ ફીકરમાં હું મારી જીંદગીનો અંત લાવીશ. ખીઝર પીર બોલ્યા કે જયાં સુધી તે છોકરીનો બાપ મરશે નહીં. ત્યાં સુધી તે છોકરી તારા હાતમાં આવવી કઠણ છે. તેટલા માટે હું જે તને એસમે આઝીમ ભણવા શીખવું છું તે ધ્યાંનથી સાંભળ. પછી તે ભણવા શીખવી કહયું કે તું હમેશાં પાક રેહેજે, જુઠું બોલતો ના, દરરોજ નાહજે, આખો દહાડો અપવાસ પાળજે, ફકત સાંજની વખતે ખાજે, અને જ્યારે તારી પર

કાંઈ પણ મુશીબત આવી પડે ત્યારે આ એસમે આઝીમ ભણજે કે જેથી તારૂં કામ પાર પડશે, અને જાદુગર ઉપર તું ફતેહ પામશે. ત્યારે હાતમે કહયું કે મને અહમર પાહાડ ઉપર મોકલી આપો. પીરે કહયું આ મારી લાકડી પકડી તું આંખ બંધ કરી પાછી ઊઘાડ. એમ કીધું કે હાતમે અહમર પહાડ ઉપર પગ મુકેલો જોયો! તે પાહાડ તમામ ગુલ લાલા ફુલોથી ભરેલો હતો. હાતમ અજબ થયો કે આ પહાડ ઉપર રૂતવના પણ ફુલો આવેછે. પછી ઉપર ચાલ્યો, એટલે પાહાડના પથરાઓ ઉપર હાતમના પગ વલગી ગયા, અને હાતમથી મુદલ પગ ઊચકી શકાયા નહીં. હાતમને એસમે આઝીમ ભણવાનું યાદ આવ્યું તે ભણતાંવારજ હાતમના પગ ઉપડયા. હાતમે જાણ્યું કે, અહમર જાદુગરનું રેહેઠાણ આએજ ઠેકાણે છે. પછી ભણતો ભણતો જ્યારે છેક ઉપર આવ્યો એટલે હાતમે પાણીનો એક ચસમો વેહેતો જોયો જેની આસપાસ મેવાથી ભરેલાં ઝાડો ઉગી નીકળેલાં હતાં. હાતમે કપડાં કહાડી તે ચસમામાં નહાઈ લીધું, અને પછી એસમે આઝીમ ભણવા માંડયું; જેની બરખતથી સઘલાં ફાડી ખાનારાં જાનવરો હાતમથી દુર નાશી ગયાં. સામ અહમર જાદુગરને માલમ પડયું કે મારૂં જાદું આ માણસપર કાંઈ ચાલતું નથી. પછી તેને પોતાની જાદુની ચોપડી ઊઘાડી તો તેને માલમ પડયું કે, યમનનો શાહાજાદો હાતમ બીન તાઈ એક દહાડો આ પાહાડ ઉપર આવી સઘલાં જાદુને બાતલ કરશે. ચોપડીમાં ઘણીજ નેઘાહ પોંહોંચાડી જોયું તો તેણે જાણયું કે હાતમનો આવવાનો વખત એજ છે માટે એજ હાતમ હશે. હયાં આવવાનું કારણ તેને એ માલમ પડયું કે, મારી છોકરી મલેકે ઝરરીનપુશ ઉપર એ આશક થયો છે, અને જ્યાં સુધી એને એસમે આઝીમ યાદ છે, ત્યાં સુધી મારૂં જાદુ એની ઉપર કામ કરી શકવાનું નથી, માટે કોઈપણ એવી તદબીર કરવી જોઈએ, કે તે ભણવાનું એ ભુલી જાએ. કલાકએક વીચાર કીધા પછી પોતાનું જાદુ ચલાવા માંડયું. હાતમની પાસે થોડીક પરીઓ મોકલાવી. તેમાં એકને પોતાની છોકરી મલેકે ઝરરીનપુશાની સુરત આપી. જ્યારે હાતમે તે પરીઓને પોતાની આગલ આવતી જોઈ ત્યારે બેહદ ખુશી થઈ વીચાર કરવા લાગયો કે મલેકે ઝરરીનપુશ મને મલવા માટે

આવી હશે. પેલી પરી આવી હાતમને શરબતનું પ્યાલું પાવા લાગી. હાતમે જોયું કે આ ઠેકાણે મારી માશુક આવેલી છે, માટે મારી જુદાઈ તેનાથી ખમી શકાઈ નહીં હશે. જેવું હાતમે તે પ્યાલું પીધું કે તેણીની સુરત એક કાલો દેવ બની ગઈ. પછી તે દેવે હાતમને બાંધી શામ અહમર જાદુગરને સ્વાધીન કીધો. શામ અહમર હાતમને જોઈ પોતાના મનમાં કહેવા લાગયો કે, આવા ખુબશુરત જવાનને હું શી રીતે મારૂં ! પણ જયારે એ મારો દુશમન થયોછે ત્યારે એને કંઈ પણ સજા કરવી જોઈએ. તેથી તેણે હોકમ કીધો કે એને આતશના કુવામાં નાખી દેવો. તે પ્રમાણે તેઓએ કીધું. હાતમે મોહોરો પોતાના મોંહમાં રાખયો જેથી કશી ઈજા થઈ નહીં. સઘલા દેવોએ આતશનાં ભડકાં એટલાં તો જોરથી સલગાવ્યાં કે, અગરજો એક હજાર મન લોખંડ તેમાં નાખે તો તે તરતજ પાણી થઈ જાય. જ્યારે અહમર જાદુગરે પોતાની ચોપડીમાં જોયું કે હાતમ જીવતો છે, ત્યારે ચીંતા કરવા લાગયો કે, આવી સખત આતશની ચેહમાંબી એ નથીબળતો. પછી ચોપડીમાં વધારે ધ્યાન આપીને જોયું, તો તેને માલમ પડ્યું કે જ્યાં સુધી રીંછની છોકરીએ આપેલો મોહોરો એની પાસે રેહેશે ત્યાં સુધી કશી રીતનું જાદુ હાતમ ઉપર કારગત લાગશે નહીં, પણ એની ઉપર જુલમ ગુજારી એ મોહોરો લેવો, એ મરદાઈથી ઉલટું છે. તેથી પોતાના માણસોને ફરમાવ્યું કે એને આતશની ચહેમાંથી કાહાડી, પેલા પાણીના ચસમા આગલ લઈ જાઓ. તેઓ હાતમને પાણીના ચસમા આગલ લઈ ગયા. હવે શામ અહમરે પોતાનું જાદુ ભણવા માંડયું, એટલે ચસમાની સામેના બાગમાંથી અગાઉની માફક પરીઓ નીકલી. તેમાં તેની છોકરી મલેકે ઝરરીનપુશ પણ હતી. તે હાતમની આગલ આવી અને બોલવા લાગી કે, ઓ મારા જાન, હું તુંને દુર ઉભી રહી જોઈશ. કારણકે એક વખત જ્યારે હું તારી પાસે આવી હતી ત્યારે મારા બાપે એક કાલા દેવને મોકલી તુંને બાંધી એક કુવામાં નાંખ્યો, પણ ખોદાતાલા તારી ઉપર રેહેમવંત છે, એટલે તુંને કશી અડચણ પુગવાની નથી. હવે હાતમે તેના સખુનો સાંભળી વીચાર કીધો કે આ મારી માશુકના બોલવામાં કાંઈ ખોટું નથી, તેથી તેણીનો હાથ પકડી પોતાની પાશે બેસાડી. તે બોલી, ઓ

મારા પ્યારા હાતમ, તું મને સાચું કહે કે તારો પ્યાર મારી ઉપર ખરેખ-
રોજ છે કે નહીં. હાતમે કહયું કે ઓ મારાં દીલની મનમોહન નાર હું
તારી ઉપર સરો ચસમથી ફીદા છું. ત્યારે તે બોલી કે જો તેમજ છે
તો હું જે એક ચીજ માગું તે તું મને આપ. હાતમે કહયું કે ઓ
પરી, તું જાણતી નથી કે હું એક મુફલેશ માણસ છું ; મારી પાસ ધન
દોલત કંઈજ નથી. એવી ચીજ તેં મારી પાસ શું જોઇછે કે જેની તુંને
ગરજ છે ? તે પરી બોલી કે, ઓ મારા જાન કરતાં અધિક વાહાલા હા-
તમ, જો તું મને તારી પાસનો મોહોરો આપે, તો હું આ દુ:ખમાંથી
છુટું. હાતમે વીચાર કીધો કે, એ મોહોરો એને આપવોજ જોઇએ.
એટલામાં તેના જમના હાથ તરફથી પેલા પીર મરદે બુમ પાડી કે, ઓ
હાતમ તું શું કરેછે ? ખબરદાર મોહોરો હરગેજ આપતો ના. જો
આપશે તો પશેમાન થશે, અને જાન પણ ખોશે. હાતમે પુછયું કે,
ઓ પીર માણસ તું કોણ છે, કે આ વખતે મને મના કરેછે ? તે પીર
મરદે જવાબ આપ્યો કે, હું તેજ માણસ છું, જેણે તુને એસમે આઝીમ
ભણવા શીખવીછે. હાતમ તરતજ ઉઠી, દોડતો જઈ પેલા પીર માણસને
પગે પડી કહયું કે, ઓ પરહેજગાર પુરૂષ હું તારેથીજ આ માશુકને
મલ્યો છું. તે પીર મરદે જવાબ દીધો કે, ઓ નાદાન, જે પરી તારી આ-
ગલ બેઠીછે, તે મલેકે ઝરરીનપુશ નથી, પણ અહમર જાદુના જોરથી દે-
વોએ આવી શુરત લીધી છે. અગરજો તે શુરત મલેકે ઝરરીનપુશજ હશે
તો એસમે હાઝીમ ભણવાથી તે બલી નહીં જશે, નહીં તો તમામ બલીને
રાખ થઈ જશે. હાતમ ત્યાંથી ઉઠી પાણીના ચસમા આગલ આવ્યો,
અને હાથ મોં ધોઈ એસમે હાઝીમ ભણવા માંડયું. જેવું ભણવાનું શરૂ
થયું કે, પેલી સઘલી પરીઓનાં બદન ઉપર ધ્રુજરી ચહડવા માંડી, અને
તેઓ એટલે મોટે બુમ પાડવા લાગી, કે તેઓનો અવાજ આકાશ સુધી
ઉપર ગયો. હાતમ તો ભણવામાં મશગુલ રહયો, કે એકાએક સઘલી
પરીઓનાં માથાં જાણે મીનબતી બલતી હોય તેમ બલવા લાગયાં ! એક
કલાકના અરસામાં તો તેઓનું આખું બદન સલગી ઉઠયું, અને જાણે
શુકાં લાકડાં બળતાં હોય, તેમ સઘલાં બળી ખાક થઈ ગયાં. હાતમ
અફશોશ કરવા લાગયો કે, આ ખયાલી શુરતને જોઈ મારા દીલને કેટ-

લીક ધીરજ આવી હતી. તેજ વીચારમાં હાતમ બેહોશ થઈ ગયો, અને થાકી ગયાથી ઊંઘઈ ગયો. શામ અહમર જાદુગરને માલમ પડ્યું કે તેની સઘલી સુરતો બળીને ખાક થઈ ગઈ, ત્યારે તેણે પોતાથી વડા દેવ એબલીસને યાદ કરી પોતાનો હેવાલ તેની આગલ જાહેર કીધો. એબલીસે કહ્યું કે, ઓ શામ અહમર હજુર હાતમની ઉમર ઘણી બાકી છે, તેથી એ મરવાનો નથી માટે તું તારી છોકરી એની સાથે પરણાવ. શામ અહમરે કહયું કે, ઓ ગુરૂ, હું એટલુંજ ચાહું છું કે હાતમ એસમે હાઝીમ ભણવાનું ભુલી જાય. એબલીસે જવાબ દીધો કે, ખોદાની ખુદરતમાં મારો કંઈ ચારો નથી. ખોદાએ એવુંજ ચાહયું છે કે, હાતમને નામવર કરવો. ખીઝર પીરને તેની મદદને માટે ખોદાએ મોકલ્યોછે, તેથી તેનાં દીલમાં હું પેવશ થઈ શકતો નથી અને તેને ભણવાનું પણ હું ભુલાવી શકતો નથી. ફકત હું એટલું કરી શકું કે, તેને ઊંઘમાં ગાફેલ કરૂં. અહમર એબલીસના પગ પર પડયો. એબલીસે તેને ઘણો દીલાસો દઈ કહયું કે, તારૂં કામ પાર પાડવામાં મારાથી બનતી મેહેનત કરીશ. હાતમ ઊંઘમાં ગીરફતાર થયો અને ઉઠયા પછી ચાહયું કે, પાણીથી પોતાનું તન પાક કરે, જયારે અહમર જાદુગરને માલમ પડયું કે હાતમ ભણતો બંધ થયો છે, એટલે પોતાનાં જાદુનાં જોરે, એક મોટા સીહા દેવને પેદા કીધો, જે હાતમની આગલ આવી ઉભો રહયો. હાતમે વીચાર કીધો કે, મેં મારૂં તન પાક કીધું નથી અને જો હું હમણા એ દેવની સાંમે થઈશ તો મારયો જઈશ. એટલામાં તો તે દેવ હાતમનો હાથ ધરી શામ અહમર જાદુગર આગલ લઈ ગયો. અહમર જાદુગરે વીચારયું કે, એને મારીને મોહોરો લેવો જોઈએ નહીં. કારણકે જો એ પોતાની ખુશીથી આપે તોજ તે મોહોરો કામમાં આવે. પછી પોતાનાં દેવોને હોકમ કીધો કે હાતમનાં શરીર ઉપર એક મોટો પાહાડ જેવો પથર મુકો. એ પરમાણે કે ફકત એની આંખોજ બાહાર દેખાય. તે પ્રમાણે એનું આખું તન પથર તલે ચગડી નાંખી એની આસપાસ ઘેરો નાખી એને ખુબ તપાસજો. દેવોએ પોતાના બાદશાહના હોકમ પ્રમાણે કીધું. હવે હાતમ ઉપર ભુખ અને તરસે એવો તો જોરમાં હુમલો કીધો કે, તેણે જાણયું કે હવે મારૂં મોત નજદીક આવ્યું. તેને દેવોએ પુછયું,

ઓ હાતમ, જો તું હમુને પેલો મોહોરો આપે તો આ બલામાંથી તને ખલાશ કરીએ. હમને ફ્કત મોહોરાની સાથ કામ છે. તારો જીવ લેવાની સાથ કામ નથી. હાતમે કહયું કે, તમે તમારા પાદશાહાને જઈને કહો કે જો તું તારી છોકરીને મારી સાથ પરણાવે તો એ મોહોરો હું ખુશી સાથ આપી દઊં. તેઓ હાતમની અરજ પોતાના પાદશાહની પાસે લઈ ગયા. આ સાંભલતાંજ પાદશાહા એટલો તો ગુસ્સે થઈ ગયો, કે પોતાનાં તખત ઉપરથી ઉતરી જોશભર હાતમ આગલ આવ્યો, અને પોતાના દેવોને હોકમ કીધો કે, હાતમની ઉપર પાહાડ જેવા મોટા પથરાઓનો વરસાદ વરસાવો. તેઓએ તે પ્રમાણે કીધું, પણ ખોદાની ખુદરત તદન નયારીજ છે. જ્યાં સુધી હૈયાતી છે ત્યાં સુધી તલવારના ગાહથી પણ માણસ યા દેવ કોઈ પણ પ્રાણીને મારી શકતું નથી. પથરાનો ઢગ ઘણો મોટો થયો, પણ હાતમને જરા પણ હાણી પુગી નહીં. સઘલા પથરા તેનાં માંથાથી દુર પડયા. એવો જબરો માર હાતમે કોઈ દીવસ જોયો હતો નહીં. પોતાનાં મનમાં કેહતો હતો કે, આવા પથરાથી એક કીલ્લો તોડી પાડવો હોય તો તે પણ તુટી પડે. પણ જ્યાં સુધી હું પાક રહીશ ત્યાં સુધી ખોદા જે એક છે તેનેજ ભજીશ, અને તેનીજ યાદમાં મશગુલ રહીશ, તો શેતાન પોતાના લાખ દેવના જોરે મને એક તલભાર પણ ઇજા કરી શકવાનો નથી. હવે સઘલા દેવોએ પોતાના પાદશાહને કહયું કે, હાતમ મરી ગયો હશે. અહમર બોલ્યો કે તે હજી જીવતો છે. જો તમારી ખાતરી કરવી હોય તો આ પથરાનો ઢગ ખસાડો, એટલે તમને જણાશે. તેઓએ તેમ કીધું તો હાતમને તદન સહી સલામત જોયો. પછી શામ અહમરે હોકમ કીધો કે, હવે તમારે એની ખુબ ચોકી કરવી. એટલું કહી તે પોતાનાં મેહેલ તરફ ગયો, અને પોતાનું જાદુ ચાલુજ રાખયું. થોડો વાર પછી હાતમે પેલા દેવોને કહયું કે, ઓ પ્યારાઓ તમે એ મોહોરાની ખાશીએત નથી જાણતા! તમારી નજરેજ તમે જોયું કે, આતશની ચેહમાં પણ એ મોહોરાની ખુબીથી હું નહીં બલી ગયો, અને આ જે ભારી પથરા મુકયા છે તે જો જમીનપર મુકે તો જમીન પણ નીચે બેસી જાય, તે તળે પણ હું સલામત છું. ત્યારે હવે એ મોહોરો હું કેમ આપી શકું? પછી તેઓને

ઘણા કાલાવાલા કીધા કે મને થોડુંક પાણી પાઓ. તેઓ સઘલાએ ના કહયું, પણ એકે ઈશારતથી જણાવ્યું કે જો તુ મને મોહોરો આપે તો આ સઘલા દેવોના સુઈ જવા પછી હું તને પાણીના ચસમા આગલ લઈ જાઊં. હાતમે પોતે ઈશારતથી તે કબુલ કીધું. જ્યારે મધરાતને શુમારે સઘલા દેવો ભર ઊંઘમાં પડ્યા ત્યારે પેલા દેવે આવીને પથર ઊંચકી હાતમને ચશમા આગલ લઈ જઇ મુકયો. હાતમે પોતાનું તન તે ઝરામાં પાક કીધું, અને તરસ ઘણી લાગી હતી માટે જોઈએ તેટલું પાણી પણ પીધું. પછી પેલા દેવને કહયું કે તેં મારી સાથે નેકી કીધીછે માટે તેનો બદલો હું તુને તેવીજ રીતે વાળી આપીશ. તેણે કહયું કે તું મારો બદલો કેવી રીતે વાળી આપશે. હાતમે કહયું કે, જયારે હું આ પાદશાહાને મારીશ ત્યારે તેની પાદશાહી તનેજ આપીશ. તે દેવે જવાબ દીધો કે, મને પાદશાહી સાથ કામ નથી, મને પેલો મોહોરો આપ. હાતમ બોલ્યો કે, મારા એક દોસ્ત તરફથી પ્યારની ઈંધાણી તરીકે, એ એક ચીજ મને એનાએત થયેલી છે, માટે તે ચીજ મારાથી અપાય નહીં. તેણે કહયું કે હું આ જગ્યાનો પાદશાહા તનેજ બનાવીશ. તે દેવ બોલ્યો કે, અમારો ખોદા જે કમલાક જાદુગર છે તેના સોગંદ ખાઈ કહું છું કે, હું તને આ ઠેકાણે મારી નાખીશ. હાતમે કહયું કે, એ નાપાખ સેતાનને તુ ખોદા કરી કહેછે? માટે તારો જાન લેવોજ જોઈએ, પણ તેં મારી સાથ ખુબી કીધીછે, માટે જવા દેઊંછું. આ સાંભળી તે દેવે જાદુ ભણવા માડયું. હાતમે પણ એસમે હાઝીમ ભણવાનું ચાલુજ રાખ્યું, જેથી તેનું જાદુ સઘલું રદ ગયું, તેનાં દીલમાં ધ્રુજરી આવવા લાગી, તેવોજ તે દેવ નાસીને પોતાનાં ટોલાંમાં આવીને સુઈ ગયો. જ્યારે સહવાર પડી ત્યારે સઘલા દેવો ઉઠયા, અને હાતમને ન જોયાથી ઘણા ઘભરાઈ ગયા, કે હવે આપણા બાદશાહા શામ અહમરને શું જવાબ આપશું? તે આપણને હવે જીવતા રહેવા દેશે નહીં. પછી સઘલાઓ ઘણું કલપાંત કરતા અહમર જાદુગર પાસ ગયા, અને કહયું કે પેલો જવાન તો ગુમ થઈ ગયોછે. અહમર પાદશાહે પોતાની જાદુની ચોપડીમાં જોયું તો માલમ પડયું કે તે પાણીના ચસમા આગલ બેઠોછે, અને તેઓમાંના એક દેવે તેને છુતો કીધોછે, જેનું નામ

સરતગ છે. સામ જાદુગરે સરતગ દેવને બોલાવીને પુછયું એટલે તે ધભરાતો ધભરાતો પોતાના પાદશાહા પાસેથી નાશી જઇને હાતમની આગલ આવી કેહવા લાગયો કે ઓ જવાન તારી જીંદગી બચાવવામાં મારી જીંદગી જોખમમાં આવી પડીછે; મેં તારા હકમાં ઘણું સારૂ કીધુંછે, માટે આ વખતે મારી જીંદગી બચાવ, હવેથી હું તારોજ થઈ રહીશ. હાતમે સરતગ દેવને કહયું કે કંઇ ફીકર નહીં. જ્યારે તું મને કોલ આપે છે તો હું તને મારી પનાહ તલે લેઉં છું. જ્યારે શામ અહમરને માલમ પડયું કે સરતગ નાશીને હાતમ સોડે ભરાયો છે, એટલે તેની ઉપર પોતાનું જાદુ ફુકવા માંડયું. સરતગ દેવ બુમો પાડવા લાગયો કે, ઓ હાતમ હવે હું બલી જઇશ. હાતમે તરતજ ઝરામાંથી પાણી લઈ એસમે હાઝીમ ભણી તે પાણીસરતગ ઉપર નાંખયું એટલે આતશનાં ભડકાં હોલવાઇ ગયાં, અને હાતમે સરતગને પોતાની પાછલ ઉભો રાખયો. પછી અહમર પાદશાહ પોતાના સઘલા દેવોને લઈ શેહેરની બાહાર ગયો, અને એવાતો જોરથી જાદુ ફુકયું કે, એક જબરૂં તોફાન ઉઠયું. ગગડાટ ને વીજલીથી સઘલું જંગલ ગાજી રહયું, આસપાસની જમીનમાંથી આતશનાં ભડકાં ઉઠવા માંડયાં. સરતગ બોલ્યો કે ઓ હાતમ જાણ કે હવે અહમરનું જાદુ નજદીક આવ્યું છે. હાતમે એસમે આઝીમ ભણી તે જાદુને દુર કીધું, એટલે અહમરનું જાદુ તેનાંજ લશકર ઉપર આવી પડયું, જે પથરનો વરસાદ તે હાતમ ઉપર વરસાવતો હતો તેજ પથરનો વરસાદ તેના પોતાનાંજ લશકર ઉપર પડયો. આથી અહમર જાદુગરના હજારો દેવો મારયા ગયા. અહમરે જાણયું કે હાતમ પણ જાદુ કેમ રદ કરવું તે ઘણી સારી રીતે જાણે છે. પછી તેણે બીજું જાદુ ફુકવા માંડયું કે જમીનમાંથી એક બુલંદ પાહાડ નીકલી આવી હાતમ ઉપર પડતો હતો. એવામાં એસમે હાઝીમ ભણવાથી તે પાહાડ અહમર જાદુગરનાં લશકર ઉપર જઈ પડયો, તેથી ફરીથી તેના ઘણાએક દેવો મારયા ગયા, અને તે પાહાડમાંનો એક પથરો શામ અહમર ઉપરજ પડતો હતો પણ પોતાના જાદુને જોરે તે પથરને તેણે દુર કીધો, નહીં તો તે મારયો ગયો હોત. હવે હાતમ આગલ ચાલવા લાગ્યો. શામ અહમરને તેને આવી પુગવાની ખબર પોંહોંચી કે પોતાનાં જાદુથી

ચાર ગમથી ચાર મોટા અજદા પેદા કીધા, પણ હાતમના એસમે હાઝીમના પાક કલામ પઢવાથી તે અજદાઓ તેનાજ લશકર ઉપર જઈ પડયા, અને તેનાં લશકરમાંથી ચાર પાંચ હજાર દેવોને ખાઈ ગયા. જો અહમર જાદુગર તે અજદાઓને દફે કરવાનું જાદુ નહીં ભણતે તો તેનાં આખાં લશકરનો નાશ થઈ જતે. ઉપલા ગજબના બનાવથી અહમર જાદુગરના ત્રીશ હજાર દેવો મારયા ગયા. બાકી ફકત ત્રણ હજાર દેવો રહયા હતા. તે દેવોએ જોયું કે, હાતમ ઘણો જબરદશાત છે, અને અહમર જાદુગરનું કંઈ વલતુ નથી, એટલે તેઓ તેને અરજ કરવા લાગયા કે, ઓ નામવર પાદશાહા, આ માણસ ઘણો જોરાવર દીશે છે, માટે એની માગણી તમે કબુલ કરો. આ સાંભળી ઘણો ગુસ્સે થઈ તેણે પોતાના માણસોને કહયું કે એમ કદી બનનાર નથી. ત્યારે તેનાં લશકરે નાશવા માંડયું. પણ તેણે પોતાનાં જાદુના જોરે સઘલાઓને ઝાડ બનાવી મુકયા. પછી પોતે હાતમની મુકાબેલ આવી જાદુ ભણવા માંડયું. હાતમ પણ એસમે હાઝીમ ભણવામાં પછાત પડયો નહીં. અંતે તે દેવ હવામાં ઉડીને નાશી ગયો. જ્યારે તે નજરથી ગેબ થયો ત્યારે હાતમે સરતગ દેવને પુછયું કે શામ અહમર કયાં ગયો? તેણે જવાબ દીધો કે, તારી ધાસતીથી દુર જઈ પોતાનાં ઉસતાદ કમલાક જાદુગર પાસ ગયો છે, અને તે કમલાક પાહાડ ઉપર રહે છે. તેને સઘલા દેવો ખોદા તરીકે માને છે, કારણકે પોતાનાં જાદુના જોરે આસમાન પણ બનાવ્યું છે, અને તે ઉપર તારા, ચાંદ પ્રકાશતા મુકયા છે, જે રાતે પુરતો રોશની આપે છે. અને પાહાડની હેઠે એક શેહેર વસાવ્યું છે ત્યાં ચાલીસ હજાર દેવો રહે છે, અને તે કમલાક જાદુગર એમ કહે છે કે, તે સઘળાને મેં બનાવ્યા છે. હાતમે કહયું કે જ્યાં કમલાક પાહાડ હોય ત્યાં તું મને લઈ જા. સરતગે કહયું કે હયાંથી તે ચારસો કોશ દુર છે, માટે જો તું ત્યાં જવા માગતો હોય તો જે આ ઝાડો પડેલાં છે તે સઘલા દેવો છે માટે તું તેઓને અસલી સુરતમાં લાવ, કારણકે એ દેવો આપણને ઘણા કામ લાગશે. હાતમે કહયું ઠીક છે, તું જા, અને પેલા ચસમામાંથી પાણી લાવ. સરતગ પાણી લાવ્યો કે હાતમે એસમે હાઝીમ ભણીને તે પાણી તેઓ ઉપર ત્રણ મરતબે નાખ્યું, એટલે તેઓ

પોતાની સુરતે આવી લાગી સરતગને પુછવા લાગ્યા કે, આપણો પાદશાહ શામ અહમર ક્યાં છે? સરતગે કહયું કે શામ અહમરે તમો સઘલાને પોતાનાં જાદુનાં જોરે ઝાડ બનાવી દીધાં હતાં, પણ આ હાતમે તમો સઘલાને પોતાના ઈલમને જોરે નવો જનમ આપ્યો છે. તેઓ સઘલાએ હાતમને પગે પડી કહયું કે, હવે અમે તારી સાથેજ રહીશું. હાતમે તે કબુલ કરી કહયું કે ઓ પ્યારાઓ મને શામ અહમર સાથે કામ છે, માટે તેની આગળ આપણે સઘલાઓએ જવું જોઈએ, કારણકે જો એ પોતાની છોકરી મને આપશે તો એને જીવતો મુકીશ, નહીં તો એનો જાન સેતાનને સ્વાધીન કરીશ. તેઓએ હાતમને પુછયું કે, એની છોકરી તને ક્યાં નજર પડી? હાતમે કહયું કે જરવશ નામના જંગલમાં એક ઝાડ ઉપર થોડીક પરીઓનાં માથાં લટકતાં મેં જોયાં. સૌથી ઉપર મલેકે ઝરરીનપુશનું માથું હતું. તે માથાંને જોતાંજ હું દીલથી બેતાબ થયો, અને તેની ઉપર તનોજાનથી ફીદા થયો. તે માથાંમાંથી લોહીનાં ટીપાં ત્યાં એક તલાવ હતો તેમાં ટીપકતાં હતાં. જ્યારે સાંજ પડી ત્યારે તે સઘલાં માથાં તલાવમાં પડી પરીઓ થઈ બાહાર નિકલ્યાં. સઘલીઓ નાચ રંગમાં મશગુલ થઈ, અને જ્યારે સાહવાર થઈ ત્યારે તે નાજનીનો કુવાની અંદર પડી ગઈ ને તે માથાં ઝાડ ઉપર લટકઈ ગયાં. આ જોઈને હું એટલોતો મોહોબતમાં ગીરફતાર થયો કે, કાંઈ બોલ્યાની વાત નહીં. પછી તેઓએ હાતમને કહયું કે, અમારા તારનાર કમલાક જાદુગરના જેવો આ દુનીયામાં મોટો કોઈ નથી. તેનાં જાદુથી પાહાડ એક પલમાં મોમની માફક નરમ થઈ જાય છે. હાતમે કહયું કે ઓ પ્યારાઓ જો તમારી તમાશો જોવાની મરજી હોય તો મારી સાથ ચાલો, નહીં તો આ ઠેકાણે બેશી રહો. તેઓ સઘલાઓએ એકે અવાજે કહયું કે, ઓ હાતમ તેં હમારો જીવ બખશાયો છે, અમને નવેશરથી જનમ આપ્યોછે અને હવે તુંને એખલો મુકયે તો તે જવાંમરદીથી દુર છે, માટે તારી સાથ સુખ દુઃખ વેઠવામાં હમો સઘલા તત્પર છઈએ. હાતમે કહયું કે, શામ અહમર જાદુગર પોતાના જાદુના જોરે આટલે દુર એક દીવશમાં જઈ શકયો. તેઓએ કહયું કે, શામ અહમર કરતાં જાદુમાં તું વધારે ઉત્તમ છે. હાતમે કહયું કે, આ તમારૂં

બોલવું ખોટું છે, કારણકે હું કંઈ જાદુગર નથી. હું તો ખોદાનો એક બંદો છું, જે કોઈ ખોદાનો બંદો એસમે હાઝીમના પાક કલામ ભણતાં જાણે તેને જાદુની કશી અસર થતી નથી, એ ભણવાની અસરથી પાહાડ પણ ખાખ થઈ જાયછે. પછી સઘળાઓ ચાલતા ચાલતા એક તલાવ આગળ આવી પોંહોંચ્યા. ત્યાં સઘલાઓએ પાણી પીધું. તે પાણી ઉપર પણ શામ અહમર જાદુ ફુકી ગયો હતો. પાણી પીતાં વારજ તેઓની દુતીમાંથી પાણીનાં ફુવારા નીકલવા માંડયા. હાતમ આ જોઈને ફીકર કરવા લાગ્યો કે, વલી રસ્તામાં આ બીજી અડચણ નડી. હાતમને ઘણી તરસ લાગી હતી પણ આ બીના જોઈને પાણી પીધું નહીં, અને તેઓને પુછ્યું કે તમને શું થયુંછે? તેઓથી જાદુના જોરે જવાબ આપી શકાયો નહીં. હાતમ નાચાર થઈ તેઓની પાસે બેઠો, તેને શું કરવું તે કંઈ સુઝયું નહીં. પછી જ્યારે સહવાર થઈ ત્યારે સઘલા દેવોનાં પેટ પાણીની પખાલની માફક સુજી આવી તેઓના ચેહેરા એવાતો કદરૂપા થઈ ગયા કે તેઓની આંખ ક્યાંછે તે પણ દેખાઈ નહીં. પછી વીચાર કીધો કે એક વાર એસમે હાઝીમ ભણી એની તપાસ લેઊ. તે પ્રમાણે ભણીને તેઓની ઉપર ત્રણ મરતબે હાથ ફેરવ્યો, એટલે તેઓએ તદન સાજા થઈ હાતમ ઉપર ઘણી ખુશી સાથ દુવા વરસાવી. હાતમે પુછયું કે,ઓ પ્યારાઓ તમને શું દરદ થયું હતું? તેઓ બોલ્યા કે, શામ અહમર આ રસ્તેથી જતાં જતાં પાણી ઉપર જાદુ ફુકી ગયોછે. હાતમે આ સમજી પાણી ઉપર એસમે હાઝીમ ભણવા માંડયું, એટલે તલાવનું પાણી પેહેલાં તો જોશથી ઉકળવા માંડયું, પછી રાતું થઈને એકદમ લીલું થઈ ગયું, પણ જ્યારે ભણી રહયો કે, નીરમળ કાચની માફક રંગ પકડયો. હાતમે જોયું કે, હવે પાણીમાંથી જાદુ જતું રહયુંછે, એટલે સઘળાઓને પાણી પીવાને ફરમાવ્યું. તેઓ પી રહયા પછી તેઓને હોકમ કીધો કે, સઘળાઓએ આ તલાવમાં પોતાનાં તન પાક કરવાં. તેઓ સઘળાઓએ હાતમના હોકમને માન આપી તેમ કીધું. હાતમે પણ તે પાણીથી પોતાનું શરીર સાફ કરી ખોદાના પાક કલામ ભણવાનું શરૂ કીધું. પછી તેઓ સઘલાઓએ કહયું કે હવે અમે તારી સાથ શામ અહમર અને કમલાક જાદુગરની સામે

બાહાદુરીથી જંગ કરશું. કારણકે તું તેઓ કરતાં ઘણોજ સરસ અને દેલાવર છે એમાં કશો શક નથી. હવે જ્યારે અહમર કમલાક દેવ પાસે ગયો, ત્યારે કમલાકને અહમરના આવ્યાની ખબર પોંહોંચતાંજ ઉઠયો અને તેને અતી માન સાથ દરબારમાં લાવી ભેટયો, અને આ મુલાકાતનું કારણ પુછયું, કે ઓ મારાં ફરઝંદ, તારી ઉપર શું મુસીબત આવી પડી છે? શામે કહયું કે હાતમ નામનો એક જવાન આવ્યોછે જેણે મારાં સઘલાં જાદુનો ભંગ કરી મારાં લશકરનો પરાજય કીધોછે. મારી છોકરી ઉપર તે આશક થયોછે, પણ મારા કરાર મુજબ હું તે છોકરીને તેને આપી શકતો નથી. કારણકે જ્યારે હું આ દુનીઆમાંથી જઈશ ત્યારેજ તે છોકરી પણ મારા હાથમાંથી જશે. એના જેવો જોરાવર અને શુરવીર માણસ આ ઠેકાણે કોઈ આવ્યો પણ નથી, અને આવશે પણ નહીં. શું કહું મારાં દુઃખની વાત, ઓ મેહેરબાન બાપ, કે હવે મારૂં મોત નજદીક આવ્યું હોય એમ લાગેછે, કારણકે મારૂં લશકર પણ ફરી ગયુંછે. આ વાત કાને ધરતાંજ કમલાક દેવે ખીજાઈ જઈ એક બાંગ એવી તો મારી કે જેથી સઘળો પાહાડ ધુજવા લાગયો. પછી બોલ્યો કે તું ખાતરજમા રાખજે કે એને હું એક લેહેજામાં પાર કરી નાખીશ. પછી કમલાકે પોતાનું જાદુ ફુંકવા માડયું, કે તે પાહાડની આસપાસ સઘલે ઠેકાણે આતશ થઈ ગયો. ચોમેર ભડકાં ઉઠવા માંડયાં. હાતમે દેવોને પુછયું કે આ પાહાડ ઉપર આતશ કેમ થઈ રહયો છે? તેઓએ કહયું કે, ઓ ખોદાવંદ એજ કમલાક પાહાડ છે. એની ઉપર આતશ તો કોઈ દહાડે અમે જોયો નથી, પણ આજે શો રીતે થયોછે તે કહી શકાતું નથી. કદાચ આપણને અટકાવવા માટે એમ કીધું હશે. હાતમે એસમે હાઝીમ ભણીને તે ભડકાં દુર કીધાં. કમલાકને ખબર થઇ કે હાતમે તેનું જાદુ રદ કીધું. પછી બીજું ભણવા માડયું, એટલે તેઓ સઘળાઓની આસપાસ એક મોટો દરીઓ થઈ ગયો, ને પાણી ધસારાબંધ તેઓની આગલ આવવા માડયું. દેવોએ કહયું કે, ઓ હાતમ હવે સંભાળ રાખજે, નહીં તો આપણ સઘળા ડુબી જઈશું. હાતમ બોલ્યો કે હવે તમો સઘળા ખોદાની બંદગી કરો જેની ફજલથી આપણા સરપરથી આ બલા દુર થાએ. પછી હાતમે

શીખવેલા પાક કલામો સરવેએ ભણવા માંડયા, એટલે એક કલાકમાં તો પાણી ઓછું થવા માડયું. તેવીજ કમલાકને તે વીશેની ખબર પુગી. તેથી કમલાકે પોતાના જાદુથી પાંચ પાંચ મણના પથરાઓનો વરસાદ વરસાવ્યો, જે વરસાદ ત્રણ દીવસ સુધી ચાલુ રહયો, તેથી તેઓની આસપાસ એક મોટો પાહાડ હોય તેમ દેખાયો. પણ હાતમને તથા દેવોને કંઈબીઈજા થઈ નહીં. પછી કમલાકે પોતાનો પહાડ ગેબ કીધો, તેથી હાતમથી ત્યાં જઈ શકાયું નહીં. આખરે ત્રણ દહાડા પછી તે પાછો હાતમને દેખાયો એટલે હાતમે તે ઉપર ચઢવા માંડયું. જયારે કમલાકે જોયું કે હાતમ પોતાના લશકરની સાથે આવેછે, એટલે પોતે પોતાના બુલંદ આસમાનપર જઈ બેઠો, અને તકેદારીને માટે પોતાના સઘલા દેવોને સંગતમાં લઈ ગયો. હાતમ ચાલતો ચાલતો એક શેહેરમાં આવી પુગયો, અને જોયું તો તે શેહેરમાં કોઈબી આદમી યા દેવ દેખાયો નહીં, તેથી તેણે પોતાના માણસોને પુછયું કે આ શેહેર ખાલીછે તેનું કારણ શું છે! તેઓએ કહયું કે કમલાક તથા શામ અહમર પોતાના બુલંદ આસમાનપર લશકર સહીત જઈ બેઠાછે તેથી એ ખાલીછે. જયારે તેઓ અંદર ગયા, ત્યારે સઘલી દુકાનોમાં તરેહવાર મેવા દીઠા, જે તેઓ ખાવા મંડી ગયા. ખાતાંવારજ સઘલાઓના નાકમાંથી લોહી વેહવા લાગયું. હાતમે જાણયું કે તે ઉપર પણ પેલા નાપાક અહરેમનની ખસલતના દેવે જાદુ કીધુંછે, તેથી એસમે હાઝીમ ભણીને તેને પાક કીધાં અને પછી ખાવાને માટે સઘળા દેવોને તે ફળો આપયાં. તેઓએ ખાઈ લીધું. ખાધા પછી તેઓને હાતમે પુછયું કે કમલાક જાદુગરનું આસમાન કયાંછે. તેઓએ તેને નીશાની કરી દેખાડયું, કે પેલું હવામાં ગુંબજના જેવુંછે તેજ આસમાન એ જાદુગરનું છે. પછી હાતમ પેલા ખોઝર પીરના પાક બોલો ભણવા લાગયો કે તેવુંજ આસમાન પાહાડ ઉપર તુટી પડયું, અને સઘલા દેવોના જાન દોઝખના સરદારને હવાલે થયા. કમલાક તથા અહમર બંને જણા પાહાડ ઉપરથી નાસી ગયા. હાતમ તેઓની પુઠે દોડયો અને એસમે હાઝીમની બરકતથી તે દેવો એક મોટી ગારમાં ઊંધે મસતક પછડાઈ ગયા, તથા પોતાના વહાલા જાન દોઝખની ગારમાં તેના મુખીને સ્વાધીન કીધા. હવે હાતમનો

દુશમન કોઈ રહયો નહીં. તેણે સરતગ દેવને કહયું કે મારા કરાર મુ-જબ શામ અહમર તથા કમલાકના મુલકની બાદશાહી હું તને સ્વાધીન કરૂંછું. પછી સઘળા દેવોને નસીએતના કેટલાક સખુનો કહયા કે હવે તમો સરવે જણાઓ સરતગને તમારા બાદશાહ તરીકે કબુલ રાખજો. ખોદા એકજ છે એવું સત કરી માનજો. કોઈપર જુલમ હરગીઝ કરતા ના. ખોદાની બંદગી નીત કરતા રહેજો. તમારી જાતમાં સરવે એક સંપે રહી સંપનું સુખ હાંસલ કરજો. તમારા પાદશાહ સરતગના દરએક હોકમને માન આપી ચાલજો. એ વગેરે ઘણાક નેકીના અને શીખામણના બોલો કહયા. તેઓ સઘળાઓએ એકે અવાજે જાહેર કીધું કે, ઓ નામવર અને સરફરાજ હાતમ, તારા એકેએક મોતી જેવા સખુનો અમો સઘળાઓ માન્ય કરીશું. પછી હાતમ મલેકે ઝરરીન પુશ પાસ જવા નીકલ્યો. તેઓએ હાતમની સાથે જવા કહયું, પણ હાતમે તેમને મના કીધી. તે એકલો ચાલતો ચાલતો જરવસ જંગલમાં પેલા તલાવ પાસે આવી પુગ્યો, અને જોયું તો નહી તે તલાવ, કે નહીં તે ઝાડ, પણ તે પાસે એક મોટી સુંદર બીલોરની ઈમારત હતી. હાતમ તેના દરવા-જાપર ગયો, તો થોડીક પરીઓને દીઠી. તેઓએ હાતમને જોઈ પુછયું કે તું કોણછે અને કયાથી આવયોછે? હાતમે જવાબ દીધો કે, હું તેજ છું, જે તમારી સાથે ઝાડપર લટકેલો હતો. તમે અંદર જઈ ત-મારી શાહાજાદીને કહો કે તમને કોઈ મલવા માગેછે. તેઓએ અંદર જઈ ખબર કીધી, એટલે હાતમને મલેકે ઝરરીનપુશે અંદર બોલાવ્યો, અને પોતાના બાપની ખબર પુછી. હાતમે કહયું કે ઓ નાઝનીન તેને તો મેં જમને હવાલે કીધોછે. આ ખબર સાંભળી તે ઘણી દલગીર થઈ આંખોમાંથી આંસુ નાખવા લાગી પણ પરીઓએ તેને સમજાવી કે, ઓ નેક બાનુ, એવા પાપી બાપને માટે ગમગીન થવું જોઈએ નહીં. આપણી ઉપર જુલમ શું થોડો હતો? રાત દીવસ આપણે મહા સખ-તીમાં ગુજારતાં, તે સખતીમાંથી આ દેલાવર જવાને આપણને છોડવ્યાં છે. તારા પીતાનું મોત એજ માણસને હાથે થવાનું હશે, તે થયું. હવે એ માટે તારો કુમલો જાન શા માટે હલાક કરેછે? હાતમે તેણીને ઘ-ણોજ દીલાસો દીધો, જેથી તે પરીનુ દુઃખ જરા ઓછું થયું.

તસવીર ૧૨ મી.

હાતમ મલેકા ઝરરીનપુશ સાથ બેઠો છે.



હાતમે પોતાપરના દુ:ખોનું બ્યાન કીધું, જેથી તે પરી હાતમની હીંમતના ઘણા વખાણ કરવા લાગી. પછી હાતમે કહયું કે, ઓ નામવર બાનુ મેં તારે માટે આટલી રંજ અને મેહેનત ખેંચીછે, માટે તું હવે મને કબુલ કર, કારણકે મારી રંજનો બદલો એજ છે. સઘલી પરીઓ હાતમની સાથે બોલવામાં સામેલ થઈ, કે ઓ પરીજાદ, અમો નહીં ધારતાં કે તને આ હાતમ કરતાં બીજો કોઈ લાયક માણસ તારો ભરથાર થવાને મલે. માટે જો તું અમારૂં કહેલું કબુલ કરે તો ઘણું સારૂં. મલેકે ઝરરીનપુશે હાતમ સાથે નેકા કરવાને પોતાની પુર ખુશી બતાવી. હાતમની ખુશાલીનું વરણન આ વખતે કોઈ કવીથી પણ થઇ શકે નહીં. એવી ખુશાલીમાં હાતમે મલેકે ઝરરીનપુશ સાથે નેકા કીધા.

જયારે સુખ ભોગવવાનો વખત આવ્યો, એટલે હાતમને મુનીરશામી યાદ આવ્યો કે તેના દીલમાં ધ્રુજરાં છુટી આવ્યાં. તેજ વખતે મોજ મેલવાવાથી પોતે દુર રહયો. મલેકે ઝરરીનપુશ આ જોઈ ઘણીજ બીધી, અને વીચાર કરવા લાગી કે, મારી શું એબ હાતમની નજર પડી હશે કે, સંસાર સુખ મેળવવાની વખતે મારોથી તે જુદો ઉભો રહયોછે; હવે હું એને શી રીતે પુછું? હાતમે જોયું કે તેની મોહોરદાર ઘણીજ ગમગીન થઈ ઉભીછે, તેટલામાટે ખરેખરોજ ઈલાજ તેની આગલ કહી દેવો જોઈએ, જેથી તેને દીલાશો આવે. પછી તેને કહયું કે, ઓ મારા જાન, તું શા માટે ફીકરમાં ઉભીછે. ચાંદ અને શુરજમાં શું એબ છે કે તારામાં હોય? જાણ ઓ મારી વહાલી, કે ખોદા ખાતર મારા જેવા એક બંદાનું કામ મેં માથે ઉઠાવ્યુંછે. શાહાઆબાદની શાહાજાદી હોશનબાનું ઉપર ખોરાઝમ મુલકનો શાહાજાદો મુનીરશામી આશક પડયોછે. તે હોશનબાનું સાત સવાલ રાખેછે. જે કોઈ તેના સવાલના જવાબ આપે તેની સાથ પરણવાને તે કબુલ થયેલીછે. મુનીર શામીમાં સવાલોનો જવાબ આપવાને તાકાત નથી. તેનું કામ મેં માથે ઉઠાવ્યુંછે, તેના ત્રણ સવાલો મેં પુરા કીધાછે અને હમણા ચોઠા સવાલની ખોલમાં હું જાઉંછું, માટે હું તને મારે શેહેર મોકળવા ઈચ્છુંછું. મારો બાપ ત્યાં તારી ઘણી જતન કરશે અને તને પોતાની છોકરી પેરે રાખશે. પછી એક કાગલ લખી મલેકે ઝરરીનપુશને આપી

કહયું કે એ કાગલ લઈ તું મારા પીતાને શેહેર જજે. મલેકે ઝરીનપુશે કહયુ કે હવે જેમ તું કહેશે તેમ હું કરવાને રાજી છું. પછી હાતમે તેને ઘણો દીલાશો દીધો કે, તું કંઈ ચીંતા કરતી નાં. જ્યારે હું સાત સવાલ પુરા કરીશ ત્યારે તરતજ તારી પાસે આવીશ. પછી મલેકે ઝરીનપુશ પોતાની સઘલી પરીઓ સહીત એમન શેહેરમાં ગઈ, અને હાતમ પોતાને કામે કુરમ શેહેર તરફ જવાને નીકલ્યો. હવે જે માણસ બોલેછે કે સાચું બોલનારને હમેશાં આરામ મલેછે, તે માણસની શોધમાં ચાલ્યો. અંતે કુરમ શેહેર તરફ આવી પોંહોંચી, શેહેરનાં માણસોને પુછયું કે, ફલાનો માણસ કયાંછે ? તેઓએ જવાબ દીધો કે, હાં એવો કોઈ પણ માણસ નથી જે તું કહેછે તેમ બોલેછે. પણ એવો એક શખસ છે, કે જેના દરવાજાપર તું કહેછે તેમ લખેલું છે. હાતમ ચાલતો ચાલતો તે માણસના મુકામ તરફ ગયો, અને દરવાજા આગલ જઈને એક નગારૂં પડેલું હતું તે વજાડયું. તે વજાડતાંજ એક બુલંદ કદનો માણસ બાહાર આવ્યો, અને હાતમને તેમ કરવાનું કારણ પુછયું. હાતમે કહયું કે મને તમારા શેઠ સાથ કામ છે. તેણે અંદર જઈ ખબર કીધો, એટલે હાતમને અંદર બોલાવ્યો. હાતમ ત્યાં ગયો, અને અદબથી એક પીર માણસને સલામ કીધી. તે માણસે હાતમને જોતાંજ તેની સલામનો જવાબ વાલીને પોતાની પાસે એક રેશમી મસનદ ઉપર આબરૂ ઈજતથી બેસાડયો, અને પોતાની સાત ખાણું ખવાડયા પછી હાતમને આવવાનું કારણ પુછયું. હાતમે જવાબ દીધો કે હું એમનનો રેહેવાશી છું, અને મુનીરસામી નામના એક શાહાજાદાના કામને માટે નીકલ્યોછું. પછી જ્યારે તેણે સઘલી વાતથી તેને વાકેફ કીધો ત્યારે તે માણસે હાતમની હીમત ઉપર આફરીન કીધી, અને હજારો દુવા દઈ બોલયો કે, ઓ જવાન મરદ, આ કામ માથે ઉઠાવી લેવાની તેં અજબ હીંમત કીધીછે. હાતમે કહયું કે ઓ પરહેજગાર પુરૂષ હવે દરવાજાપર જે લેખ લખ્યોછે, તે મને બરોબર સમજાવ. તે બોલ્યો કે ઓ યમનના માણસ તું કોઈ મોટા કુટુંબનો હોય એમ માલમ પડેછે, અને ખોદાનો ખરેખરોજ ભગત છે. તું આ દુનીઆનાં દરેક ખુણામાં મશાહુર થશે, કારણકે બીજાઓના કામને માટે આટલી મોટી

તસવીર ૧૮ મી.

જે માણસે પોતાના મેહેલના દરવાજા ઉપર લખ્યું છે કે "સત્ય બોલનારને હમેશાં આરામ મલેછે" તેની સાથ હાતમની મુલાકત.



રંજ અને જેહમત દેખે એવો કોઈપણ પુરૂષ આજ સુધી મેં દીઠો નથી. તેનું કારણ એકે આટલે દુરથી મારી આગળ અત્યાર સુધી કોઈ પણ પુરૂશ આવ્યો નથી. હવે મારા હેવાલ હું તારી આગલ જાહેર કરૂંછું તે સાંભળ. હાતમે કહયું કે, પેહેલાં હું એ જાણવા માગુંછું કે, તને કોરમના સઘળા લોકો પરહેજગાર પીર કરાન કહેછે, પણ તું તો એક નવ જુવાન પુરૂશ માફક દેખાયછે, અને તારો એક બાલ પણ સફેદ દેખાતો નથી. તે માણસે જવાબ દીધો કે આ કુરમ શેહેરને વસાવ્યાને આજ સાતશો વરશ થયાંછે, પણ મારી ઉમર તો આઠસો વરસ છે. જેવો તું મને હમણા જોયછે તેવોજ હું તે વખતે પણ હતો. બીજું સાંભળ કે હું એક મોટો જુગારી હતો, અને દરરોજ જુગાર રમતો હતો. હું પઇસા ઘણા કમાતો હતો પણ મારા હાથમાં કંઈ રહેતું હતું નહીં. રાત્રે હું ચોરનો ધંધો કરતો હતો. એક દહાડે મારા મનમાં આવ્યું કે, હું રાજાને ત્યાં ચોરી કરવા જાઊં, કારણકે જયાં સુધી કંઈ મોટી ચોરી કરૂં નહીં ત્યાં સુધી મારો દહાડો ફરવાનો નથી. આ વીચાર કરી હું રાજાના મેહેલમાં ગયો, અને રાજાની છોકરીનાં દીવાનખાનામાં દાખલ થયો. તે છોકરી હીરાનો એક હાર પેહેરી ભર ઊંઘમાં પડેલી હતી. હું હળવેથી તે હાર તેનાં ગળાંમાંથી કહાડીને જંગલ તરફ નાશી ગયો. જ્યારે સહવાર થઇ ત્યારે મને તે જંગલમાં કંઈ ગડબડ જેવું સંભલાયું. હું તે અવાજ તરફ ગયો, અને જોઊં છું તો કેટલાએક ચોરો પુશકળ માલમતા, ઝરઝવેર વેંહેંચી લેવામાં રોકયલા હતા. તેઓ મને પુછવા લાગયા કે તું કોણ છે? અને આ ઠેકાણે કેમ આવ્યોછે? મેં તેઓને સઘલી સાચી વાત કહી દીધી, એટલે તે લોકોએ મને કહયું કે, આ હીરાનો હાર પણ તું સઘળી માલમતા સાથે મેલ, અને પછી આપણે સરવે જણા સરખે ભાગે વેંહેંચી લઈએ. આ બોલતાંવારમાં તો તે જંગલમાં એકાએક એક આદમી પેદા થયો, અને એટલે મોટેથી બુમ પાડી કે સઘલું જંગલ ધરતીકંપની માફક હીલવા લાગયું, અને હજારો વરશનાં પુરાતમ ઝાડો જડમુલમાંથી ઉખડી ગયાં. આ જોઈ સઘલા ચોરો નાશી ગયા, અને હું ત્યાં એકલો ઉભો રહયો. પછી તે માણસ બાંગ મારતો મારતો મારી પાશે આવ્યો, અને પોકાર કરી મને પુછવા લાગયો કે, તું કોણ

છે તે ખરેખરૂં મને કહે? નહીં તો આજ ઠેકાણે હું તને જાનથી મારી નાખીશ. મેં કહયું કે હું જુગારીનો ધંધો કરૂં છું, જ્યારે મારા હાથમાં કંઈ પઈસા રહેતા નથી ત્યારે રાતનાં હું ચોરી કરૂંછું. ગઈ રાતરે હું પાદશાહાના મેહેલમાં દાખલ થયો અને તેની છોકરીનાં ગલાંમાંથી હીરાનો હાર ચોરી કરી લાવ્યો. જ્યારે હું આ જંગલમાં આવ્યો, ત્યારે મેં ચોરોને આ ધનના ઢગલા આગલ ઉભેલા જોયા. તેઓને મેં મારો હેવાલ જાહેર કીધો, ત્યારે તેઓએ મારી પાસે આ હીરાનો હાર માંગ્યો. એટલામાં તારો ભયંકર અવાજ સાંભળી તેઓ સઘળા નાશી ગયા. ત્યારે તેણે જવાબ દીધો કે, તેં મને સઘળું ખરેખરૂં કહયુંછે તેથી આ તારી ચોરીનો ગુનાહ હું તને માફ કરૂંછું. આ સઘલું ધન હું તને આપુંછુ પણ તું હવેથી જુગાર રમતો ના. જો હવેથી આ શેતાંનીઅત ભરેલો ધંધો તું નહી કરશે તો તુંને કશી કમી અથવા ગમી થવાની નથી. આ દુનીઆમાં તારી ઉમર નવશો વરસની થશે. આ શાંભલી હું તે સઘલું ધન મારા ઘેરમાં લાવ્યો, અને એક મોટી ઈમારત બાંધી તેમાં રહયો. પણ મારાં શેહેરનાં લોકોએ મને જંપીને બેસવા દીધો નહીં. તેઓ મને શેહેરના મુખીની પાસે લઈ ગયા. તેણે મને પુછ્યું કે, ઓ માણસ, તું ઘણોજ ગરીબ અવસ્થામાં હતો અને હમણા આ સઘળું ધન કયાંથી ચોરી લાવ્યોછે? મેં સઘળી વાત ખરેખરી જેવી હતી તેવીજ કહી દધી. પછી તે મને પાદશાહા પાસે લઈ ગયો. પાદશાહાને પણ મેં સાચાં શીવાય બીજું કંઈબી કહયું નહીં. તે શાંભલી પાદશાહે સઘલા દરબારીઓને કહયું કે મારી ઉમરમાં મેં જો કદીબી કોઈ સાચો માણસ જોયો હોય, તો તે આજ માણસ છે, કારણકે કોઈ માણસ આવી રીતે પોતાની એબ ઊઘાડે નહીં. પાદશાહા મારી ઉપર ઘણોજ મેહેરબાન થયો, એને મને પુશકળ ખજાનો ભેટ આપ્યો. જેમાંનો ખજાનો હજી મારી અગાળ ઘણો બાકી છે, અને આજ ઘણાંક વરસ થયાં હું ખરચુંછું, પણ તેનો છેડો આવતો નથી. જેથી મેં દરવાજાપર લખ્યુંછે કે, સાચું બોલનારને હંમેશાં આરામ મલેછે. હવે તું કોણનો છોકરો છે તે મને જણાવ? હાતમે કહયું કે હું હાતમ, તાઈ પાદશાહાનો છોકરો છું, અને યમનનો શાહાજાદો છું. આ શાંભલતાંજ તે પીર

માણસ ઉઠયો, અને હાતમના હાથને બુશા દઈ ઘણીજ તાજીમ તવાજા
બજા લાવીને બોલ્યો કે, હાતમ શીવાએ આએ દુનીઆંમાં બીજો કોણ
છે જે આવાં કામ કરવાને હીંમત ધરે. પછી થોડાક દહાડા સુધી પો-
તાના મેહેલમાં હાતમને મેહેમાન તરીકે રાખ્યો, અને ઘણી ખાતરદા-
રીથી તેની મેહેમાનદારી કીધી. હાતમે કહયું કે, ઓ પ્યારા, હવે મને
જવાની રજા આપ, કારણકે હજી મને બીજું કામ ઘણું કરવાનુંછે.
તે માણસે હાતમને ખુશીથી વીદાએ કીધો. હાતમે પેહેલાં યમન જઈ
મલેકે ઝરરીનપુશને જોઈ શાહાઆબાદ તરફ જવાનો વીચાર કીધો અને
યમન તરફ પોતાનાં કદમ ધરયાં. થોડાક દીવશ પછી પોતાના શેહે-
રની હદમાં આવી પોંહોંચ્યો, અને ઘણો ખુશી થવા લાગ્યો. ચાલતાં
ચાલતાં પાણીના એક ચસમા આગલ આવી પોંહોંચ્યો, અને તે ચસ-
માનું પાણી પી, રાતનું રેહેઠાણ એક ઝાડ હેઠલ કીધું. તે સમે તે ઝાડ
ઉપર પક્ષીનું એક જોડું બેઠું હતું, અને વાતમાં મશગુલ થયું હતું. નર
બાહેર જવા માગતો હતો, પણ માદા તેને અટકાવતી હતી, અને કેહતી
હતી કે, તું મને એકલી મુકી કયાં જાયછે? અને બીજાનાં કામને માટે
મને બલાપામાં નાંખેછે? આ ખ્યાલ તારા મનમાંથી દુર કર. ત્યારે
નરે જવાબ દીધો કે ઓ નાદાન તું મને ખોદાઈ કામમાં અટકાવતી ના.
કારણકે કેઆમતને દહાડે તું મને શું કામ લાગશે? અને દુનીઆમાં તું
મને શું ફાએદો કરવાનીછે કે હું તારી સાથેજ દીલ લગાડી રહું, અને સ-
વાબના કામથી દુર રહું. બાયડીઓ કોણની થઈછે કે તું મારી થવાનીછે?
હું તારૂં કહેલું કબુલ કરૂંછું, પણ તેં એ વોરીની એક વાત નથી શાંભળી?
માદાએ પુછયું કે તે શું વાત છે તે મને કહે? ત્યારે નરે કહયું કે શાંભલ.
એક પાદશાહા હતો તે શીકાર કરવાને માટે પોતાના અમીર ઉમરાવો
સાથે જંગલમાં ગયો, અને એક ખુબસુરત હરણી ઉપર તેની નજર પડી
તેની પછવાડે લાગ્યો. શીકારની ઉલટમાં રાજા પોતાનાં લશકરથી જુદો
થઈ રસતો ભુલી ગયો, અને કોઈ એક દરામણા જંગલમાં નીકલી આ-
વ્યો. તે જંગલમાં એક બાગ તેના દીઠામાં આવ્યો, ત્યાં પાણીની એક
મોટી હોજ તેની નજરે પડી, જેનું પાણી કાચ જેવું સ્વચ્છ અને મીઠું
હતું. પાદશાહા તે જોઈ ઘણો ખુશી થયો અને હવાની થંડી લેહકીઓ

લાગવાથી તે હોઝને કાંઠે બેઠો. પોતાના હાથથી હોઝનું પાણી હલાવવા લાગ્યો, અને હલાવતાં હલાવતાં તેના હાથમાં એક સોનાની શાંકળ જેવું તેને લાગ્યું. જોર કરીને શાંકલ ઊંચકી તો તેને કંઈ પેટી જેવું માલમ પડ્યું. તે પેટી તે પાદશાહે હોજમાંથી બાહાર કાહાડી અને જ્યારે તેને ઊઘાડી ત્યારે એક ખુબશુરત નાર અંદર જોઈ. તે નારને તે પાદશાહે બાહાર કાહાડી અને આવી રીતે બંધ થવાનું તેને કારણ પુછ્યું. તે બોલી કે ઓ બાદશાહ તું કશી ફીકર કરતો ના. જેમ તું આદમીજાત છે તેમજ હું પણ આદમીજાત છું. મારા ધણીએ મને આ જંગલમાં એકાંત પેટીમાં બંધ કરી રાખીછે, જેથી હું કોઈ બીજા પુરૂશ ઉપર નજર નહી કરૂં. ઘણેક દીવશે તું હીયાં આવ્યોછે તેથી થોડો વખત સુધી આરામ લે. પછી તે નારની સાથે પાદશાહે શરાબ પીધો, અને ખાણું ખાધું. એશ આરામમાંથો જ્યારે પાદશાહ ફારેગ થયો ત્યારે તેને પોતાનું લશકર યાદ આવ્યું તેવોજ પોતે ઉઠયો અને પોતાનો સઘલો હેવાલ તે ઓરત આગલ જાહેર કીધો. પછી પોતાને આંગલેથી વીંટી કહાડી તે નારને આપી અને બોલ્યો કે તું મને ભુલી નહીં જાય માટે આ મારી નીશાની તારી પાસે રાખજે. તે નારે કહ્યું કે, એવી વીંટીઓ મારી પાસ ઘણી છે, કારણકે તારા જેવા પાદશાહો અને સોદાગરો મારી પાસે ઘણાએક આવી ગયાછે, તેઓની સાથ પણ મેં એજ પ્રમાણે મોજ કીધીછે. આ સાંભળી પાદશાહા ઘણો અચરત થયો, અને તે ઓરતને પેટીમાં પાછી બંધ કરીને પોતાના લશકરને આવી મલ્યો. લશકર સાથે તે પોતાંના શેહેરમાં ગયો, અને સઘલી બનેલી વાત પોતાના વજીરને કહી સંભળાવી. વજીરે કહ્યું કે ઓ નામવર પાદશાહા તું જે કહેછે તે ખરૂં છે, પણ ભલાં માબાપના ફરજંદ ભલાંજ હોયછે, અને બુરાં માંબાપનાં ફરજંદ બુરાંજ હોયછે, આટલું કહી તે નર બોલ્યો કે, ઓ માદા નારીઓ સઘળી એવીજ હોયછે, તું મને શામાટે ખોદાઈ રાહ ઉપર જવાને અટકાવેછે? કે જેમ હાતમ શાહજાદો મુનીરશામીનું કામ પડતું નાખી હમણા પોતાને શેહેર પોતાની ઓરત મલેકે ઝરરીનપુશ પાસ જાયછે. આ સાંભળતાંને વાર હાતમ તરતજ ઉઠયો, અને પોતાના વીચારને માટે ઘણોજ પશેમાન

થઈ શાહાઆબાદ તરફ રવાને થયો. જયારે તે ત્યાં પુગ્યો ત્યારે હોશનબાનુંના માણસોએ તેને ઓળખ્યો અને તેને પોતાની શેઠાણી આગલ લઈ ગયા. હોશનબાનુએ ચક નાખી હાતમને પુછયું કે, ઓ જવાન, આટલો મોડો કયાંથી આવ્યો ? અને મારા સવાલની શું ખબર લાવ્યો ? હાતમે સઘળો હેવાલ હોશનબાનુંને કહયો. પછી તે બોલી કે તું સાચુંજ કહેછે. હાતમે કહયું કે તે માણસને એટલો તો પઇસો મલ્યોછે, અને ખોદા તરફથી મલેછે કે હું ધારતો નથી કે તેનો કોઈબી દહાડે છેડો આવે. પછી હોશનબાનુએ હાતમને માટે ખાણું મંગાવ્યું, અને હાતમને એક ઘણોજ કીમતી સરપાવ ભેટ આપ્યો. હાતમે તે લીધો, અને કહયું કે ઓ નેક બાનું હું કારવાનસરામાં જઈ મુનીરશામી સાથ ખાણું ખાઈશ. હોશબાનુંએ તેમ કરવાની ઘણી ખુશીથી રજા આપી; ત્યાંથી પછી હાતમ મુનોરશામી પાસે આવ્યો, અને બંને જણે સાથે ખાણું ખાધું. પછી પોતાપરની વીતેલી સઘળી બીના તેને કહી. તેણે હજારો હજાર દુવા કીધી, અને પછી તે બોલ્યો કે, ઓ પ્યારા હાતમ, ધન છે તારાં માત પીતાને કે બીજાંને માટે તું આટલી વેદના ભોગવેછે, અને પોતાનું એશ આરામ, ઊંઘ અને ભુખ એ સઘળું ખોહી દીધુંછે. હાતમ ત્યાં આખી રાત રહયો, અને સહવારના પોહોરમાં પોતાનું તન પાક કરી પાકીજેહ પોશાક પેહેડી હોશનબાનું આગલ પાંચમાં સવાલને માટે આવ્યો. તેણીએ કહયું કે, ઓ દેલાવર હાતમ તું ઘણો થાકી ગયોછે માટે થોડા દીવસ આરામ લે. હાતમે કહયું કે તારા સવાલોનો જવાબ આપવામાંજ મને પુરતો આરામ મલેછે. હવે તું મને કહે કે તારો પાંચમો સવાલ શું છે. તે બોલી કે અવાજ આપતા પાહાડની ખબર લાવ, કે તે પાહાડ શું અવાજ આપેછે, અને તેને તે નામ આપવાનું શું કારણ છે, અને તે વીશેનો છુપો ભેદ શું છે. હાતમ આ સાંભલતાંજ ખુરશી ઉપરથી ઉઠયો, અને હોશનબાનુથી રૂખશત થઈ મુનીરસામી આગળ આવ્યો અને બોલ્યો કે ઓ પ્યારા, હવે હું પાંચમા સવાલની તેહકીક કરવાનો માટે જાઊંછું. જો મારી હઈઆતી વફાદારી કરશે તો આપણે બંને જણ પાછા સાથે મલશું. પછી તેઓ બંને જણા એક બીજાથી જુદા પડયા.

# હાતમે પાંચમો સવાલ તમામ કીધો તેનું બયાન.

જ્યારે હાતમ શાહાઆબાદથી પાંચમા સવાલની તેહેકીક કરવા નીકળ્યો ત્યારે પોતે જંગલ તરફનો રસતો લીધો, અને ત્યાં એક પાણીના મોટા ઝરામાં પોતાનું તન પાક કરી ખોદાની બંદગી કીધી, અને આગળ ચાલવા માડયું. જતાં જતાં તે એક શેહેર આગળ આવ્યો, અને ત્યાંના કેટલાએક રહેવાશીઓને પુછ્યું કે, ઓ પ્યારાઓ, અવાજ આપતા પાહાડ વીશે તમુને કંઈ ખબર છે? તેઓએ કહ્યું કે, ઓ મુસાફર, અમોએ અમારી આખી ઉમરમાં એવા કોઈ પણ પાહાડ વીશે સાંભલ્યું નથી. ત્યાંથી પણ હાતમ નાઉમેદ થઈને આગળ ચાલ્યો અને એક મહીના પછી એક શેહેરની પાશે આવી પુગ્યો, જેની નજદીકમાં લોકોનાં તોળેતોળાં એકઠાં થયાં હતાં. હાતમ પોતાના દીલમાં વીચાર કરવા લાગ્યો કે આ લોકોનું આ ઠેકાણે સાથે મળવાનું શું કારણ હશે? પછી તે લોકો તરફ ગયો. લોકોએ હાતમને પોતાની તરફ આવતો દેખીને પોકાર કીધો કે, શાબાશ ઓ જુવાન મરદ, તું ભલે આવ્યો અમો તારી રાહા જોતા હતા. હાતમ તે લોકોની વધારે આગળ ગયો તો તરેહ તરેહનું પકવાન પકાવેલું દીઠું. તેની પાસે એક મુરદું કફનમાં વીટાળેલું મુકેલું હતું. હાતમે તેઓને પુછ્યું કે, મુરદાંને દાટવાનું મુકી દઈ આવી રીતે તરેહ તરેહનું પકવાન કરી શામાટે તમો બેઠાછો? એ તમારી કેવી રીતની રસમ છે? તેમાનાં એકે જવાબ આપ્યો કે હમારામાં એવી રસમ છે, કે કોઈ પણ તવંગર ઈયા ફકીર મરી ગયો હોય તો તેને લઈ હમો સઘળા જંગલમાં આવ્યે છીએ, અને તરેહ તરેહનું ખાણું પકાવી સાદરીપર પાંથરી કોઈ મુસાફરની રાહા દેખીએ છીએ. જ્યારે તે આવેછે, ત્યારે હમે મુરદાંને દાટીએ છીએ અને તેની આગળ સઘળું ખાણું મુકીએ છીએ. જ્યારે પેહેલો તે ખાએછે ત્યાર પછી હમો સઘળા તે ખાણું ખાઈએ છીએ. આજ સાતમો દહાડો થયોછે તોપણ કોઈબી મુસાફર હમારી આગળ આવ્યો નથી. દરરોજ હમે ખાણું પકાવીએ છીએ, અને જ્યારે કોઈ મુસાફર આવતો નથી ત્યારે તે ખાણું હમે સઘલા સહાંજના

શેહેરમાં હમારાં બાયડી છોકરાંઓ માટે મોકલ્યે છીએ, અને આજ સાત દહાડા થયા અમે અપવાસ પાલ્યે છીએ. અનનો દાણો કે પાણીનું ટીપું બીલકુલ હમોએ મોંપર મુક્યું નથી. તને જોઈ અમો ઘણા ખુશી થયા. હાતમે પુછયું કે જો કદાચ કોઈ પણ માણસ એક માસ સુધી હીંયાં ન આવે તો આ મુરદાંના તેમજ તમારા શા હાલ થાય? તેઓએ કહ્યું કે, એમ તો કદી બનેજ નહીં, અને અગરજો કોઈ મુસાફર એક અઠવાડીઆં પછી ન આવે તો હમો પાણી પી અપવાસ પાળીએ છીએ, અને કંઈ પણ અન મોંપર મુકતા નથી. હાતમે સવાલ કીધો, કે જો તે કરતાં વધારે દીવસ લાગે તો મુરદાંમાંથી દુરગંધ નીકલ્યા વગર રેહે નહીં. તેઓએ કહ્યું કે જ્યારે એમ થાય ત્યારે તે મુરદાંને જમીનમાં દફનાવી હમો સઘલા તથા હમારાં બાયડી છોકરાં પણ છ મહીના સુધી અપવાસ પાલ્યે. હાતમે કહ્યું કે, અગરજો તેટલા વખતમાં બીજો કોઈ મરણ પામે તો પછી તમે શું કરો? તેઓએ કહ્યું કે, એજ પરમાણે જંગલમાં મુસાફરની રાહ જોઇએ અને પછી પાછો અપવાસ પાલ્યે, અને છ મહીના ગુજરવા બાદ શેહેરનાં માણસોમાં પકવાન વેહેંચીએ, અને પાડોશીઓને બોલાવી સાથે ખાણું ખાઈ ખુશ થઈએ, ઘણી ખેરાત કરીએ, અને તે મુએલાંની કબર આગલ જઇને ફકીરોને ઝરઝવેર આપીએ. હાતમ આ સાંભલી ઘણો અજબ થયો. પછી તેઓએ એક મોટી ઘોરમાં તે મુરદાંને મુક્યું, અને પાકીજેહ ગાલીચા બીછાવીને પછી સઘલી ખુશબોઈ સલગાવી, અને પેલા મુએલા માણસના બદનને પણ થોડી ખુશબોઈ લગાડી. પછી શઘળું પકવાન લઈ જઈ તે મુએલાંની લાશ આગલ મુક્યું, અને તેની આસપાસ સાત ફેરા ખાધા. જે પછી તેઓ સઘલાઓએ હાતમને કહ્યું કે, ઓ મુસાફર પરથમ તું હાથ મોંહ ધોઈ આ ખાણું ખા, અને ત્યાર પછી હમો સઘળા ખાઈશું. હાતમે પેટ ભરતું ખાઈ લીધું, જે પછી તે સઘળાઓએ પોતાનો અપવાસ છોડયો. પછી બાકીનું ખાણું પોતાનાં બાયડી છોકરાંઓ માટે શેહેરમાં મોકલાવી, પોતાનાં તન પાક કરી, પાકીજેહ લેબાશ પેહેરી હાતમને કહ્યું કે, ઓ પ્યારા, અગરજો હમારા શેહેરમાં થોડા દીવસ તારો રેહેવાનો વીચાર હોય તો સુખેથી ચાલ, હમે તુંને એક મકાન તારે માટે જુદું

આપીશું. હાતમે તે શેહેરમાં રેહેવાને પોતાની ખુશી દેખાડી, જેથી તેઓએ તેને એક મુકામ જુદું આપ્યું, અને દરેક ચીજ હાતમની આગલ હાજર કીધી. તે સાથે વળી ખુશ ચેહેરની નોજુવાન સ્ત્રીઓ હાતમની ખીદમતમાં મુકી અને બોલ્યા કે, ઓ મુસાફર આ સઘળાઓનો ધણી તુંજ છે. તારે જોઈએ તેની સાથે એશ અશરત કરજે. આ સઘળું જોઈ હાતમ પોતાના મનમાં કેહવા લાગ્યો કે આ અજબ રીતની રસમ છે. જ્યારે હું મારા શેહેરમાં જઈશ ત્યારે એજ પ્રમાણે મેહેમાનોની સેવા બજાવીશ? દરરોજ તરેહ તરેહનું ખાણું તેઓ હાતમની આગલ લાવી મુકતા, અને પેલી ખુબસુરત નાજનીનો દીન અને રાત સણગાર પેહેડી પોતાના તનને તરેહ તરેહનાં કપડાંથી સણગારી પોતાના તન અને જાનથી હાતમની ખીદમતમાં ઉભી રહેતી. પણ હાતમ કોઈ ઉપરબી બદ નજરથી જોતો નહીં હતો, અને પેટ ભરતું ખાણું ખાઈ રાત દહાડો ખોદાની બંદગીમાં ગુજારતો. એ પ્રમાણે હાતમ એક અઠવાડયું સુધી રહયો. પછી તે નાજનીનોએ પોતાના સરદાર પાસે જઈ ખબર કીધી કે, આ મુસાફર ઘણીજ નેક નઈઅતનો અને પાક દીઆનતનો છે, અને કીરતારને ખરેખરેજ પીછાણનાર છે. તે શેહેરના હાકેમે હાતમને બોલાવ્યો, અને ઘણાજ માન અકરામ સાથે હાતમને પોતાની પાસે બેસાડયો અને કહ્યું કે, ઓ નેક પુરૂષ, તું હમારા શેહેરમાં થોડા વધારે દીવસ સુધી રેહે કે મારી છોકરીને તારી ચાકરી બજાવા મોકલું. હાતમે કહ્યું કે મને ઘણું જરૂરનું કામ છે, અને તેને માટે જવા વગર ચાલે નહીં. તે હાકેમ બોલ્યો કે જો તારૂં કામ તું મને જાહેર કરે તો હું તે કામ પાર પાડવામાં તુંને મદદ કરૂં. હાતમે જવાબ દીધો કે, હું કોઈ બીજાને મારાં કામ માટે તસદી આપવા ચાહાતો નથી. હાકેમે જવાબ દીધો કે, એક વાર તે કામ સાંભલવું તો જોઈએ. પછી હાતમે હોશનબાનું અને મુનીરશામીની સઘળી હકીકતનું તેની આગળ બ્યાન કીધું, અને કહ્યું કે તે અવાજ આપતા પાહાડની મને કંઈ ખબર મલશે તો જાણે મને ઘણી મદદ કીધી એમજ કેહેવાશે. હાકેમે પોતાના વડવાઓથી સમજ્યું હતું કે, તે પાહાડ ઘણો મોટો છે, અને ઝુલમાત જંગલની દક્ષીણ બાજુએ છે. ત્યાંથી દાહાબા હાથ તરફ એક મોટું શેહેર છે, જ્યાં કોઈપણ માણસે કોઈનેબી

મરતું જોયું નથી, અને કોઈ માણસનું ત્યાં જવું પણ થતું નથી. તે શેહેરની બીજા કોઈ માણસને ખબર પણ પડતી નથી. આ સઘલો હેવાલ તેણે હાતમની આગળ કહયો તે સમજી હાતમ ત્યાંથી તે પાહાડ તરફ રવાના થયો. જતી વખતે હાકેમે હાતમને ઘણુંએક નજરાનું ભેટ કીધું. પણ તેણે રસતા ખરચ જેટલું લઈ બાકીનું ફકીરોને વેહેંચી આપ્યું. ત્રણ મહીના પછી હાતમ એક શેહેર આગળ આવી લાગ્યો, જયાં કબરોની કંઈપણ નીશાન માલમ નહીં પડવાથી, હાતમે જાનયું કે તે શેહેર એજ હશે. હાતમ તે શેહેરમાં દાખલ થયો. શેહેરના માણસોએ તેને પુછયું કે ઓ મુસાફર તું કયાંથી આવ્યોછે? હાતમે જવાબ દીધો કે હું શાહાઆબાદથી આવ્યોછું અને અવાજ આપતા પાહાડ આગલ જાઊંછું. એક જણે કહયું કે તે પાહાડ હયાંથી ઘણો દુર છે અને રસતે ઘણી મુશીબત પડેછે. હાતમે કહયું કે, જે કરીમ કીરતાર મને આ જગયાએ લાવ્યોછે તેજ મને ત્યાં લઇ જશે. પછી તે માણસે હાતમને તે શેહેરમાં રેહેવાને કહયું. હાતમ ત્યાં ખુશીથી રહયો. હવે એવું બન્યું કે તે દહાડે તે શેહેરમાં કોઈ માણસ માંદો પડયો હશે, તેનાં સગાંવહાલાંઓએ તે માણસને કાપીને પોતપોતામાં તેના કકડા વેહેંચ્યા. જે માણસે હાતમની સાથે વાત કીધો હતી તે માણસ પણ પેલાનો શગો હતો. તેને ભાગે આવેલો કકડો ઘણી સારી રીતે પકાવીને સહાંજનાં બે ત્રણ નાન અને પાણીના કુજા સાથે હાતમની આગલ લાવી, બોલવા લાગ્યો કે, ઓ મુસાફર આ લે, ખા. આવું સવદીશાન ભોજન તેં તારી આખી ઉમરમાં કોઈ દીવસ ખાધું નહીં હશે. હાતમે કહયું કે મેં હવામો ઉડતાં સઘળાં પરંદાં અને જમીનપર ચરતાં સઘળાં ચરંદાંનો સવાદ ચાખ્યોછે. આ કયાં જાનવરનું ગોશત છે, જે મેં નહીં ખાધું હોય? તે બોલ્યો કે તું ખરૂં કહેછે, પણ તેં આદમીનું ગોશત કોઈ દહાડે ખાધું નહીં હોય, કારણકે હું જે લાવ્યો છું તે આદમીનું ગોશત છે. હાતમે વીચાર કીધો કે, ઓ હાતમ તુંને પણ કદાચ એ લોકો મારીને ખાઈ જશે, તેથી નરમાશથી પુછયું કે, ઓ પ્યારા દોશત, તમારા શેહેરમાં કેવી ખરાબ રસમ છે, કે મુસાફરને પણ તમો કાપી ખાઓછો? તે બોલ્યો કે, ઓ બેગાના પુરૂષ તું એમ શું બોલેછે. હમો મુસાફરને કદી ખાતા

નથી. ત્યારે હાતમે કહયું કે તું હમણા પોતાને મોહડે બોલ્યો કે આ આદમીનું ગોશત છે. તું પણ આદમો છે, અને હું પણ આદમી છું. સઘલાં આદમીઓ આ દુનીઆમાં એકજ છે. ત્યારે તે માણસે ઉતર દીધો કે હમારાં શેહરમાં એવી રસમ છે કે, અમારાં કુટુંબમાં કોઈ પણ આદમી બીમાર થાય તો તેને જબે કરી તેનું ગોશત હમારા કબી-લામાં વેહેંચીએ છીએ. કોઈપણ માણસને હમારાં શેહેરમાં મરવા દેતા નથી, પણ આ પ્રમાણે તેને હમો તેનાં બીમારપણામાં કાપી ખાઈ જઈએ છીએ. હાતમે કહયું કે, તમારી આવી બદરસમ ઉપર સદહજાર લેઆનત પડજો. તમો જાણતા નથી કે આજારી માણસો ઘણી વખતે સારાં પણ થાયછે. તમો ખોદાના મોટા ગુનેહગાર થયાછો, કારણકે કોઈનું નાહક ખુન કરવું એના જેવો બીજો અજીમ ગુનાહ આ દુનીયામાં કંઈ નથી. એટલું કહી હાતમ ત્યાંથી ચાલતો થયો. ચાલતાં ચાલતાં એક જંગલ તરફ ગયો. ઘણો ભુખ્યો હોવાથી એક હરણનો શેકાર કીધો, અને ચ-કમકથી બળતું સળગાવી તેના કબાબ બનાવ્યા. એટલામાં એક વાઘ તેની નજરે પડયો, ત્યારે હાતમ બોલ્યો કે, ઓ વાઘ હું ઘણો ભુખો હતો તેથી હરણનો શેકાર મેં કીધોછે, માટે જો તું ભુખ્યો હોય તો તું પણ ખા. વાઘે તેમાથી ખાધું, અને હાતમે પણ પેલા બનાવેલા કબાબ પેટ ભરાયું ત્યાં સુધી ખાધા. જ્યારે સહવાર થઈ ત્યારે આગલ ચાલવા માંડયું. વચમાં એક તલાવ આગલ આવી પોહોંચ્યો, તે તલાવમાંથી પાણી પી ખોદાના શુકરાના બજા લાવ્યો. જ્યારે તેને ભુખ લાગતી, ત્યારે તે જં-ગલમાંના ઝાડોપરથી ફળ તોડી ખાતો, અને જે જંગલમાં ફળો નહીં મલતાં તે જંગલમાં શેકાર કરી પેટ ભરતો. એક દીવસે તેને પાણી મળી શકયું નહીં, જેથી તેનું ગળું બંધઈ ગયું. દુરથી રેતીની ટેકડી તેનો નજરે પડી. પાણી સમજીને તે તરફ ચાલ્યો, અને જ્યારે તે મેળવવામાં નીશફળ થયો ત્યારે નાસીપાસ થઈને એક ઝાડ હેઠલ બેઠો. એકાએક એક પક્ષી તેણે જોયું. જેનાં સઘળાં પીછાં પાણીથી ભીનાએલાં હતાં. તે પક્ષી હાતમને જોઈને ઉડી ગયું. પછી હાતમે એક દેડકો જોયો, જે વર-સાદના પાણીથી તદન ભીનાએલો હતો. શોધ કરતાં હાતમને પાણી મલ્યું તે પી થોડેક દુર ગયા પછી હાતમને એક આબાદાની ભરેલું શેહેર નજર

આવ્યું. જ્યારે આગલ ચાલ્યો, ત્યારે આતશનાં મોટાં ભડકાં તેને દેખાયાં, અને તેની આસપાસ પુશકલ લોકો એકઠાં થયાં હતાં. હાતમે વીચારયું કે આ જગોએ કાંઈ શાહાદી રામશની હશે, અને લોકો પકવાન તૈયાર કરતાં હશે. લોકોએ લાકડાં અને વાંસ સલગાવ્યા હતા, અને થોડાક લોકો રડતા હતા. હાતમે પુછ્યું કે, આ મુલકનું નામ શું છે? અને આ લાકડાં શું કામ સળગાવ્યાં છે? લોકોએ તેને કહયું કે ભાઈ હમે કાંઈ પકવાન રાંધતા નથી કે તને આપીએ. હમારા શેહેરમાં એક માણસ મરણ પામ્યોછે, અને તેની બાએડીને પણ જીવતીજ તેના ધણીની સાથ બાળવાનોછે. હાતમે પુછયું કે, તમે આ બીચારી ગરીબ બાયડીને શા માટે જીવતી બાલી નાખો છો? અને તેનો ગુનાહ શા માટે તમારે સર લેઓ છો? તેઓએ કહયું કે, ઓ જવાન, તું હમારા શેહેરનો હોય એમ લાગતો નથી. જાણ કે એ મુલકને હીંદુસ્થાન કહેછે, અને હીંદુસ્તાનની રસમ એવીજ છે, કે બાયડી પોતાનાં ધણી સાથ પોતાની રાજી ખુશીથી બળી મરેછે. હમો કાંઈ એને જબરદશાતીથી બાળી નાખતા નથી. હાતમે કહયું કે જીવતાંને મુવાં સાથ બાળી નાંખવું એ ઘણી ખરાબ રસમ છે. પછી હાતમનું દીલ ઘણું કમકમવાથી ત્યાંથી ચાલતો થયો, અને એક ગામડાં તરફ આવી લાગયો. ગામડાંમાં જઈ કોઈ માણસ પાસ પાણી માગયું. તે માણસે હાતમને દુધથી ભરેલું એક પ્યાલું લાવી આપયું. હાતમ તે પીને ઘણોજ ખુશ થયો. તે માણસે હાતમને કહયું કે ઓ મુસાફર મારા ઘરમાં રાંધેલું તૈયાર છે, અગરજો મરજી હોય તો થોડુક લાવું. હાતમે પેટ પુરતું ખાઇ તે માણસની મેહેમાનદારીને માટે તેના ઘણા વખાણ કીધાં. રાત ત્યાંજ ગુજારી. સહવાર પડતાંજ પેલા માણસે હાતમને અરજ કીધી કે, ઓ મુસાફર મારાથી તારી ચાકરી કંઈ થઈ નથી, અગરજો તું મારાં ગરીબ મકાનમાં બે ત્રણ દીવસ રહે તો મેહેમાનદારીની સરતો હું અદા કરૂં. હાતમ તે કબુલ કરી ત્યાં રહયો. પછી એવુંતો મસાલેદાર ખાણું હાતમની આગળ લાવી મુકયું કે, હાતમથી તે પકવાનનું ખ્યાન પુરતું થઈ શકયું નહીં. હાતમ પણ પોતાનાં મનમાં વીચાર કરવા લાગ્યો કે, હીંદુસ્થાન એ અજબ ગુલસ્તાન છે. માત્ર જીવતાં માણસોને બાળી નાંખવાનીજ એક ખરાબ રસમ છે.

આ વાત પેલા માણસે સાંભળી એટલે તે બોલ્યો કે તું જાણતો નથી કે, ભરથાર અને સ્ત્રી વચ્ચે કેટલો મજબુત સંબંધ રહેલોછે. તે આશક માશુકો પરણતી વખતે એકબીજાંને એવી કબુલાત આપે છે કે, તારે જીવે મારો જીવ અને મારા જીવે તારો જીવ. એટલે એમ કે જ્યાં તું ત્યાં હું. અગરજો આ બીના તારે બરોબરજ તપાસવી હોય તો આ જગ્યાએ થોડા દીવસ રહે, પછી તને બરોબર નજરે આવશે. ત્રણએક દીવસ પછી તે ગામડાંનો હાકેમ મરી ગયો. તેની ચાર બાયડીઓ હતી. પેહેલી બાયડીને પેટે બે છોકરા હતા. બીજી બાયડીને ત્રણ છોકરી હતી. ત્રીજી બાયડીને એક છોકરો અને બે છોકરી હતી. અને ચોથી બાયડીને કંઈ સંતાન ન હોતું. હવે જ્યારે તે હાકેમના મુરદાંને શેહેરમાંથી બાહેર લઈ ગયા ત્યારે તેની ચારે બાયડીઓ તેની પછવાડે તમામ ઝરઝવેરનાં કપડાં પેહેરી અંગ ઉપર તરેહવાર ઘરેણાં પેહેરી બાલ છુટા મુકી ચાલી. તે બાયડીઓનાં સગાંવાહાલાં તેઓને પાછાં ફરવાને ઘણુંબી સમજાવતાં પણ તેઓ સમજતી નહીં હતી, અને કોઈનું કેહયું કબુલ કરતી નહીં. હાતમ પણ ગયો, અને તેઓને ઘણુંબી સમજાવયું કે, ઓ પરીપેકર નાજનીનો, શામાટે તમારી દેહને આમ બાલો છો ? આથી પરમેશ્વરની દ્રસતીમાં મોટો અપરાધ કરોછો. પોતાની દેહનો તમો અકાલે નાશ કરશો તો તમો નરકે જશો, અને તમારાં શરીરને દોજખનાં કીડાઓ આવીને ખાઈ જશે. તેઓએ કહયું કે, ઓ મુસાફર, તું જાણતો નથી કે એશઅશરતમાં હમો એની સાથે હતી, અને હવે જ્યારે એની અજલ આવી ત્યારે એને છોડી દઈએ ? એ સઘળું ઈનસાનની મરવતથી દુર છે. અમારો આખો ભવ એની જુદાઈમાં ગુજારીએ તે કરતાં એની સંગાતમાં બળી મરીએ તે કેવું સારૂ, કે આખો ભવ જુદાઈમાં ન કાઢવો પડે. આ અગની દેવતાથી અમારો છુટકો થશે, નહીં તો કોણ જાણે શેતાનના ફરેબથી કદાચ હમો એને ભુલી જઈએ, અને બીજા પુરૂશો ઉપર બદ નજર કરીએ. હાતમે કહયું કે જે સ્ત્રીઓ પોતાના ધણીના મરણ પછી પોતે એકલી રહી પાક દામન રીતે પોતાની જીંદગી ગુજારે, અને જેઓ પોતાનાજ ધણીની યાદમાં મશગુલ રહી બીજા પુરૂશ સંગાથે પરણે નહીં, તે સ્ત્રીઓ આ દુનીઆંમાં

ખરીજ વફાદાર કહેવાય, કારણકે સ્ત્રીઓની કીરતી એમાંજ જળવઈ રહેછે. તેઓએ હાતમના કહયા પર કશી રીતનું ધ્યાન આપ્યું નહીં, અને પોતાના મુએલા ધણીના મુરદાંની આસપાસ ચારે જણીઓ ફરીને બેઠી, એટલે પેલા બેઠેલા માણસોએ બળતું સળગાવ્યું. હાતમે એવું વીચારયું કે એઓ બળતાંની ધાસતીથી નાહાશી જશે, પણ તેવું તો કંઇ થયું નહીં, અને સઘળીઓ બળીને રાખ થઈ ગઈ. હાતમનું દીલ આ બીના જોઈ ઘણુંજ કાંપવા લાગું, અને જ્યારે સઘલા જણાઓ પોતાને ઘર ગયા, ત્યારે તેઓએ હાતમને કહયું કે, ઓ મુસાફર, હવે તને બરોબર જણાયું હશે કે હમારા દેશાની સ્ત્રીઓમાં કેવી રીતની વફાદારી રહેલીછે. હાતમે કહયું કે, ભાઈ તમો સઘલા કહોછો તે ખરૂં છે, પણ જુદાઈનો આતશ તે લાકડાંના આતશથી ઘણોજ તીક્ષણ છે, કારણકે પોતાને પાક રીતે ચલાવવામાં આ દુનીયામાં ઘણીજ મુશકેલીઓ ખમવી પડેછે. પછી હાતમે કહયું કે, ઓ વાહાલાઓ હવે મને અવાજ આપતા પાહાડની ખબર લાવવા જવુંછે, માટે મને રજા આપો. તેઓએ કહયું કે, ઓ હાતમ, તે પાહાડ ઘણો દુર છે, અને તને ઘણી મુશકેલીઓ ભોગવવી પડશે. હાતમે કહયું કે પારકાના કામને માટે મારો ઉપર જે મુશીબતો પડશે તે રહીમ પરવરદેગાર આશાન કરશે. પછી હાતમ ત્યાંથી ઉતર દીશા તરફ ચાલવા લાગ્યો, જતાં જતાં એક શેહેરમાં તેનાં કદમ આવી લાગ્યાં, ત્યાં પણ ઘણાક લોકો એકઠાં મલ્યાં હતાં. હાતમે ત્યાં જઈ પુછયું તો માલમ પડયું કે, ત્યાંના સરદારની છોકરી મરી ગઈ હતી, અને તે છોકરીનાં ધણીને તે છોકરીની સાથેજ કબરમાં જીવતોજ દાટવા માંગતા હુતા, પણ તે તેવી રીતે દટાવાને કબુલ થતો નહીં હતો. હાતમ તેઓનાં સરદાર પાસે ગયો, અને કહયું કે, ઓ બુજોરગ માણસ, તમારામાં આ કેવી ઊંધી રસમ છે કે, જીવતાં માણસોને મુએલાં સાથ દાટો છો. આ બીચારા માણસને તમારા શેહેરના રેવાજ વીસે કંઈજ ખબર નહીં હશે. તે હાકેમે કહયું કે, ઓ જુવાન માણસ એ પણ તારીજ માફક હમારા શેહરમાં આવેલો હતો. થોડા દહાડા રહયા પછી મારી છોકરી ઉપર એ આશક થયો, તેથી હમારા દેશની રેવાજ માફક સઘળી સરતો એને કહી, મારી છોકરી સાથ મેં એને પરણાવ્યો. હવે એ છો-

કરી મરણ પામીછે, તો એના કોલકરાર માફક એને હવે તે છોકરી સાથ દટાવું જોઈએ. હવે તું એને સમજાવ કે એ પોતાના કોલકરાર મુજબ વરતે. હાતમ તે જુવાન માણસ પાસે જઈ કેહવા લાગયો કે, એ દેલાવર પુરૂશ, તું હવે શા માટે તારા વચન ઉપર વફાદાર રેહેતો નથી? આખરે તને મરવું તો છેજ, માટે હવે તું એ લોકોની રસમને આધીન થા. તે માણસે કહયું કે, મારાથી હરગેજ એ બનવાનું નથી. પછી તે માણસને હાતમે સમજાવ્યું કે હમણા તો તું કબરમાં જા, પછી થોડોવાર રહી હું તુંને બહાર કહાડીશ, કારણકે આ લોકો તને કોઈબી રીતે છોડે એમ લાગતું નથી. તે માણસ બોલ્યો કે જયારે આ લોકો ઘોરની ઉપર તમામ માટી નાંખશે ત્યારે એની અંદર હું જીવતો કેમ રહી શકીશ? હાતમે તેઓને કહયું કે, આ માણસ મને એમ કહેછે કે, અમારા શેહેરમાં ઘર જેવી મોટી કબર બનાવેછે, માટે જો તેવી કબર એ લોકો બનાવે તો ખુશીથી હું તેમાં જાતું. તેઓએ કહયું કે અમારા સરદારને એ વીશે પુછવું જોઈએ. પછી તેઓ પુછી આવી બોલ્યા કે, એ જવાન, જયારે તું એમ કહેછે ત્યારે હમારો સરદાર તે પણ કબુલ કરેછે. પછી તે લોકોએ તે રીતની કબર બનાવી. હાતમે પેલા જવાનને કહયું કે, હમણા તો તું કબરની અંદર જા, પછી રાતની વખતે હું તુંને બહાર કહાડીશ. હાતમના કહયા પ્રમાણે તે માણસ કબરની અંદર ગયો. પછી તે લોકો હાતમને પોતાના શેહેરમાં લઈ આવ્યા. તે રાતની રાહા જોતો બેઠો કે જો રાત પડે તો હું પેલા જવાનને કબરમાંથી બહાર કહાડું. હવે તે શેહેરમાં એવો રેવાજ હતો કે, જે લોકોનું સગુંવહાલું મરણ પામ્યું હોય, તે લોકોમાંથી ફકત પુરૂશોજ ત્રણ રાત સુધી જાગી બાયડીઓનું મોંહ જોય નહીં. ત્રણ રાત સુધી હાતમને જવાની કંઈ પણ તક મળી નહીં. જયારે ચોથી રાતે સઘળા લોકો પોતાને ઘર આવ્યા, અને ઊંઘે તે લોકો ઉપર સખત હુમલો કીધો, ત્યારે હાતમ ઉઠી કબર આગળ ગયો. તેણે તે જવાનને સાદ મારયો પણ કંઈ જવાબ સંભલાયો નહીં. પેહેલીજ રાતરે પેલા માણસે જોયું કે તેને બાહાર કાઢવાને હાતમ આવ્યો નહીં, ત્યારે તે પોતે પશેમાન થવા લાગ્યો કે, પેલા જુઠા આદમીના કહેવા ઉપરથી હું પોતાની રાજી ખુશીથી જીવતો દટાયો.

હવે મોત શીવાએ મારો કોઈ છુટકો કરશે નહીં. ત્રણ રાત સુધી ભુખ અને તરસને લીધે તે અધમુવો થઈ ગયો. જ્યારે હાતમે તેને હાંક મારયો ત્યારે તે બેભાનપણામાં કંઇ પણ ઉતર દઈ શકયો નહીં. હાતમે વીચારયું કે, એ મરી ગયો હશે, એટલે પોતે પાછા ફરવાનો મનશુબો કીધો, કારણકે તે નકી સમજ્યો કે જો તે જવાન જીવતો હોય તો મને જવાબ આપ્યા વગર રહે નહીં, પણ તેની જવાની હામ ચાલી નહીં. એક વાર ફરીથી તેણે પોકાર મારયો કે, ઓ માણસ હું તેજ મુસાફર છું જેણે તને બાહાર કહાડવાને વચન આપ્યું હતું, માટે અગરજો તું જીવતો હોય તો હું તને દુઃખમાંથી છોડવું, નહીં તો કયામત સુધી આ કબરમાંજ વાસો કરવો પડશે. પેલા માણસે અંદર કોઈનો પોકાર સમજ્યો પછી કબરના મુંખ આગળ આવીને બોલ્યો કે તું કોણ છે? જે મુસાફરે મને વચન આપ્યું હતું તેજ મુસાફર છે કે બીજો છે? હાતમે જ્યારે તેને જીવતો દીઠો ત્યારે ખોદાના શુકરાના કરી જવાબ દીધો કે હા હું તેજ છું. પછી મીઆનથી ખંજર કહાડીને સઘલી માટી ખોદી પેલા માણસને બહાર કહાડયો, અને પોતાની સાથે લાવેલો ખોરાક તથા પાણી તેને આપ્યું. કલાકએક ત્યાં વીશામો લીધો, ને પેલા માણસને કહયું કે, ઓ જવાન, હવે જે જગ્યાએ તું જવા ઈચ્છતો હોય તે જગ્યાએ તું ચાલી જા. તેણે કહયું કે, મારી પાસ રસ્તા ખરચ માટે કંઈપણ પૈસા નથી. હાતમ તેને થોડાએક પૈસા આપી પાછો શેહેરમાં જઈ મુગો મુગો તેજ ઠેકાણે સુઈ ગયો. જ્યારે સહવારના પોહોરમાં સઘળાઓ ઉઠયા ત્યારે હાતમે ત્યાંથી ખાણું ખાઈ, રવાના થવા માટે રજા માંગી કે, ઓ ભાઈઓ, હવે મને અવાજ આપતા પાહાડ તરફ જવુંછે. ઘણાક મહીના થયા હું તેની ખોલને માટે નીકલ્યોછું, પણ હજી મને કંઈ પત્તો મલ્યો નથી. તેઓએ કહયું કે, ઓ માણસ, હીંયાંથી તે પાહાડ ઘણો નજદીક છે. એક મહીના પછી તું એક શેહરમાં જઈ પુગશે, તે શેહેરમાં એ પાહાડ છે. પછી તેઓ તેની સઘળી હકીકતનું હાતમની આગળ બ્યાન કરી બોલ્યા કે આગળ જતાં તને બે રસ્તા મળશે. ડાબા હાથ તરફનો રસ્તો છોડી તું જમણા હાથને રસ્તે જજે. હાતમ ત્યાંથી રૂખશત થયો. જતાં જતાં પેલા બે રસ્તા આગળ આવી લાગ્યો,

અને જમણી તરફને રસ્તે જવાને બદલે ભુલથી ડાબી તરફ ચાલ્યો. ચાર દહાડા પછી તે એક મોટાં જંગલમાં આવી પુગયો, જ્યાં જતાંજ સઘળાં ફાડીખાનારાં જાનવરો, હાથ્થી, વાઘ, વરૂ, શીંહ, ઈત્યાદીને પોતાની તરફ દોડતાં દીઠાં. હાતમ ઘણોજ ગભરાઈ એક બુલંદ ઝાડ ઉપર ચઢી ગયો. નજર કરીને બરોબર જોયછે તો એક મોટી દરામણી બલા દોડતી દીઠી. તેણે વીચાર્યું કે આએ ભયંકર બલાનો ધાસ્તીથીજ આવાં દેહેશતનાં ભરેલાં જાનવરો પણ નહાશી જાયછે. પોતાનાં મનમાં વીચાર કરવા લાગ્યો કે, એ હાતમ જ્યારે આવાં બીહામણા અને ઘાટકી જાણવરો આ બલાને જોઇ નહાશી જાયછે ત્યારે તું કેમ બચશે. પછી પોતાના હાથમાં ખંજર રાખીને બેઠો. હવે તે જાનવર પણ પોતાના મોંહમાંથી આતશના ભડકા કહાડતું તે ઝાડ તળે આવીને ઉભું, ને એક બાજુએથી બીજી બાજુએ કુડવા લાગ્યું. એટલામાં હાતમ તેની નજરે પડયો. તરતજ તેણે હાતમ તરફ કુડકો માર્યો. જો તે ખબરદાર નહીં રહયો હતે તો તે જાનવર તેના ચુરેચુરા કરી નાખતે પણ તેણે ખબરદારીથી ખંજરે તેના બંને હાથ કાપી નાખ્યા. આથી તે જાનવર એટલું તો ચીરડાઈ ગયું કે, હાતમ ઉપર ફરીથી તડાપ મારી, તેવુજ ખંજરથી તે જાનવરનું પેટ તેણે ચીરી નાખ્યું. તે જાનવર જમીનપર પડયું કે, સઘળું જંગલ સલગી ગયું. હાતમ જે ઝાડ ઉપર બેઠો હતો તે ઘણુંજ શુકું હોવાથી તે પણ સલગી ગયું. હાતમે તરતજ કુડકો માર્યો અને પેલો મોહોરો પોતાના મોંહમાં મુકયો. જ્યારે આગ નરમ પડી ત્યારે હાતમ પોતાના ખંજરથી તેના ચારે દાંત જે ખંજર જેટલા મોટા હતા તે, તેમજ તેનાં નખ જે નજદીક નવ ઈંચ જેટલાં લાંબાં હતાં તે કાપી લઈ ત્યાંથી ચાલતો થયો. જ્યારે એક શેહેર આગળ આવ્યો ત્યારે જોયું તો તે ઘણુંજ આબાદી ભરેલું દીઠું. મોટી મોટી ઈમારતો તે સાથે વળી બાગબગીચા પણ પુશકળ હતા. જ્યારે અંદર ગયો ત્યારે કોઇપણ આદમીને તેણે દીઠું નહીં. બજારમાં સઘળી દુકાણો દરેક જોઈતી ચીજોથી ભરેલી હતી. તે પોતાના મનમાં વીચાર કરવા લાગયો કે, કોઇપણ બલા આ શેહેરને ખરાબ કરતી હશે. જ્યારે હાતમ વધારે આગળ ચાલ્યો ત્યારે એક કીલાની અંદર તે શેહેરના

પાદશાહાને પોતાનાં કુટુંબ સહીત દીઠો. તે પાદશાહ કીલાની બારીમાં-થી હાતમને જોઈ, તેને પોકારીને કહેવા લાગ્યો કે, ઓ મુસાફર, જલદી તું અંદર આવ, નહીં તો તારો પ્યારો જાન ખોહી દેશે. હાતમે તેને પુછ્યું કે, તમો સઘળા કોણની ધાસતીથી અંદર ભરાઈ રહયા છો ? તેણે કહયું કે, ઓ જવાન, પેહેલાં તું અંદર આવ, પછી મને જે સવાલ પુછવો હોય તે પુછજે. પણ હાતમ ઘણો બજીદ થયો એટલે તે કેહેવા લાગ્યો કે, આ ઠેકાણે એક અતી ઘણી મોટી બલા આવેછે, જે શેહેરના તમામ માણસોનો નાશ કરેછે. તેનું શરીર મોટા સુસવાતના જેવુંછે, અને ખંજર જેવા તીણા ચાર દાંત તેના મોંહમાંથી બહાર નીકળી આવેલાછે. અગરજો ફકત તેનાં નખની અણી કોઈ માણસને લાગે તો તે માણસ પાણી પણ પીવા ઉભો રહે નહીં. તે પોતાનાં મોંહમાંથી આતશ કહાડે છે, જે નીકળતાંજ તેની સામેની સઘળી ચીજો પથર યા લોખન પણ બળીને ખાખ થઈ જાયછે. દોડવામાં તે બલાની બરોબર આ દુનીઆમાં કોઈપણ જાનવર હશે નહીં. વીજલી કરતાં પણ સરસ ચાલનું છે. હાતમે કહયું કે તમો સઘળા ધીરજ ધરો, તે જાનવરને મેં મારયુંછે. હીંયાંથી થોડેક દુરનાં જંગલમાં મેં તેને જોયું અને ખોદાની મદદથી મેં તેને જોઈતે ફેંજે પુગાડયુંછે. જુઓ આ તેનાં દાંત અને નખ હું મારો સાથ એક નવાઈ જેવી ચીજ તરીકે લાવ્યોછું, એમ કહી તે દેખાડયું. તેઓ સઘળા હેઠે આવો હાતમને પગે પડ્યાં. તે પાહાદશાહે હાતમ સાથ ઘણીજ માયાથી બગળગીરી કરી કહયું કે, ઓ હીંમતવાન ખુબસુરત જવાન, તું હવેથી મારાજ શેહેરમાં રેહે, હું તને મારી છોકરી સાથે પરણાવા ઇચ્છુંછું. તું હીંયાં રહી હમેશાં તેની સાથ એશઆરામમાં મશગુલ રેહે. પણ હાતમે તે કબુલ કીધું નહીં, અને ત્યાંથી જવાની પોતાની ખુશી દેખાડી. પછી પેલા પાહાદશાહે પોતાનાં સઘળાં માણસોને બોલાવ્યાં, અને હાતમ ત્યાં થોડા દીવસ મેમાંન રહી પેલા પાહાડ તરફ જવા નીકળ્યો. તે પાહાદશાહે હાતમને સીધો રસ્તો દેખાડવા માટે પોતાના માણસોને તેની સાથ મોકલાવ્યા. હાતમ તેઓની મદદથી સીધે રસ્તે નીકળી ચાલ્યો. દશ દહાડા પછી એક મોટાં શેહેરમાં જઈ લાગ્યો. શેહેરનાં લોકો તેને પોતાના હાકેમ પાસ લઈ ગયા. હાકેમે બાઆબરૂ સાથ

હાતમને પોતાની પાસે બેસાડયો, પછી પોતાના શેહેરમાં ગમન કરવાનું કારણ પુછયું, કારણકે તે શેહેરમાં તે વખત સુધી કોઈ દહાડે પણ કોઈ પારકો માણસ મુસાફર તરીકે આવ્યો હતો નહીં. તેણે મુનીરશામી અને હોશનબાનુનો આખો કીસ્સો તેની આગળ વીગતવાર કહયો. પછી હાકેમે તેને કહયું કે, ઓ શુરા પુરૂશ, હકીકતથી તે અવાજ આપતા પાહાડનું બયાન ખરેખરૂં માલમ પડતું નથી. જો તું આ શેહેરમાં થોડો વખત સુધી રહે તો તેની કેફીએતથી થોડો ઘણો તું વાકેફ થશે. પછી તેણે હાતમને તે પાહાડ દેખાડ્યો કે, જે પાહાડ પોતાની ટોચ આસમાન સાથે લગાડી રહયો હતો. પછી તે ત્યાં રહયો, અને એક દીવશે કેટલાંક માણસો સંગાથે બેશી વાત કરતો હતો, એટલાંમાં તે પાહાડમાંથી એક અવાજ આવ્યો કે, ઓ હમીર બીન હારેસ. એકાએક તે નામનો એક ખુબસુરત જવાન તેઓની સાથે બેઠેલો હતો તે બોલતો બંધ પડી ગયો, અને યાહી યાહી કરતો ઉઠી, પાહાડ તરફનો રસ્તો ધરયો. તેનાં કબીલાનાં માણસને ખબર કીધો કે, હમીરને બોલાવવામાં આવ્યોછે. તેનાં સગાંવહાલાંઓ સઘળાં તે પાહાડ તરફ દોડયાં, અને જોયું તો તેનો ચેહેરો હીંગલા જેવો રાતો થઈ ગયોછે. સઘળાઓ તેની આસપાસ ફરી વાલ્યા પણ તે તો પાહાડની તરફજ દોડયા કીધો. હાતમે પુછયું કે, ઓ વાહાલાઓ આ માણસને શું થયું છે, કંઈ દેવાનો તો નથીબની ગયો? શામાટે કોઈ સાથ એક હરફ પણ બોલતો નથી? તે માણસોએ કહયું કે એ વીશે હમને કંઈ ખબર પડતી નથી, હમો કંઈ જાણતા પણ નથી. પેલો હમીર જાયછે તેને જઈને પુછ. હાતમે દોડતાં દોડતાં હાથ ધરીને તેને ઉભો રાખ્યો ને પુછયું કે, તું કયાં જાયછે? દોસ્તીનો એ તરીકો નથી કે તું હમારી સાથ કંઈ વાતચીત પણ નહીં કરે. એક વખત માલમ તો પડે કે તુંને કોણ બોલાવે છે? અને તું હમને છોડી કયાં જાય છે? જો તું મને કેહે તો હું પણ તારો શોબતી થાઉં. હાતમે ઘણું પણ કીધું પણ તેણે કંઈ જવાબ આપ્યો નહીં, અને પોતાનો હાથ જોરથી છુટો કરી પવનની માફક દોડી પાહાડ નજદીક આવી પુગ્યો. જયારે તે અરધો ઉપર ગયો, ત્યારે નજરથી અલોપ થઈ ગયો. હાતમે જોવાની ઘણી પણ તજવીજ કીધી, પણ તેને કંઈ દેખાયો નહીં. પછી સઘળા

લોકોને તે પાછો આવી મલ્યો. તેઓએ ત્રણ વખત પોતાનું માથું પાહાડ ઉપર મુકી પોતાનાં શેહેરમાં આવી કશી રીતનો ગમ તેને માટે કીધો નહીં, પણ ઘણોએક ખોરાક પકાવીને ફકીરોને વેંહેંચી હશો ખુશીમાં દીન ગુજારવા લાગ્યા. હાતમે કહ્યું કે, ઓ ભાઈઓ, તમને કંઈ માલમ પડયું કે એને શું થયું? તેઓએ કહ્યું કે, તું પણ હમારી સાથ આવેલો હતો. જેટલું તેં જોયું તેટલું હમોએ પણ જોયું. તે જુવાન માણસને માટે હાતમની આંખમાં પાણી આવ્યાં, પણ પેલા માણસોએ તેને કહ્યું કે, ઓ વાહાલા દોસ્ત, હમારા મુલકમાં એવો રેવાજ છે કે કોઈને માટે પણ કશી રીતનો ગમ કરવો નહીં, અને આંખમાંથી એક પણ આંશું પાડવું નહીં. અગરજો તું હમારા શેહેરમાં રેહેના ઈચ્છતો હોય તો હમારી માફકજ ચાલજે નહીં તો કે તને શેહેરમાંથી બહાર જવું પડશે. હાતમે પોતાનાં આંશું લુછી નાખ્યાં, પણ તે જવાનને માટે ઘણો અંદેશો કરવા લાગ્યો. એક જણે તેને કહ્યું કે, ભાઈ તું શું કરવા ગમગીન થાય છે? અવાજ આપતા પાહાડ વીશે તું જે ખબર મેલવવા આવ્યોછે તે એજ છે. તે બોલ્યો કે એ તો ફકત બહારની ખબર છે, પણ અંદર શું છે તે મારે જાણવુંછે, કારણ કે જો હોશનબાનું તે વીશેની બરોબર ખબર પુછે તો હું તેણીને શું જવાબ દેઉં. હવે હાતમે છ મહીનામાં અગીઆર જણાને એજ પ્રમાણે બોલાવેલા જોયા. એવું બન્યું કે, હાતમને હામ નામના એક માણસની સાથે દોસતી પડી, તે એટલે સુધી કે, રાત અને દહાડો તે તેની સોબતમાંજ ગુજારતો. એક દીવસે તેઓ બેસી કંઈ ખુશ વાતચીત કરતા હતા કે, એકાએક અવાજ આવ્યો કે, ઓ હામ, બીન સામ, બીન સુરોમ, આ અવાજ સાંભલતાંજ હામ ઉઠયો, અને "યાહક" એ શબ્દો બોલી પાહડની તરફ દોડતો ચાલ્યો. તેના ખેસાવંદોને ખબર પડી કે, હામને માટે તલપ થઈછે. હાતમે જાણ્યું કે, એ પણ એજ રીતે જશે તેથી એવો વીચાર કીધો કે, કોઈપણ પ્રકારે આ માણસ સાથ જવું. કારણકે એકવાર એ પાહાડ ઉપર જઈ એ તલેશમાત જોઈ આવવો જોઈએ. પછી તરતજ હાતમે દોડતાં જઈ હામનો હાથ પકડયો અને બોલ્યો કે, ઓ ભાઈ, કયાં જવાનો ઈરાદો રાખેછે? અને તને કોણ બોલાવેછે? તેણે આ સવાલનો જવાબ કંઈજ

આપ્યો નહીં. હાતમે કહ્યું કે, ઓ પ્યારા, દોસ્તીની એ રીત નથી. આટલા દીવસ સુધી તું મારી સોબતમાં ઘણોજ મગન રહ્યો, અને જ્યારે તારી અને માહારી વચ્ચે મોહાબ્બત વધી ત્યારે તું મને એકલો છોડી ચાલી જાયછે? કહે કે તને આ પ્રમાણે કોણ ખેંચી લેએછે? પણ તેને કંઇજ જવાબ આપ્યા વગર પોતાનો હાથ હાતમના હાથમાંથી છોડાવા માટે એટલા જોરથી તાન્યો કે તે છુટો પડી ગયો, અને હાતમ જમીનપર પડયો, પણ તે તો પાહાડ તરફ ચાલ્યાજ કીધો. હાતમ તરતજ ઉઠી લાગલોજ તેની પુઠે મંડયો. જેવો તે પાહાડ ઉપર ચહડવા જાય છે કે, તરતજ કુદીને પોતાના બંને હાથ તેની કમરની આસપાસ એટલા તો જોરથી વીંટાળી લીધા કે, તેનાથી બીલકુલ છોડી શકાયા નહી, અને હાતમ અ-ફડાતો ઝીકાતો તેની સાથે પાહાડને મથાલે પોંહોંચ્યો, પણ પોતાના હાથ તેની કમરમાંથી છોડયા નહીં. જ્યારે તેઓ મથાલેથી ચાલવા લા-ગયા ત્યારે તેઓને એક બારી દેખાઈ તેમાંથી તે જવાન તેમજ હાતમ પસાર થયા. જ્યારે હેઠલ ઉભેલા માણસોની નજરથી તેઓ દુર થયા ત્યારે તેઓ પોતાનાં શેહેરમાં પાછા આવી, હાતમને માટે ઘણો અફ-સોસ કરવા લાગયા. પછી તેઓએ પોતાના હાકેમને ખબર કીધી કે, તે મુસાફર પણ હામની સાથે ગયોછે. તેણે પોતાના માણસોને ઘણા ગુસ્સામાં આવી કહયું કે ઓ નાદાનો અત્યાર સુધી આ પાહાડ ઉપર વગર બોલાવે કોઈપણ આદમી ગયો નથી, અને હવે એ નાહક મારયો જશે ત્યારે એનાં મોતનો ગુનાહ કોણને સર રેહેશે? તેઓએ તેને ઘ-ણીજ નમનતાઈથી કહયું કે, ઓ સરફરાજ હાકેમ, અમોએ તેને ઘણો પણ સમજાવ્યો, પણ તે સમજ્યો નહીં, અને બોલ્યો કે, એ મારો જાની દોસત છે, હું એને છોડી કેવી રીતે આવું. જેવા તેના હાલ છે તેવાજ મારા પણ હાલ થશે. તે હાકેમે જવાબ દીધો કે, તમો સઘળાને હું ભારે દંદ કરૂંછું, તે તમો નહીં આપો ત્યાં સુધી તમારે બંદીખાને રહેવું. તેઓએ દંડ આપી પોતાનો છુટકારો કીધો. પછી પોતાની ચાલ પ્રમાણે જમન પકાવીને ફકીરોને વેહેંચી, હાતમને માટે ઘણાજ દલગીર થયા, પણ જ્યારે તેઓને દંડની વાત યાદ આવતી ત્યારે તેની ઉપર ઘણાજ ગુસ્સે થતા. હવે હાતમ તો પેલી બારીમાંથી તે જવા-

નની પુઠે ગયો અને એકાએક એક ઘણા બોહોળાં મેદાનમાં આવી પોંહોંચ્યો. તે મેદાન જ્યાં સુધી નજર જાય ત્યાં સુધી લીલોતરીથી ભરપુર દેખાયું, કે ગોયા આખું મેદાન બીલીઆનના લીલાં પાણાથી ભરેલું હોય. તે જવાન ત્યાં ગયો, અને થોડીએક જગા જે લીલોતરીથી ખાલી હતી તે જગાપર ચતોપાત પડ્યો, તેના હાથ પગ બંધઇ ગયા, અને તેનો ચેહેરો ફીકો પડી ગયો. તેનું તન જીવથી ખાલી થઈ ગયું. હાતમે જાણ્યું કે, હવે એ મરી ગયો, તેથી તેને ઘણું રડવું આવ્યું. એટલામાં જમીન તડાક દેઇને ફાટી અને પેલો માણસ તેની અંદર ગરક થઈ ગયો, અને તરતજ પેલો જમીનનો કકડો ઉપર નીકળી આવી તેની ઉપર લીલોતરી ઉગી નીકળી. હાતમે જાણ્યું કે અવાજ આપતા પાહાડની ખબર એજ હશે. પછી પેલાં શેહેર તરફ જવા નીકલ્યો. આખો દહાડો ચાલ્યો પણ પેલો પાહાડ ક્યાં છે, શેહેર ક્યાં છે, અને પેલી બારી ક્યાં છે તે કંઈ તેને માલમ પડ્યું નહીં. એજ પ્રમાણે સાત દહાડા અને રાત સુધી ભુખો અને તરસો ચાલ્યા કીધો, અને ઠાકથી અધમુવો જેવો થઈ ગયો. પોતાના મનમાં વીચારવા લાગયો કે, હું હીંયાં વગર મોતે મરૂંછું. એકાએક એક દરીઓ તેણે દીઠો. જેના મોજા એટલા તો જોરથી વેહેતા હતા કે, પાણીના છાંટા આસમાન સુધી ઊંચે ઉડતા હતા. તે દરીઆનો છેડો તો કંઈ દેખાતોજ નહીં હતો. જ્યારે તેને કીનારે આવી પોંહોંચ્યો ત્યારે તે દરીઓ તરી પાર કેમ જવાશે તેનો વીચાર કરવા ઉભો તેટળાં એકાએક એક મછવો તેની નજરે પડયો. તેણે જાણ્યું કે, કોઈ મછવાવાલો મને જોઈ મારી તરફ લાવતો હશે. જ્યારે તે મછવો તેની નજદીક આવ્યો ત્યારે તો કોઈ મછવાવાલાને અંદર નહીં જોઇને ઘણો તાજ્જુબ થયો, અને ખોદા તરફ મોંહ ફેરવી કુરનેશ બજા લાવીને મછવામાં ચહડી બેઠો. બે નાન અને ભુજેલી માછલી ગરમા-ગરમ મછવામાં દીઠી. હાતમ ઘણો ભુખયો હતો એટલે તે ખાવાનો વીચાર કીધો, પણ પારકા ધણીનો માલ તેની રજા વગર લેવો, એ હાત-મને દુરૂશત નહીં લાગ્યાથી પાછો હાથ ખેંચયો. એવામાં એક મોટી માછલી દરીઆમાંથી બહાર આવી, હાતમને તે ખાવા કહી, પાછી અંદર જતી રહી. હાતમે ખોદાને યાદ કરી તે ખાણું ખાધું. પછી પવન

જોરમાં નીકલ્યાથી ત્રણ દહાડામાં હાતમને કીનારો દેખાયો. હાતમ કીનારે ઉતરી શેહેર તરફનો રસતો ધુંડવા લાગયો. કેટલાએક દહાડા સુધી એમજ ફરયો પણ તે જંગલમાં ઝાડનું ઠુંઠું સરખું પણ હાતમની નજરે પડયું નહીં. આખરે એક મોટો પાહાડ દેખાયો, જેના પથરામાંથી લોહી વેહેતું જણાયું. હાતમે આ જોઈ ઘણો હેરાન રહી, આ બીનાથી વાકેફ થવાનો ઈરાદો કીધો. પછી ઉપર ચહડયો. જ્યારે છેક મથાલે આવ્યો ત્યારે એક મોટું મેદાન દેખાયું, જેની જમીન તદન રાતી હતી. પક્ષીઓ પણ સઘળાં રાતાં પીછાંનાં ઉડતાં હતાં. આ જોઈ હાતમ પોતાની ભુખ અને તરસ ભુલી ગયો, અને કેટલાએક માઇલ ચાલ્યો ત્યારે તમામ લોહીથી ભરેલો એક જબરદશત દરીઓ તેણે જોયો. જેના મોજાના અવાજ કાનને બેહરા કરી નાખતા હતા. દરીઆની અંદર માથાંના બાલ કરતાં પણ વધારે કાલા રંગના મગરમછો તરતા જણાતા હતા. રસતો મેલવવાના ઈરાદાથી આખો દીવસ સુધી તે દરીઆને કીનારે કીનારે ચાલ્યા કીધો પણ રસતાનો પત્તો કેહેથી લાગયો નહીં. એ પ્રમાણે એક મહીના સુધી ચાલ્યા કીધો, પણ માછલીનો શેકાર કરી ખાવા શીવાએ હાતમને બીજો કોઈ પણ રીતનો ફાયદો થયો નહીં. પોતાનાં દીલમાં ઘણોજ અંદેશો કરવા લાગયો કે, અગરજો આ ઠેકાણે એજ રીતે હું દશ વરસ સુધી ચાલ્યા કરોશ તોપણ મારી માગેલી મોરાદ હાંસેલ થવાની નથી. ઘણું અજાએબ જેવું છે કે, બરઝખ સોદાગરની છોકરી હોશનબાનુએ આવી માહાભરત વાતો કયાંથી સાંભલી હશે? આવી ફીકરમાં હતો એટલામાં એક મછવો આવતો જણાયો. હાતમ જ્યારે તે પાસે આવ્યો ત્યારે તે ઉપર ચહડી બેઠો, તેમાં મુકેલી વસતુઓ ખાઈ રહયો ત્યારે વીજલીની માફક મછવાની ચાલ શરૂ થઈ. જ્યારે અધવચ દરીએ આવી પુગયો ત્યારે દરીઆના મોજા આતશના સોલાની માફક ઉડવા લાગયા. આખરે દરીઆની ઘણીએક મુશીબતો ખમ્યા પછી તે કીનારે પુગો, તોપણ લોહીનો દરીઓ તદન ચાલુજ રહયો. પછી મછવો અને ખોરાક કોણે મોકલાવયો તેના વીચારમાં કદમ આગળ ધરયાં. દુરથી કંઈ સફેદ જેવું તેની નજરે પડયું, તે દરીઆના મોજા ઊંચે ઉછળતા હતા. જાણે ખોદાએ રૂપાંનો પા-

હાડ બનાવયો હોય એવું હાતમને લાગયું. અંતે તે દરીઆની નજદીક આવી પોંહોંચ્યો. તેના પાણી રૂપાંની માફક ચલ ચલ થતાં હતાં. તરસ ઘણી લાગયાથી હાતમે પાણી પીવાનો વીચાર કીધો. પોતાનો ડાબો હાથ પાણીની અંદર બોલી થોડુંક પાણી હાથમાં લઈ જોયું, તો તે પાણી હોય એમ જણાયું નહીં, પણ પીગલેલું રૂપું હોય એમ ખુલ્લું માલમ પડયું. પાછું તે પાણી દરીઆમાં નાખી દીધું, તો પોતાનો હાથ રૂપાં જેવો થઈ ગયલો જોયો, તેનું વજન પણ ઘણુંજ વધી ગયું. હાતમે ખોદાના શુકરના બજા કીધા, અને બોલ્યો કે, આજ મને તે પરવરદેગારે ઘણી સારી બુધી શીખાડી, કારણકે જો હું આ દરીઆમાં નાહાવાને માટે ઉતરયો હોત, તો મારૂં આખું બદન રૂપાનું થઈ જાત. એકાએક આગળની માફક તેની નજરે એક મછવો પડયો, જે ઉપર સવાર થઇ તેણે સફર કરવા માંડી. અગીઆર દહાડા પછી કીનારે પોંહોંચ્યો. પછી ચાલતાં ચાલતાં એક બુલદ પાહાડ જોયો. તે ફીકર કરવા લાગયો કે, આ પ્રમાણે દરીઆને પાહાડો આવ્યા કરશે તો મારી આખી ઉમર અટવઈ જશે પણ હું શાહાઆબાદ તરફ પોંહોંચવાનો નથી. હવે તે પાહાડ એક મહીને પુરો કીધો. જેમ જેમ નજદીક આવતો ગયો તેમ તેમ રાતા, સફેદ અને લીલા જીના જીના પથરા હાતમની નજરે પડતા ગયા. પછી જ્યારે ઘણો આગળ પોંહોંચયો ત્યારે માણેક અને બીલીઆનના કટકા જોયા. હાતમે દરેક જાતના પથરા ઉંચકી પોતાના ખીશામાં નાખ્યા. આગળ ચાલતાં વધારે કીંમતી પથરા જણાયા. હાતમે પેલા લીધેલા પથરા નાખી દીધા, અને તે કરતાં મોટા લેઈ પોતાની કંમરે બાંધી વીચારયું કે, જો આ પથરાને હું મારા શેહેરમાં લઈ જઈશ તો કોઈ પણ ઝવેરી એની કીંમત કરી શકશે નહીં, કારણકે તે શેહેરમાં કોઇએ આવા હીરા, માણેક, કદી જોયાં પણ હશે નહીં. ચાલતાં ચાલતાં તેના ભારથી ઘણો થાકી ગયાથી એક ઠેકાણે બેસી કેટલાએક લાલ, ઝમરૂદ તથા માણેક જે બધાંથી મોટાં હતાં તે રાખી બાકીનાં નાખી દીધાં. પછી પાછું ચાલતાં એક પાણીના ચશમા આગળ આવી પોંહોંચ્યો. ત્યાં હાથ મોંહ ધોયું. ડાબા હાથને તે ચસમાનું પાણી લાગ્યું ત્યારે તે અસલ હતો તેવો થઈ ગયો. ફકત તેનાં

નખજ રૂપાંના રહયાં. પછી ખોદાની બંદગી કરી, રાતના તેનાજ કીનારાપર સુતો. એકાએક પાણીમાંથી બે આદમી પેદા થયાં, જેઓનું માથું આદમીના જેવું, પગ હાથીના જેવા, નખ વાઘનાં જેવાં, અને રંગ કાલો હતો. હાતમ બીહને ઉઠયો, અને વીચારવા લાગ્યો કે, અગરજો હું નાહાશી જાઉછું તો મને ઘણી હીનપસતી લાગશે, માટે મારાં તકદીરમાં જેકંઈ હોય તે ધીરજથી ખમવું જોઈએ. તીરકમાન લઈ એક તીર તેઓની તરફ ફેંકયો. તે બંને આદમીઓએ તે તીર પોતાના હાથમાં ધરી બુમ પાડી કે, ઓ હાતમ, પોતાના જાનની બીકથી તું તીર શું કામ મારેછે? હમો પણ જે ખોદાએ તુંને બનાવયો છે તેનાજ પેદા કીધેલાં પ્રાણી છઈએ. હમે તુંને દુઃખ દેવા માટે આવ્યાં નથી. હાતમ કમાન પોતાના હાથમાંથી ફેંકી દઈ, માથું નીચું કરી બેશી જઈ મનમાં કહેવા લાગ્યો કે, એ લોકોને મારી સાથ શું કામ હશે? મારો એક તીર તો એ લોકોએ ધરી લીધો, હવે બીજો તીર એ લોકોને કેમ કરી લાગશે? તેઓ બંને હાતમની નજદીક આવી કહેવા લાગ્યા કે, ઓ હાતમ, તને ઘટારત નથી કે, આ ઝવેર ઉપર તું લોભ કરે. અગરજો એ ઝવેર તું પાસે રાખશે તો તારૂં કામ સફળ થશે નહીં. હાતમે કહયું કે, મેં કહયા શખસ આગળથી ઝરઝવેર લીધું? તેઓએ કહયું કે, તેં હમણાંજ પેલાં જંગલમાંથી ઝવાહેરના કટકા ઉચકી લીધાછે, જે હાલ પણ તારી પાસે મોજુદ છે. હાતમે કહયું કે, મેં તે લીધાં છે ખરાં, પણ તેમાં તમને શું છે? તેઓએ કહયું કે, આ ઝવાહેર ખોદાએ બીજી ખલકતને માટે મોજુદ રાખ્યાં છે. તેણે કહયું કે, તે ખલકત આદમજાતથી ઉતમ છે? તેઓએ કહયું કે, આદમજાતથી ઉતમ કોઈ પણ પ્રાંણી નથી પણ આ ખજાનો પરીઓને માટે પરવરદેગારે એકઠો કીધોછે. હાતમે કહયું કે, હું કઈ સધળો ખજાનો મારી સાથ લાવ્યો નથી, પણ મારા હમજાતીઓને દેખાડવા માટે થોડાક બેમુલા પથરા મેં લીધાછે, જે તેઓ જોઈ ખોદાની અપાર શકતીનો વીચાર કરે. તેઓએ કહયું કે, જો તું તારા શેહેરમાં સલામત જવા ઈચ્છતો હોય તો જે ઝવાહેર તેં લીધું છે તે નાખી દે. હાતમ તે નાખી દેઈ બોલ્યો કે, ઓ પ્યારાઓ ઘણી અફશોસની વાત છે કે, આટલે દુરથી આટલી મેહેનત ખેંચી હું જે

ઝવાહેર લઈ આવ્યોછું, તે તમે મારી ઉપર આટલો જુલમ કરી નખાવી દીધાંછે, તે હું કંઈ કોઈના ઘરમાંથી ચોરી લાવ્યો નથી. તેઓ બોલ્યા કે તું રસતામાંથી ઉચકીને લાવ્યો, માટે તે મતા તારી થઈ એમ કહેવાય નહીં, કારણકે આ દુનયામાં જેટલી ચીજો દીઠામાં આવેછે, તે સઘળીઓનો માલેક તો હોવોજ જોઈએ. હાતમ આ સાંભળી ચુપ રહયો. પેલા બે જનાઓએ સૌથી સરસ એક લાલ, એક માણેક અને એક હીરો, એ ત્રણ ચીજો હાતમને આપી, કહયું કે, આ ત્રણ ઝવાહેર તારા હમજાતીઓને દેખાડવા માટે બસછે. હાતમ તે લઈ તેઓને આજેજી કરી પુછવા લાગ્યો કે, ઓ ખોદાના બંદાઓ, મારા મુલક તરફ જવાનો રસતો કયો છે? તેઓએ હાતમને રસ્તાની નીશાણી આપી, કહયું કે, આગલ ચાલતાં સોનાનો એક દરીઓ આવશે, તે પછી આતસનો એક બીજો દરીયો તને મલશે. તે બે દરીયા તું પસાર કરશે તો તારા મુલકમાં સહીસલામત જશે. એટલું કહી તેઓ હાતમથી જુદા થઈ પાણીની અંદર ગેબ થઈ ગયા. હાતમે તમામ રાત ખોદાની યાદમાં ગુજારી સહવારનાં પોહોરમાં પોતાનું તન પાક કરી ચાલવા માંડયું. થોડા દીવસ પછી તેની નજરે પાણીની એક નદી આવી. હાતમે ખુશી થઈ, પયાસો હતો તેથી પાણી પીવાનો વીચાર કીધો. જયારે કીનારે પોંહોચ્યો ત્યારે મરઘીનાં ઈંડાં જેટલાં મોતી તેણે દીઠાં, કે જેમાંનું ફકત એકજ મોતી પાદશાહોનો પાદશાહી લેવાને માટે બસ હતું. હાતમનું દીલ તે લેવાને માટે લલચાયું ખરૂં, પણ પેલાં બે માણસોની શીખામણ યાદ આવી તેથી પોતાનો હાથ પાછો ખેંચી કીનારે બેશીને પાણી ચાખ્યું. તે પાણી મધ કરતાં મીઠું, ને દુધ કરતાં પણ સફેદ હતું. તેણે વીચારયું કે, અગરજો આવું પાણી શેહેરોની અંદર હોયતો એ પાણીની કીંમત આપવાને પણ કોઈની હીંમત થાય નહીં. જયારે આગળ ગયો ત્યારે તેને રેશની જેવું કંઈ દેખાયું. નજદીક ગયો તો સોનાનો પાહાડ આસમાન સુધી પોંહોંચેલોછે એવું તેણે જોયું. તે પાહાડ ઉપર ચહડવા લાગ્યો ને સઘળાં ઝાડો પણ સોનાના જોઈને ઘણોજ ખુશી થયો. ત્રણ દીવસ સુધી પાહાડ ઉપર ચાલ્યા કીધો, આખરે એક મોટાં મેદાનમાં આવી લાગ્યો, જેની જમીન પણ તદન સોનાનીજ હતી.

જયારે તેણે પોતાનાં પગલાં આગળ ભરયાં ત્યારે એક સોનાનો મેહેલ તેની નજરે પડયો. દરવાજો ઉંઘાડી જ્યારે અંદર ગયો ત્યારે એક મોટો બાગ દીઠો જેની અંદરના ઝાડો ઉપર સોનેરી ફળો લાગેલાં હતાં. હાતમે તેમાંથી થોડાંક ખાધાં, અને ત્યાંજ એક હોજ હતી તેમાંથી પાણી પીધું. તે હોજની ઉપર તમામ ઝવાહેરોનો સંગાર કીધેલો હતો. હાતમે વીચારયું કે, આ જગાના માલેકને માટે હું કોણને પુછું? એનો ધણી કોઈ જીન અથવા પરી સીવાય બીજો હશે નહીં. એટલામાં કેટલીક પરીઓ આવી અને હાતમને ત્યાં બેઠેલો દીઠો. તેઓની ખુબસુરતી જોઈ હાતમને મલેકા ઝરરીનપુશ તુરત યાદ આવી. પછી તેઓને પુછયું કે, તમો કોણ છો? અને આ મેહેલમાં કયો પાદશાહા અમલ ચલાવેછે? તેઓએ કહ્યું કે, આ મેહેલ, પરી નુશલબનો છે, જે હમણાં હમારી પાછળ આવેછે. એટલામાં તે પરી આવી પુગી, અને હાતમ તેને જોતાંજ બેહોશ થઈ ગયો. પછી તે પરીએ ગોલાબ છાંટવાને માટે પોતાની દાશીઓને હોકમ કીધો. તેઓએ તે પ્રમાણે કરી હાતમને હુશીઆર કીધો. પરી નુશબલ તખત ઉપર બેઠી, અને હાતમને પણ એક સોનાની જડાવદાર ખુરશી ઉપર બેસાડયો, અને તેને ત્યાં આવવાનું કારણ પુછયું. પોતા ઉપરની સઘળી હકીકત હાતમે બ્યાન કીધી. પછી તેણે તે પરીને પુછયું કે, આ પાહાડનું નામ શું છે? પરીએ જવાબ દીધો કે, એને સોનાનો પાહાડ કહેછે, અને આ મકાનને અજલસલનો મકાન કહેછે, અને અહીંઆં શેહેપાલ પાદશાહા રાજય કરેછે. હું તેની છોકરીની એક દાસી છું, અને એક અઠવાડયાં પછી તેની છોકરીની ચાકરીમાં હાજર રેહેવાની મારી વારી છે. આ પાહાડ જે તને દેખાયછે તે કેહેકાફની સાથ તાલુકો રખેછે, જે આખી દુનયામાં સઉથી બુલંદ કેહેવાયછે. પછી તેણીએ હાતમને ચાર દહાડા સુધી તે બાગમાં રાખ્યો, અને તરેહ તરેહના મેવા અને પકવાન ખવારી હાતમની ઘણીજ મેહેમાનદારી કીધી. પછી પાંચમે દહાડે ત્યાંથી જવાને હાતમને કહયું. તે ત્યાંથી નીકલ્યો અને જંગલ તરફનો રસ્તો ધરયો. સોલ દહાડા પછી પેલા સોનાના દરીઆ આગલ આવી પોંહોંચ્યો. હાતમ તે પસાર કરવાની ફીકરમાં હતો એવામાં એક મછવો આવ્યો, જે ઉપર સવાર થઈ

ચાલવા માડ્યું. તેની અંદર હલવાથી ભરેલી એક તાસક હતી, જે હાતમે ઉઘાડી અને કેટલાક દહાડાનો ભુખ્યો હતો તેથી તેમાંથી સઘલો હલવો ખાઈ ગયો. પછી એક તરાંબાના કાંસયાવતી દરીઆમાંથી પાણી કહાડ્યું, અને જેવો મોહોડે લગાડવા જાયછે તેવોજ પાછો હટયો. જોયું તો સઘળો કાંસયો સોનાનો થઈ ગયો. મોહડે લગાડતાંજ હાતમના ચાર દાંત સોનાના થઈ ગયા હતા. ચાલીસ દહાડા પછી હાતમ કીનારે પોંહોંચ્યો. ઉતરતાંવારજ પરવરદેગારની ભકતી કીધી, અને થોડોક વાર આરામ લીધા પછી પાછું ચાલવા માડ્યું, કે કોઈએ નહીં જોયલું અથવા નહીં સાંભલેલું એવું કંઈ દીઠું. રસ્તામાં એક રેતીનું જંગલ આવ્યું, જેની રેતી અને ઝીણા કાંકરા આતશની માફક ગરમ માલમ પડયા. થોડુંક ચાલ્યા પછી આગળ જવાની તાકાત રહી નહીં. પછી તેજ ઠેકાણે બેઠો, અને ગરમીથી આખું બદન બલવા લાગયું. પાણીની તરસથી જીવ ઘણોજ બેતાબ થઈ ગયો. મોહોરો મોંમો રાખ્યો તેથી પણ તરસ મતી નહીં, તેથી તે પણ મોંમાંથી પાછો કહાડયો, અને ગરમીથી જમીન ઉપર તમર ખાઈને પડયો. આમતેમ આલોત્યાં મારવા લાગયો તે એટલે સુધી કે, પોતે મરવાની અણી ઉપર છે, એવુ લાગયું. મોંહમાંથી જીભ બહાર કહાડી, એટલામાં પેલા બે માણસો જેઓએ હાતમને ઝવાહેર આપ્યું હતું તેઓ આવ્યા, અને હાતમને ઉંચકીને તેના મોંહમાં પાણી નાખ્યું. હાતમ હુશીઆર થયો, અને આંખ ઉઘાડી પેલાજ બંને પુરૂશોને દીઠા. અને તેઓ તેને બચાવા માટે બરોબર વખતસર આવી પુગયા, માટે તેઓનો ઘણો ઉપકાર માન્યો, અને તેઓ ઉપર ઘણી દુવા વરસાવી. પછી કહી બાજુ તરફ જવું તે પુછયું. તેઓએ કહયું કે આગળ ચાલતાં આતશનો દરીઓ આવશે, જેની હદ હોવાથી તને આટલી ગરમી માલમ પડેછે. રસતો તો એજ છે. ખોદાની ખુદરતથી તું તારા મુલકમાં જઈ પુગશે. રસતો દેખાડવો હમારા હાથમાં નથી, પણ અમો એટલું કરી શકયે કે, આ ગરમી થોડી ઓછી થાય. હાતમે કહયું કે મારા હક્કમાં જેમ ફાયદો થાય તેમ કરો તો મોટી મેહેરબાની. પછી તેઓએ એક મોહોરો કરી હાતમને આપ્યો, અને તેની ખાશીએત એ જણાવી કે, આગળ જે આતશનું જંગલ આવશે ત્યાં એ મોહોરો તારાં મોંહમાં

રાખવાથી ગરમી તને ઓછી માલમ પડશે, અને જ્યારે તે દરીઓ તું પાર કરી જાય ત્યારે તે મોહોરો ત્યાંજ તું નાખી દેજે. હાતમે તે મોહોરો મોટા ઉપકાર સાથે લીધો, અને તેઓથી જુદો થઈ મોંહમાં મોહોરો રાખી ચાલવા માડ્યું. રસતામાં ગરમી એટલી તો સખત માલમ પડી કે, હાતમથી ત્યાં જવાઈ શકાયું નહીં, પણ જવા વગર બીજો ઈલાજ હતો નહીં. હીંમત કરીને ચાલ્યો, અને આતશના દરીઆ આગળ પોંહોંચ્યો. તરણ દહાડા સુધી કીનારે ચાલ્યા કીધો, અને ચોથે દહાડે એક મછવો ત્યાં આવ્યો તેની ઉપર સવાર થઈ ચાલવા માડ્યું. આતશના મોજા એટલા તો જોરથી ઉછળતા હતા કે, હાતમ પોતાની આંખ વીચી અંદર બેશીજ રહયો, અને થોડે થોડે વારે આંખ ઉઘાડતો હતો. જ્યારે અધવચ દરીએ આવ્યો ત્યારે મોજાના જોરથી મછવો ગોળ ફરવા લાગ્યો. હાતમે જાણ્યું કે, હવે હું જરૂર દરીઆમાં ગરક થઈ જઈશ, પણ હાતમની જીંદગી લાંબી હોવાથી તેની ઉપર કશી પરકારનાં દુ:ખની અસર થઈ નહીં. જ્યાં ખોદા મેહેરબાનછે ત્યાં તલવારના યા આગના યા ઝેરના જરબ તદન અશકત માલમ પડેછે. હાતમ કીનારે આવી પોંહોંચ્યો અને આંખ ઉઘાડી જોયું તો નહીં તે દરીઓ કે, નહીં તે આતશ કે નહીં તે મછવો દેખાયો. તેજ જગ્યાએ તેણે તે મોહોરો ફેંકી દીધો, અને ચાલવા માડ્યું. જ્યારે થોડોક આગળ ગયો ત્યારે તેને માલમ પડ્યું કે, હું યમન શેહેરની નજદીકમાં છું. તે ઘણો ખુશી થયો અને ખોદાના શુકરાના બજા લાવી શેહેર તરફ ચાલવા માડ્યું. જ્યારે આગળ પોંહોંચ્યો ત્યારે એક ખેતર તેની નજરે આવ્યું, ત્યાં એક ખેડુત ઉભેલો હતો. હાતમે તે ખેડુતને પુછ્યું કે, ઓ ભાઈ, આ શેહેરનું નામ શું છે? તે હાતમના મોંહ સામું તીકી તીકીને જોવા લાગો, અને કશો ઉતર દીધો નહીં. હાતમે કહયું કે, ભાઈ તું બેહેરો તો નથી? તેણે જવાબ દીધો કે, હું તારા ચેહેરા તરફ એટલામાટે જોઉંછું કે, તું મને અમારા શાહાજાદાના જેવો જણાયછે, જેનું નામ હાતમ હતું. હાતમે તેને પુછ્યું કે, હાતમ કોણછે? અને તું તેને ઓળખે છે? તેણે જવાબ દીધો કે, ઓ જવાન, આ યમનનો મુલક છે, હાતમ એ મુલકનો શાહાજાદો છે, તેના બાપનું નામ તાઇ છે, અને તે આ યમન મુલકનો ધણી છે. હાતમ આજ કેટલુંક

થયું સફર કરેછે, અને નજદીક સાત વરસ થયાં પણ તે વીશે કંઈ ખબર પડી નથી. ફકત એકજ વખત મલેકે ઝરરીનપુશ નામની બાએડી પાસે પોતાની ખબર કેહુવડાવી હતી. તેના માત પીતા અને મુખ્ય કરીને તે મલેકે ઝરરીનપુશ ઘણાંજ ગમમાં ગીરફતાર થયલાંછે. હાતમે કહયું કે, મને હાતમે મોકલાવ્યોછે. તેણે મને કહયું હતું કે, જ્યારે તું યમન પોંહોંચે ત્યારે મારી ખુશ ખબર મારાં માતપીતાને કહેજે. માટે એ ભલા ખેડુત, આટલો મારો નેક સંધેશો તેના ભલાં માતપોતાને તથા મલેકે ઝરરીનપુશને કહેજે કે, હાતમ સરવે પ્રકારે સુખી છે, અને થોડી મુદતમાં તમો આગળ આવી ઉભો રહેશે. પછી તે ખેડુત તેને માટે થોડુંક દુધ લાવ્યો, તે પી હાતમ ત્યાંથી શાહાઆબાદ તરફ રવાના થયો. જ્યારે તે શેહેરમાં આવી પુગ્યો ત્યારે હોશનબાનુના માણસોએ તેને ઓળખયો અને તેને તેણીના મેહેલમાં તેડી ગયા. તેણીએ હાતમને પરદાની પછવાડે બેસાડી સઘળો હેવાલ પુછયો. હાતમે સઘળો હેવાલ ઘણીજ અસરકારક રીતે સમજાવ્યો. તે સાંભલી તે બોલી કે, એ ખરૂ છે. મેં પણ એમજ સાંભલયું છે. પછી તેણીએ કંઈ બીજી નીશાણીઓ માંગી. હાતમે પોતાનો ડાબો હાથ કહાડી દેખડાવ્યો કે, આ આખો હાથ રૂપાંનો થઈ ગયો હતો, પણ ખોદાની બરકતથી પાછો જેવો હતો તેવોજ થયો છે, અને માતર મારાં નખજ રૂપાંનાં રહયાંછે. બીજી નીશાણી સોનાના દરીઆની આપી, અને પોતાના ચાર દાંત જે સોનાના બની ગયા હતા તે દેખડાવ્યા, અને પેલાં સઉથી ઉમદા તરણ ઝવેર હતાં, તે પણ તેની નજરે ધરયાં. આ સાંભલી હોશનબાનું ઘણીજ ખુશી થઈ અને હાતમને એક પાદશાહી સરપાવ ભેટ કીધો, અને ખાણું મંગાવી તેની આગળ મુકયું, પણ તે તેણે ખાધું નહીં અને ત્યાંથી રજા લઈ મેહેમાનસરામાં શાહાજાદા મુનીર સામી આગળ આવ્યો. અને તેને ભેટીને સઘળી વાત કહી સંભલાવી. તેણે પાતાનું માથું હાતમના પગ પર મુકયું. હાતમે કહયું કે, એ પ્યારા, તું એમ શું કામ કરેછે? મેં મારૂં સર ખોદાની રાહ ઉપર ખુલ્લું મુકયુંછે કે, જેને તેની દરકાર હોય તે લેએ. પછી તે તરણ દહાડા ત્યાં આરામ લઈ પાછો હોશનબાનું આગળ આવ્યો અને છઠા સવાલની તલપ કીધી. તે બોલી કે, એ

હાતમ, ઘણીએક રંજ ખેંચી તું આ વખતે ઘણો મોડો આવ્યોછે, અને આટલો ઉતાવલે શા માટે જવા માગેછે? તે બોલ્યો કે, એમાં ઉતાવલ જેવું કઈજ નથી. હવે તું મને જે કેહવાનું હોય, તે કેહે કેમકે મને તે પાર પાડયા વગર આરામ મલનાર નથી. તે બોલી કે, મારી પાસે એક મોતી છે, તેનાજ જેવું એક બીજું મોતી સોધી લાવ કે, જેથી એક જોરો થાય. હાતમે કહયું કે, એકવાર મને તે દેખાડ, હું મારી નજરે જોઉં. પછી તેણીએ તેને દેખાડયું, તે મરઘીનાં ઈંડાં જેટલું મોટું હતું. હાતમે જાણયું કે, એ મોતી હોસનબાનું કંઈ નમુનાને માટે મને આપશે નહીં, તેથી તેના જેટલુંજ મોટું એક નમુના તરીકે બનાવવાને માટે તેણે હોસનબાનુંને ફરમાવ્યું. હોસનબાનુંએ સોનીઓને બોલાવી તેના જેટલુંજ મોટું મોતી સોનાનું કરાવ્યું, અને હાતમને આપ્યું. હાતમ તે લઈ હોસનબાનુની રજા લઈ મુનીરશાનમી આગળ આવ્યો, અને કહયું કે, હવે હું મરઘીના ઈંડાં જેટલું એક મોતી લેવા જાઉંછું. પછી ત્યાંથી જુદો થઈ જંગલ તરફ શોધ કરવા માટે ચાલ્યો.

---

## હાતમ છઠા સવાલનો છેવટ લાવ્યો તેનું બયાન.

જ્યારે હાતમ મુનીરશામીથી છુટો પડયો ત્યારે એક નવે રસ્તે જંગલ તરફ ચાલ્યો, અને વનમાં જઈ એક મોટો પથર પડેલો હતો તે ઉપર બેઠો અને પોતાનું માથું પોતાના ખોલા ઉપર મુકી ફીકર કરવા લાગ્યો કે, આવું મોતી ક્યાંથી મળશે? એટલામાં ખોદાની બરકતથી સાત રંગના જાનવરનું એક જોડું જે તીતડની જાતનું હતું તે તેના માથાંપરના ઝાડ ઉપર આવીને બેઠું. માદા બોલી કે, મને આ જગ્યાની હવા માફક આવતી નથી, માટે આ ઠેકાણેથી હવે બીજે ઠેકાણે જવું જોઇએ. જો કે હીંયાં ફળફળાદી પુશકળ છે, પણ જ્યાં શરીરને શુખાકારી નહીં હોય ત્યાં એક ક્ષણ પણ રહેવું વાજબી નથી. દેહનાં સુખ જેવું બીજું કાંઈ સુખ નથી. નરે કહયું કે, તારૂં કહેવું તદન ખરૂંજ છે, તારા બોલવામાં લેસ પણ અસત્ય નથી. જો કે મારો ઈરાદો આ ઠેકાણે

વધારે વાર રહેવાનો હતો તોપણ જ્યારે તારી તનદરોશતી ઠીક રહેતી નથી એટલે મારે પણ તારાં મતને મલતા થવું જોઈએ. આપણે આવતો કાલે આપણા મુલક તરફ પાછાં વલીશું. માદાએ ઉતર દીધો કે, જો તુ તારા કોળ ઉપર સાબુત રહેજે. નર તેના ઉતરમાં બોલ્યો કે, તું જાણતી નથી કે, હું કોઈ દહાડે પણ જુઠું બોલ્યોછું? જો રાતના મારી જીંદગાની વફાદારી કરશે, તો અલબત આપણે સહવારના ઉઠી કુચ કરશું. એવામાં માદાની નજર હાતમ ઉપર પડી, તેને જોઈને તે બોલીકે, આ કોણ છે! જે પોતાનું માથું પોતાના ખોળામાં મુકી ગમગીન બેઠોછે. નરે કહ્યુંકે એ માણસ યમન શેહેરનો શાહાજાદો છે, અને એનું નામ હાતમ છે. ખોદાનો એ સાચો ભગત છે. પરોપકારના ઘણાક કામો એણે કરયાંછે, કરેછે, અને હવે પછી પણ કરશે. પારકાંઓના દુઃખો તાલવા માટે આજ આઠ વરસ થયાં જંગલે જંગલ રખડેછે. હમણાં પણ એ મુનીરશામીના કામ સારૂં જાયછે, અને પાણીની મરઘીનાં ઈંડાં જેટલું એક મોટું મોતી લાવવા માટે નીકલ્યોછે. મુનીરશામી હોસનબાનુ નામે એક છોકરી ઉપર આશક પડયોછે, અને તે હોશનબાનું ફકત સાત સવાલ રાખેછે. તેમાંના પાંચ સવાલતો આ માણસે પુરા કીધાછે અને હમણાં છઠા સવાલની શોધમાં જાયછે. પરવરદેગારની રહેમથી એ સવાલ પણ પુરો કરશે, માટે જો તારી મરજી હોય તો હું એને રસતાની સીધી નીશાની આપું. માદાએ કહયું કે, આ દુનયામાં એવું કયારે બને કે, હેવાનનો ઉપકાર ઈનશાન ઉપર થાય? પછી નર બોલ્યો કે, આ જમાનો એવોછે કે, માણસજાત કોઈનું ભલું કરતો નથી, પણ પોતાની દોલતની ગરૂરીથી આપણા જેવાં પ્રાણીઓને ઘણી ઈજા પોંહોંચાડેછે. સાંભલ ઓ માદા, કે આએ ઈંડાંની પેદાશ આ પ્રમાણે છે. આગળા વખતમાં આપણી જાતનાં પક્ષીઓ કેહેરમાનના દરીઆ તરફ આવાં ઈંડાં મુકતાં હતાં. તે ઈંડાં પોતાની આખી ઉમરમાં તેઓ તરોશ વરસે એક વાર મુકતાં હતાં. ઘણાએક વરશ થયાં એવાં ઈંડાં આપણી કોમ મુકતી બંધ પડીછે, અને જે ઈંડાં બાકી રહયાં હતાં તે પણ તેજ દરીઆમાં ગરક થઈ ગયાંછે. આ જાતનાં બે ઈંડાં કેહેરમાનના શાહા જમજાનના હાથમાં આવ્યા પછી તેમાંનું એક સમશ

પાદશાહાના હાથમાં આવ્યું, જે પાદશાહા એટલો તો ખજાનો ધરાવતો હતો કે, તેની ગણતરી પણ થઈ શકે નહીં. આ ઇંડાંને સઘળાં ઝવાહેરો કરતાં ઘણુંજ કીમતી તે ગણતો હતો. તેને ખોરાસાનના મુલકની પાસે તેણે એક મોટું શેહેર આબાદ કરયું હતું, ત્યાં તે સઘળો ખજાનો રાખતો હતો. હવે સમશ પાદશાહાના નસીબે તેને યારી નહીં આપી, અને જે શેહેર તેણે વસાવ્યું હતું તે તદન ઉજડ થઈ ગયું. એમ બનયું કે, કોઇ બરઝખ સોદાગરની છોકરી હોસનબાનું ખોરાસાનમાં રહેતી હતી, તે મુલકનો પાદશાહા ગરદાનશાહા એ છોકરી ઉપર ઘણો ગુસે થયો, અને તેને તેના કબીલા સુધાં પોતાણા મુલકમાંથી હાંકી કાહાડી. તે છોકરી પોતાના કબીલા સુધાં તે જંગલમાં આવી, અને નસીબને જોરે સમશ પાદશાહાનો દાટેલો સઘળો ખજાનો તેને હાથ લાગ્યો. આખરે કેહેરમાનના જમજાન પાદશાહા ઉપર કોઈએ હુમલો કીધો અને તેને મારી નાખ્યો. તેની રાણી જે ગરભવંતી હતી તે નાશી ગઈ, અને સઘળા ખજાનામાંથી પેલું મોતીજ પસંદ કરીને પોતાની સાથે લઈ ગઈ. નાહાસતાં નાહાસતાં એક જંગલને રસતે એક દહાડે તે કેહેરમાનના દરીયા આગળ આવી લાગી. હવે ખોદાના હોકમથી કોઈ મસઉદ નામે સોદગર તેજ વખતે તે દરીઆમાંથી વહાણ હંકાડી ચાલ્યો અને તે બાએડીએ તેને જોઇને બુમ પાડી કે, ઓ ભાઈ, તું તારા વહાણમાં મને સાથે લઈ જશે તો મજ ગરીબ ઉપર મોટો ઉપકાર થશે. મારી ઉપર ખોદાનો મોટો ગજબ વરસ્યોછે. હું જમજાન પાદશાહાની બાએડી છું અને મારો ધણી લડાઈમાં મારયો ગયોછે. હવે આ દુનયામાં મારૂં કોઈ રહયું નથી, અને આ દુનયામાં હું એકલી પડીછું. મસઉદને આ હેવાલ સાંભળીને ઘણી દયા ઉપજી અને તેણીને વહાણ ઉપર લીધી. પછી તેઓ શેહેરમાં આવ્યાં, અને જમજાનશાહાની બાએડીએ એક છોકરાનો જનમ આપ્યો. તે છોકરાનું નામ બરઝખ પાડયું. થોડા વખત પછી પેલો સોદાગર મરી ગયો અને બરઝખ તેની સઘળી માલમતાનો ધણી થયો. જ્યારે તે હુશીઆર થયો ત્યારે પોતાની હુશીઆરીથી ઘણાએક શેહેરો તેણે જીતી લીધાં. તેના મરણ પછી હજરત સુલેમાને પાદશાહાનો એલકાબ ધારણ કીધો, અને તે સઘળાં શેહેરો,

દેવો અને પરીઓને રહેવાને આપ્યાં, અને હાલ પણ જનજીરા, કેહેર-
માન અને બીજાં શેહેરોમાં તે લોકોજ વસેછે. હજરત સુલેમાને આદમી
જાતને દુખ નહીં દેવા માટે તેમને મજબુત સોગંદ આપ્યા હતા. હવે રફ્તે
રફ્તે તે મોતી સુરખ કોલાહ નામના પાદશાહાના હાતમાં આવ્યું,
અને ત્યાર પછી હાલમાં તે મોતી માદીઆર સુલેમાની પાદશાહના
હાથમાં છે. તે પાદશાહા પરી અને આદમીથી પેદા થયોછે, અને તેને
એક છોકરી છે, તે છોકરી હજુ કુંવારી છે. માદીઆર પાદશાહા પો-
તાની છોકરીને જે માણસ એ ઇંડાંની પેદાયશનો બરોબર હેવાલ કહે
તેની સાથ પરણાવા માગેછે, અને તે મોતી પણ તેનેજ આપવાનું કબુલ
કીધુંછે. હવે આ સઘળો હેવાલ હાતમ જો પાદશાહા આગળ જઈને કહે
તો એને એ મોતી મલે. આ દુનયામાં બીજે કોઈ ઠેકાણે એ મોતીનો
જોરો નથી. રસનામાં જતાં એને દેવો સાથ લડવું પડશે, અને જો
સલામત રહેશે તો તે ઠેકાણે જરૂર પુગશે. હું મારા પીછ એને આ-
પુંછું, જે રાતાં પીછ છે તેને બાલીને પાણી લેઈ, જો એ પોતાનાં આખાં
બદન ઉપર લગાડશે તો એ દેવની સુરતનો થઈ જશે, અને ફાડી ખા-
નારાં તેમજ ઝેરી જાનવરો એના વાસથી નહાશી જશે. જે સફેદ પીછ
છે તેને બાલીને પાણીમાં ભેળીને લગાડશે તો એ પાછો પોતાની અસલી
સુરતે આવી જશે. એટલું કહી જોરથી પોતાની પાંખો ફફડાવી એટલે
થોડાં રાતાં અને થોડાં સફેદ પીછો નીચે પડ્યાં. હાતમે સઘળો હેવાલ
ઘણોજ ધીઆન રાખીને સાંભળ્યો, અને પેલાં સઘળાં પીછો ઉંચકી
લીધાં. વાતમાંને વાતમાં સહવાર પડી એટલે પેલાં જાનવરો ઉડી ગયાં,
અને હાતમે આગળ રસ્તો ધરયો. થોડેક દુર ગયો એટલે કોઈ એક
જાનવરનો રડતો અવાજ તેણે સાંભળ્યો કે, ઓ ખોદા, આ દુનયામાં
એવું કોઈ પણ પ્રાણી નથી, જે મને મારાં દુઃખમાંથી છોડવે. હાતમ
જે જગયાએથી અવાજ આવતો હતો તે જગયાએ ગયો તો એક શીયા-
લને જમીન ઉપર અલોતતું દીઠું. હાતમે પુછ્યું કે, ઓ ખોદાના બંદા
તને કોણ દુઃખ દેયછે? શીયાલે જવાબ દીધો કે, એક શેકારી મારા
નરને અને બચાંઓને પકડી લઈ ગયોછે, તેઓની જુદઈમાં મારો આવો
હાલ થયોછે. કોઈએ મારી ફરયાદ સાંભલી નથી, પણ હમણાંજ તું

આવ્યોછે, અને મેં તને મારો અહેવાલ કહયોછે. તું ઈનસાન છે, અને હું હેવાન છું. તું તારા જાતભાઈનીજ ખાતરદારી કરે એમાં કશો શક નથી. હાતમે કહયું કે, આદમીજાતમાં પણ કેટલાકો ઘણાજ નરમ દીલના અને રહીમ હોયછે. સઘળાઓ તું કહેછે તેવા નથી. જો કે હું ઈનસાન છું, તોપણ હું આદેલ છું. તું મને ખરેખરૂં કહે કે તારા નરને અને બચાંઓને પેલો શેકારી કહી તરફ લઈ ગયોછે? માદાએ જવાબ દીધો કે, અહીંઆંથી તે બે ફરસંગ દુર રહેછે. તેનું કામ એજ છે. હું નથી જાણતી કે એ કામ કરવાથી તેને શું ફાએદો મલેછે, કારણકે આ જંગલમાં ફકત તે અમારોજ શેકાર કરેછે. ખોદાની ધાસતીથી પણ તે જરા બીતો નથી. હાતમ બોલયો કે, જેમ તોફાન થાયછે, અને તેથી કરીને ઝાડોપરનાં તમામ ફળો પડી જાયછે, પણ તોફાનને કંઈ લાગતું નથી, તેમ જે માણસ પરાણીઓને ઈજા આપવામાં મશગુલ હોય તેને પણ કંઈજ લાગતું નથી, માટે જો તું મને તેનું રેહેઠાણ દેખાડે તો હું કંઈ પણ કરી તારા નરને અને તારાં બચાંને છોડવી લાઉં. તું કશી ચીંતા ના કરતી. તેઓને છોડવવામાં મારાં માથાંની ગરજ હશે તો તે પણ હું આપીશ. માદાએ જવાબ દીધો કે, ઓ જવાન, તું સઘળું કહેછે તે ખરૂં છે, પણ અગરજો તું સાથે મને પણ ફસાવે તો જેમ પેલી વાંદરીનો હાલ થયો તેવો મારો હાલ થાય. હાતમે કહયું કે, તે હેવાલ મને સંભલાવ. તે બોલી કે, કોઈએક જંગલમાં એક વાંદરી પોતાનાં કુટુંબ સહીત રહેતી હતી, તેને છ બચ્ચાં હતાં. એક દાહાડો તે વાંદરીનો નર તેણીનાં બચ્ચાં સહીત પકડાયો, ત્યારે તે વાંદરી તે ગામના મુખી આગળ ફરીઆદ કરવા ગઈ. મુખીએ તેની અરજ સાંભલી, અને તે વાંદરીની સાથે એક માણસને મોકલયો. તેણે જઈને પેલા ઘરધણીને હાક મારી, ત્યારે તે ઘરધણી બહાર આવ્યો, અને પેલા માણસને આવવાનું કારણ પુછ્યું. તેણે જવાબ દીધો કે, મને મારા ગામના મુખીએ મોકલાવ્યોછે, અને આ વાંદરીને એનો નર તથા બચ્ચાં આપવાને તમને હોકમ કીધોછે. ત્યારે તે ઘરધણીએ જવાબ દીધો કે, ભાઈ એનાં બચ્ચાં તથા નર મેં તમનેજ આપ્યાંછે અને હાલ તે પણ તમારીજ પાસેછે. જો તમને એનો ઉપર દયા આવતી હોય તો એ

વાંદરીને એનો કબીલો આપી દેઓ. હું તમને તમારા પઈસા પાછા આપી દેવાને તઈઆર છું. પછી તેઓ બંને તકરાર કરતાં મુખીને ત્યાં ગયાં. મુખીએ પેલી વાંદરીને પણ પકડી. સઘળાં બચ્ચાંઓને પોતે રાખ્યાં, અને નર અને માદા એઓને પેલા આદમીને સ્વાધીન કીધાં. હવે ઓ જવાન તું જોકે પેલી વાંદરીને પેલા મુખીએ કેવી રીતે ફસાવી? જ્યાં રાજા પોતેજ વગર વાંકે લોકોને દંડે તો તેના હાથ નીચેનાં માણસો આખાં ગામ ઉપર જુલમ કરે તેમાં નવાઈ શી. હાતમે તેને ઘણો દીલાશો દીધો કે, તારાં મનમાં તું કશી ચીંતા ના રાખ, અને તું એક વખત મને ત્યાં લઈ જા. પછી તે માદા પોતાની પછવાડે હાતમને લઈ ગઈ. થોડેક રસ્તે ચાલ્યા પછી પેલા માણસનું ગામ આવ્યું, ત્યારે તેણે તે માદાને કહયું કે, હવે તું હ્યાં ઉભી રહે અને હું શેહેરમાં જઈ તે માણસની શોધ કહાડી તારૂં કામ પાર પાડીશ. પછી શીઆલની માદા તે જંગલમાં એક ઠેકાણે સંતાઈ બેઠી, અને હાતમ પુછતો પુછતો તે ગામની અંદર પેલા શેકારીના ઘર આગળ ગયો. ત્યાં જઈને હાંક મારી એટલે પેલો શેકારી બહાર આવ્યો, અને હાતમને પુછયું કે, ઓ ભાઈ તને મારી સાથ શું કામ છે? તું કાંઈ મારા ગામનો હોય એમ જણાતો નથી. તે બોલ્યો કે, હું એક મોટા રોગથી પીદાઉછું, અને હકીમે મને શીઆલના લોહીનો ઉપયોગ કરવાને માટે ફરમાવ્યુંછે કે, જો તે લોહી હું મારાં આખાં બદન ઉપર ચોપડું તો મારૂં દરદ દફે થાય. મેં આ ગામમાં તારે માટે એવું સાભલયુંછે કે, તું શીઆલ, લોકડી વગેરે જાનવરોનો શેકાર કરેછે, માટે જો તારી પાસ શીઆલવાં હોય તો તરણ ચાર મને આપ, અને તેની જે વાજબી કીંમત થાય તે લે. તે શેકારીએ કહયું કે, આજ તરણજ દીવસ થયા, હું સાત શીઆલ પકડી લાવ્યોછું, તેમાંથી તને જોઈતાં હોય તેટલાં લે. કારણ કે મારૂં કામ તો એજ છે. પછી હાતમ બોલયો કે, હું એ સાતે લઈ જાઉછું. અને તેના આ સાત દીનાર તને આપુંછું. તે શેકારી આ સાંભળી ઘણો ખુશી થયો, અને પેલા પઈસા લઈ સઘળાં શીઆલ હાતમને સ્વાધીન કીધાં. હાતમ તે સઘળાંને લઈ પેલાં જંગલમાં ગયો, અને માદાને સ્વાધીન કીધાં. હવે નર શીઆલનો હાલ તરણ દીવસના ભુખમરાથી

ઘણોજ આવી રહેલો હતો, જેથી પેલી માદા ઘણુંજ રડવા અને કલાં-પોત કરવા લાગી, અને જમીન ઉપર માથું અફાડવું સરૂ કીધું. હાતમે પુછ્યું કે, ઓ માદા, તારૂં કામ મારા વાયદા પ્રમાણે મેં પુરૂં કીધું, અને હવે તું શા માટે એમ કરેછે? તે માદા બોલી કે, ઓ ભલા પુરૂશ, તું તારી ચશમોથી જો કે, આ મારો નર જે મારાં માંથાંનું તાજ છે તે તો આ દુનયામાંથી પોતાનું તાજ ઉઠાવી જવા માગેછે. હવે તે વગર હું એકલી જીવી શું કરૂં? આ મારો નર ભુખ અને તરસથી અધમુવો થઈ ગયલો છે. હાતમે કહયું કે, ઓ નાદાન, તેની ઉમર હજી બાકી છે, તે કંઈ હમણા મરવાનો નથી. ત્યારે તે બોલી કે, અગરજો એનો ઈલાજ થાય તો એ જીવે. પછી તેણે ઈલાજ પુછયો. ત્યારે તે બોલી કે, અગરજો કોઈપણ આદમીને મારીને તેનું લોહી એનાં મોંમાં તું મુકે, તો એ તદન સાજો થાય. હાતમ બોલયો કે, ઓ નાદાન, કદી એમ થાય, કે જાન-વરનો જીવ પાછો લાવવા માટે એક આદમ જે ખોદાની પેદાયશમાં સ-રવથી ઉતમ છે તેનો જાન લેએ? અગરજો તને આદમીનુંજ લોહી જો-ઈતું હોય તો હું મારૂં લોહી આપુંછું. એમ કહી તેણે પોતાનું ખંજર મેગ્આનમાંથી કહાડી પોતાના ડાબા હાથમાંથી લોહીની નેહેર કહાડી, અને પેલા નર શીઆલના મોંમાં રેડયું, જે પીધાથી તે નર હુશીઆર થયો, અને પોતાની માદા અને બચ્ચાં સમેત હાતમના પગપર પડયો.

બીજે દીને હાતમ ત્યાંથી રૂખશત લઈ આગળ ચાલ્યો, એટલે દુરથી કંઈ આબાદાની જેવું નજર આવ્યું, ત્યાં રાતનો વાસો કીધો, અને દી-વસના પાછું ચાલવા માડયું. આફતાબ એટલો તો ગરમ હતો કે, પા-ણીનો ચશમો દુરથી દેખાયો, ત્યાંજ પોતાના કદમ ધરયાં. આગળ જઈને જોયછે તો ચશમો કંઈ નજરે આવયો નહીં, પણ એક સાંપ ગુંચળું વલીને બેઠો હતો, જે દુરથી ચશમાના જેવો જણાતો હતો, ત્યાંથી તેણે વીચારયું કે, હવે હું પાછો ફરૂં. એટલામાં તે સાંપે જબાંન ખોલી કે, ઓ યમનના જવાન શા માટે તું પાછો જાયછે? અને આ ઠેકાણે શું કામ આવ્યોછે? હાતમ બોલયો કે, ઓ ખોદાના બંદા હું પાણીની તલાસ કરૂંછું તે સાંપે જવાબ દીધો કે, ઓ પ્યારા, આ ઠેકાણે દરેક ચીજ હાજર છે, તું મારી સાથે ચાલ. હાતમે વીચાર કીધો કે, એ સાં-

પની સાથ હું જાઊં તો કદાચ એ મને દગાથી મારી નાખશે. ત્યારે પેલા સાંપેજ તેને કહ્યું કે, તું તારા મનમાં કશી ચીંતા ના કર. હાતમે વીચાર્યું કે, મારા તકદીરમાં જે લખ્યું હશે તે થશે, માટે એક વાર હું જોઊં તો ખરો કે એ શું કરેછે. પછી તે હાતમને પોતાની સાથે એક બાગમાં લઈ ગયો. તે બાગ એટલો તો ખુશનુમાં હતો કે, હાતમે પોતાની આખી ઉમરમાં કોઈ પણ ઠેકાણે તેવો જોયો હતો નહીં. બુલબુલના અવાજ સાથે તરેહવાર રંગ બેરંગી ફુલોનો તેહેકાબ દીલને એટલો તો આનંદ પમાડતો હતો કે કંઈ બોલયાની વાત નહીં. વલી તે બાગમાં ફુલના કયારા એવીતો સુંદર રીતે ગોઠવેલા હતા કે જેને જોતાંજ હાતમ પોતાની ઠાક તદન ભુલી ગયો. પછી હાતમને તે બાગમા ઉભો રાખી પેલો સાંપ ત્યાંથી ગયો. હાતમ તે બાગની એક હોજ આગળ બેઠો. પછી તે હોજમાંથી પરીઓએ ઝરઝવેર, હીરા, મોતી, માણેક, યાકુત અને જમરૂદ વગેરેના ખુમચા હાતમ આગળ લાવી મુકયા, અને કહ્યું કે, આ એક નજીવી જેવી ભેટ તમારે માટે મોકલીછે, જે તમે કબુલ કરો. હાતમ બોલ્યો કે, એ કોણે મોકલીછે? તેઓએ કહયું કે જે સાંપ તમને આ ઠેકાણે લઈ આવ્યો, તેણે મોકલીછે. થોડોક વાર પછી પેલો સાંપ હોજમાંથી એક ખુબસુરત પરીજાદ થઈ બહાર આવ્યો, અને હાતમને પુછયું કે, ઓ પ્યારા, તું મને ઓળખેછે? હાતમે કહયું કે મેં તને કદી દીઠો નથી. ત્યારે તેણે કહયું કે, હું તેજ છું જેની સાથ તું આ બાગમાં આવ્યોછે. પછી બાદશાહી મસનદપર હાતમને બેસાડી તેની સાથ ખાણું ખાધું, જે પછી નોકરોએ હીરામોતીથી જડેલી તશતમાં હાતમના હાથ ધોવાડયા, જેવા હીરામોતી હાતમે પોતાની આખી જીંદગીમાં જોયા ન હતા. પછી તરેહવાર મેવા મીઠાઈ હાતમ આગળ હાજર કીધા; જેવા હાતમે કદી પણ ચાખ્યા નહીં હતા, પણ ફકત તેવો મેવો અવાજ આપતા પહાડની ખબર લેતી વખતે પરી નુશલબ સાથે ખાધો હતો. જયારે તે પુરો થયો, એટલે તરેહવાર ખુશબોઈ આગળ લાવી મુકી, જેના સુગંધી મેકાતથી જાણે હાતમનું દીલ આખું ખુશબોઈનુંજ બનેલું હોય એમ લાગયું. આ બીના જોઈ હાતમ ઘણોજ તાજુબ થયો, અને સઘલી બીનાનો હેવાલ પુછયો. તે બોલ્યો કે, ઓ જવાન હું પરીઓની

જાતનો છું અને મારૂં નામ સમશ શાહા છે. એક દીવસ મારા મનમાં એવો ખયાલ આવ્યો કે હું મારૂં તમામ લશકર એકઠું કરી આદમીજાતના મુલકો ઉપર હુમલો કરૂં, અને તેઓની પાકીજેહ જગાનો ધણી થાઊં. સઘળું લશકર મેં એકઠું કીધું, અને હું જવાનો તઈઆરી કરવા પડયો. એક રાતના હું સુતો અને સહવારના ઉઠયો ત્યારે સાંપની સુરતે થઇગયો. જમીનની ઉપર હું આલોતવાને પોકાર કરવા લાગયો, અને જ્યારે હું ઘણોજ હાય મારવા લાગયો, ત્યારે મને એક અવાજ સંભલાયો કે, જે કોઇ પોતાના વચનથી ફરે તેના હાલ એવાજ થયા. દર રાતના આ અવાજ હું સાંભલતો હતો. જ્યારે મેં ઘણી તોબા કીધી, અને ઘણા કલાવાલા કરી માફ માગી, ત્યારે મને એક બીજો અવાજ સંભલાયો કે, ધીરજ ધર, હજુર તારો છુટકો કરનાર આદમી આ દુનયામાં જનમ પામનાર છે. ફરીથી મેં ફરયાદ કીધી કે, ઓ ખોદા એવો ખ્યાલ હવે હું કદી કરનાર નથી; ત્યારે આકાશમાં એવી વાની થઈ કે, યમનનો તરીશ વરસનો એક જવાન તારી પાસ આવશે તેની તું ખુબ ખીદમત કરજે. તે માણસને જોવાથી તું તારી અસલી સુરતે આવી જશે. આજ હેંસી વરસ થયાં હું સાંપની સુરતનો છું, અને તીશ વરસ થયાં આ જંગલમાં બેસી તારી રાહા જોઉછું. હવે તું આવ્યોછે, તો મારી ઉપર રહેમ કરી તું તે પરવરદેગારની દરગાહમાં મારે માટે બંદગી ગુજારે, તો હું તારો ઉપકાર જીવતાં સુધી ભુલીશ નહીં. હાતમે પુછયું કે તે વચન શું આપું? તે બોલ્યો કે, હજરત સુલેમાનના રાજમાં એવો એકરાર થયો હતો કે, કોઈ પણ દેવ યા પરીએ આદમીજાતને કોઈ પણ દહાડે કોઈપણ ઠેકાણે દુઃખ દેવું નહીં. પછી હાતમે પોતાનું શરીર પાક કરી સફેદ લુગડાં પેહેરી ખોદાની બંદગી કીધી, જે ખોદાની દરગાહમાં કબુલ થઈ, અને તેને પાંખ પણ તેજ વખતે આવી. પછી તે સમશ શાહે હાતમને ત્યાં આવવાનું કારણ પુછયું. હાતમે કહયું કે, હું મરઘીનાં ઈંડાં જેટલાં મોટાં મોતીની સોધમાં જાઊંછું. પછી પેલું સોનાનું મોટી જે પોતાની સાથે લાવ્યો હતો તે દેખાડીને હોશનબાનુનો સઘલો હેવાલ કહયો. ત્યારે તે બોલ્યો કે, તું ખરૂં કહેછે. એક મોતી બરઝખનાં કુટુંબમાં આવેલુંછે, અને બીજું જે એની જોર છે, તે માહીઆર સુલેમાની પાદશા-

હા પાસેછે. તે પાદશાહા પોતાની છોકરીને જે કોઈ તે મોતીની પેદા-
યશનું બયાન કરે તેની સાથ પરણાવા માગેછે. અને તેનેજ તે મોતી
પણ આપવા માગેછે. તેણે કહયું તું ઈનસાનજાત ત્યાં શી રીતે જઈ
પુગશે? કારણકે રસતો તમામ ખુનખાર દેવોથી ભરેલોછે. હાતમ બો
લ્યો કે, ખોદાનું કામ ખોદાજ કરશે. પછી તે પાદશાહે કહયું કે, હું
તારી સંગાતે મારા પરીજાદો મોકલુંછે, જેઓ તને તે ઠેકાણે સહીસલા-
મત પુગાડશે. પછી તેના પરીજાદોને બોલાવ્યા અને કહયું કે, આ નેક
માણસની અસરકારક દુવાથી તમારો છુટકો થયોછે, અને તમારાં માથાં
ઉપરની સઉથી મોટી બલા દુર થઈછે. આ માણસને એક ઘણું મોટું
કામ કરવાનુંછે, જેમાં તમારી મદદ જોઈએછે. તેઓએ એકે અવાજે
કહયું કે, એ પાક પરહેજગાર આદમી જો હમારો જીવ માગે તો તે પણ
આપવાને હમો તઈયાર છીએ. પછી તેણે સઘળી હકીકત કહી જણા-
વી, ત્યારે તેઓ બોલ્યા કે, બરઝખના જંઝીરા પર જવું ઘણુંજ મુશકેલ
કામ છે, કારણકે ત્યાં દેવોની મજબુત ચોકી છે, માટે અગરજો તમો
પાદશાહા અમારી સાથ આવો તો હમો એ કામ માથે ઉઠાવ્યે; તેઓ
માંથી સાત જણા હીંમત કરી બહાર આવ્યા, અને કહયું કે, અમો એને
સહીસલામત લઈ જઈએ, પણ જો અમને દેવોની સંગાત લડવું પડે તો
તમારી મદદ તરતજ જોઈશે. પાદશાહે તે કબુલ કીધું. પછી હાતમને
સોનાની એક ખુરશી ઉપર બેસાડીને તેમાંના ચાર જણાઓ ખુરશીના
પાયા ધરીને ઉડયા, અને તરણ જણાઓ જોઈતી મદદને માટે પછવાડે
ગયા. તરણ દહાડા અને રાત સુધી તેઓએ ઉડયા કીધું, અને પછી
ભુલથી જ્યાં દેવો રહેતા હતા ત્યાંજ હેઠળ ઉતરયા. બે પરીજાદો હાત-
મની આગળ રહયા, અને બાકીના પાંચ જણા ખોરાકની શોધમાં ગયા.
હવે એવું બનયું કે તે તરફ કેટલાએક દેવો શેકારને માટે જતા આવતા
લાગ્યા, અને હાતમને ખુરશીપર બેઠેલો જોઈને તેની આસપાસ ફરી
વલ્યા, અને જબરો શોહોર મચાવી મુકયો. જ્યારે પેલા બે પરીજાદોએ
આટલા બધા દેવોને જોયા ત્યારે તેઓની સાથે લડયા વગર બીજો કંઈ
ઉપાય દીઠો નહીં. પેલા બે જણાઓએ ઘણાએક દેવોને ઠાર કીધા,
પણ આખરે પકડાઈ ગયા, અને પેલા દેવો હાતમને ખુરશી સુધાં પો-

તાના મકાનમાં લઈ ગયા. પછી પેલા પરીજાદોને પુછયું કે, આ આદમોને કયાંથી લાવ્યાછો? અને કયાં લઈ જાઓછો? તેઓ બોલ્યાકે, એ યમનનો રહેવાશી છે, અને સમશ પાદશાહાનો ઘણોજ વહાલો રફીક છે, માટે જો તમે આ માણસને ઈજા કરશો તો તમને મોટી સજા કરવામાં આવશે. દેવો બોલ્યા કે, સમશ પાદશાહા તો આજ કેટલું થયું ગુમ થયોછે, તે હાલ કયાંથી આવ્યો? તેઓએ અવલથી આખેર સુધીનો સઘળો હેવાલ તેઓને કહયો. પછી પેલા આહરેમનની ખસલતના દેવોએ તે તરણડે જણાને એક કુવામાં કેદ કીધા. હવે પેલા પાંચ જણાઓ જેઓ ખોરાકની શોધને માટે ગયા હતા તેઓએ આવીને પેલા દેવોને મુએલા પડેલા દીઠા, અને હાતમને તથા પોતાના સોબતીઓને નહીં જોયાથી મોટી ચીંતામાં પડયા કે, એઓને કોણ લઈ ગયું હશે? અને આ દેવો કેઈ તરફના હશે? તે કંઈ જણાતું નથી, માટે આ મુરદાંઓને વગે કરવાને માટે કોઈ આવે તો તેને પુછયે. પેલા મુએલા દેવોમાંનો એક દેવ જરા જરા હીલતો જણાયો. તેઓએ તેને પુછયું ત્યારે તેણે કહયું કે, હું મુકરનસના દેવોમાંનો છું, અને તમારા સોબતીઓને તથા પેલા આદમીને તેઓ પોતાને મુકામે લઈ ગયાછે. આ સાંભલતાંજ પેલા પરીજાદો પોતાના સમશ પાદશાહા પાસે ગયા, અને સઘલો હેવાલ તેની આગળ જાહેર કીધો. એટલે સમશ પાદશાહા પોતાનું લશકર તઈઆર કરી તે તરફ ગયો, અને તરણ દહાડા અને રાત કુચ કીધા પછી મુકરનશના દેવો શું કરેછે તેની ખબર લાવવા માટે એક જાશુસને મોકલ્યો. તે ખબર લાયો કે, મુકરનસ પોતાના દેવોની સાથે એક મોટાં મેદાનમાં શેકાર કરેછે. પછી પાદશાહે પોતાનાં લશ્કરને હજરત સુલેમાનના શોગંદ આપ્યા કે, આ દેવોએ પોતાનું વચન તોડયુંછે, માટે તમોએ એઓ ઉપર જરાપણ રહેમ કરવી નહીં, અને એકદમ તેઓની ઉપર તુટી પડી તેઓને દોજખના સરદારને સવાધીન કરવા. તેજ પ્રમાણે થયું. તેઓ પેલા દેવોની ઉપર તુટી પડયા, થોડાકો નહાશી ગયા, અને કેટલાકો પોતાના સરદાર મુકરનસ સાથે કેદ પકડાયા. પાદશાહે સઘળા દેવોને કતલ કરવાનો હોકમ કીધો. પછી પોતાની હજુરમાં મુકરનસને બોલાવીને પુછયું કે, ઓ નાપાક દેવ, તું મને ભુલી ગયો હતો? તું

જાણતો નહીં હતો કે હું હજી જીવતો છું. મારાં માણસોને હેરાન કરવાની તને શી ગરજ હતી? હવે જલદીથી પેલાં તરણડે જણાને તું મારી આગળ જીવતાને જીવતા લાવ. તેણે જવાબ દીધો કે, હું તો તેઓને ખાઈ ગયો છું. પછી સમશ પાદશાહે પોતાના નોકરોને હોકમ કીધો કે હમણા ને હમણા એક મોટું બળતું સલગાવો, અને તેની અંદર આ મુકરનસને અને એના આખાં કુટુંબને બાલી નાખો, કારણકે એની સજા એજ છે. જ્યારે મુકરનસે જોયું કે, હવે બચવાનો કશો ઉપાય નથી, ત્યારે અરજ કરવા લાગયો કે, અગરજો તમો મને જીવતો મુકો તો તેઓને લાવી તમારી આગળ હાજર કરૂં. સમશ પાદશાહે હા કહી, એટલે મુકરનસે હાતમને તથા પેલા બે પરીજાદોને પાદશાહની પાસે હાજર કીધા. જ્યારે હાતમ આવ્યો ત્યારે ઘણી મોહોબતથી પાદશાહે તેને પોતની પાસે તખતપર બેસાડયો, અને ખાણું તેની આગલ હાજર કીધું. ત્યારપછી બાકીના દેવોને મારી નાખવાનો તેણે હોકમ કીધો. મુકરનસે પોતાના બચાવમાં ઘણું કહયું ત્યારે સમશ પાદશાહે કહયું કે, તેં હાજરત સુલેમાનની હાજરીમાં કોઈપણ મનુશય જાતને દુઃખ દેવા માટે સોગંદ લીધા હતા, તે સોગંદ તેં પાલયા નહીં, તો હવે તને મુકવો સજાવર નથી. એટલું કહી તેને પણ આતશમાં બાલી મુકયો, અને તે મુલક ઉપર પોતાના એક સરદારને નેમ્યો, અને હાતમને પોતાની સાથે લઈ જવા ઈચ્છયું. હાતમે પોતાનો વોચાર આગલજ જવાનો જણાવ્યો, ત્યારે પોતાના લશકરમાંથી ચાર જઈફ પરીજાદોને તેની સાથે મોકલ્યા. તેઓ તેને ખુરશીપર બેસાડી ઉડયા, અને રાત દહાડો મંજલ કાપતા આગળ ચાલયા. જ્યારે ઠાકી જતા ત્યારે કોઈ સલામતી ભરેલી જગોએ ઉતરતા, અને પાછા આગળ ચાલવું શરૂ કરતા. એક દહાડે તેઓ એક પહાડ ઉપર ઉતરયા. તે પાહાડ ઉપર તુમાનના જંઝીરાનો શાહાજાદો પરેસાંની ભરેલી હાલતમાં બેઠો હતો. તે શાહાજાદો માહીઆર સુલેમાની પાદશાહની છોકરી ઉપર આશક પડયો હતો, પણ પેલાં મોતીની પેદાયશનો હેવાલ કહેવાને તેનામાં શકતી હતી નહીં, તેથી ત્યાંજ બેશી રાત અને દીવશ રહાકુત કરતો હતો. હાતમ તેને જોઈ તેની આગળ ગયો, અને તેને આવી હાલતનું કારણ પુછયું. તેણે પો-

તાનો સઘલો હેવાલ હાતમને કહયો. પછી તેણે પુછયું કે, તું આ જગયાએ શા માટે આવ્યોછે? હાતમે કહયું હું માહીઆર પાદશાહા પાસે જે મોતી છે તે લેવા જાઊં છું, કારણકે તે મોતીનો સઘળો હેવાલ મને ખબર છે, માટે મારે ત્યાં જવુંછે. ત્યારે પેલા શાહાજાદાએ જવાબ દીધો કે, એ માણસ, મોટા મોટા પરીજાદોથી એનો જવાબ અપઈ શકાયો નથી ત્યારે તું શું જવાબ આપી શકશે? ત્યારે તેણે કહયું કે, તું કંઈ ચીંતા ના રાખ, ખોદા મોટો છે, કામ પાર પાડશે. જો તું મારી સાથ આવે તો એ છોકરીને હું કોઈ પણ પ્રકારે તારી સાથ પરણાઊં. તે શાહાજાદાએ હાતમના પગ ઉપર માથું મુક્યું અને બોલ્યો કે, એ આદમ, મને જીવારનાર ને મારનાર પણ તુંજ છે, માટે જે ચાહે તે કર. પેલા શાહજાદાએ હાતમની સાથે જવા કહયું. ત્યારે હાતમે પેલા પરીજાદોને પુછયું કે, તમારાથી અમને બે જણાને લઇ જવાશે? તેઓ બોલ્યા કે, બે તો શું પણ તમારા જેવા ચાર જણાઓને લઈ જવાને અમારામાં પુરતી શકતી છે. પછી તેઓ બે જણાઓને લઈ ઉડયા. હવે રસતામાં મેહેકાલ દેવનું રેહેઠાન હતું તેને પરીજાદોની શોરમ આવી, એટલે પોતાના દેવોને કહેવા લાગયો કે, આ પરીજાદો જાયછે પણ ખુરશી ઉપર કોણને ઊંચકી જાયછે? માટે એઓને પકડી મારી આગળ લઈ આવો. તેઓ તરતજ પેલા સઘળાઓને પકડી પોતાના સરદાર પાસે લાવ્યા. મેહેકાલ દેવે પેલા પરીજાદોને પુછયું કે, આ આદમીને તમો કયાં લઈ જાઓછો? ત્યારે તેઓ બોલ્યા કે, હમો સમશ પાદશાહાના દુત છઇએ, અને આ માણસને બરઝખના જંઝીરા તરફ લઈ જઈએ છીએ. મેહેકાલે કહયું કે, સમશ પાદશાહા તો આજ કેટલુંક થયું આ દુનયામાંથી ગેબ થઈ ગયો હતો તે હમણા કયાંથી આવ્યો? પછી તેઓએ હાતમ વીશેનો સઘળો ખોલાશો કીધો. પછી પેલા શાહાજાદા વીશે પુછયું, ત્યારે તે બોલ્યો કે, એ મેહેકાલ, તું મને ભુલી ગયો? હું તુમાનના જંઝીરાના પાદશાહ મેહેરરૂનો છોકરો મેહેર અવર છું. ત્યારે મેહેકાલે કહયું કે, તને આદમી સાથ શું કામ છે? તું અને હું એકજ તોખમથી ઉતરેલા છીએ, માટે આ આદમીને મારે સવાધીન કરી તું તારે રસતે ચાલી જા. પછી મેહેર અવરે કહયું કે, મેહેકાલ, તું હજરત

## તસવીર ૧૪ મી.

## મેહેકાલ દેવ.



સુલેમાનના સોગંદ યાદ કર. ત્યારે તેણે ઘણાજ ધીક્કારથી જવાબ દીધો કે, હવે કયાંછે સુલેમાન કે તેની આપણને ધાસતી હોય. ઘણે દાહાડે આ આદમી મારા હાથમાં આવ્યુંછે માટે હું તેને કદી પણ છોડનાર નથી. શાહાજાદા મેહેરઆવરે જોયું કે, એ દેવ પોતાની અસલી ખસલત ઉપર આવ્યોછે માટે હવે એને કોઇ પણ રસતે ફરેબ આપવો જોઈએ. એમ વીચારી શાહાજાદાએ કહ્યું કે, આ આદમીથી મારૂં કામ સરંજામ પોંહોંચવાનું છે, માટે એને તું મારે સવાધીન કર. એના બદલામાં હું તને દશ આદમો ત્રણ દીવસમાં લાવી આપીશ. મેહેકાલે તે કબુલ કીધું કે તું જેમ કહેછે તે પ્રમાણે કરવાને હું ઘણો ખુશી છું. આ આદમીની હું ઘણી જતન કરીશ. જે જગ્યાએ એને રાખવાની તારી મરજી હોય તે જગયાએ એને રાખી જા. પછી એક ખુશનુમા બાગ હતો, ત્યાં હાતમને રાખી મેહેરઆવર પોતાના ચાર સોબતીઓ સંગાત ઉડી ગયો. પછી તેઓની સંગાત હાતમના છુટકારા માટે વાત કરવા બેઠો એટલે તેઓએ કહ્યું કે જો અમારા મુલકમાંથી અમો લશકર લાવ્યે તો ઘણા દીવસ થઈ જાય, અને ત્રણ દહાડાનો વાએદો છે તે પણ ખોટો થાય. માટે આપણે એક તદબીર કરીએ કે, રાતના તે મુકામ ઉપર જઈએ, અને જે દેવો તેની પાસબાની કરેછે તેઓ ઉંગમાં પડેલા હોય તો એને ઉપકી રાતોરાત ઘણે દુર નીકલી જઈએ. આ મસલત કીધા પછી તેઓ બીજી રાતરે પેલા બાગમાં આવ્યા, અને દેવોને સુતેલા જોઈ હાતમને લેઈ ઉડયા, અને સહવાર પડતાંમા તો પુશકળ દુર ગયા. જ્યારે ત્રણ દીવસ થઈ ગયા અને મેહેરઆવરનો વાએદો પુરો થયો, એટલે મેહેકાલ દેવે પોતાના નોકરોને હોકમ કીધો કે, પેલા આદમીને તરતજ લાવો. તેઓ જોવા જાયછે તો હાતમને દીઠો નહીં, એટલે ઘણા ઘભરાયા. મેહેકાલે તેઓને કહ્યું કે, ઓ નાપાકો તમેજ એ આદમીને ખાઈ ગયાછો, માટે તમને હું જાનથી મારી નાખોશ. તેઓએ હજરત સુલેમાનના સોગંદ ખાધા કે, હમોએ એ કામ નથો કીધું. તોપણ મેહેકાલે તેઓને ભારી સજા કીધી. હવે પેલાં પરીજાદો હાતમને લેઈ કેહેરમાનના દરીઆ આગળ પોંહોંચ્યા. એવું બન્યું કે, મેહેકાલનો એક દેવ તે તરફ કાંઈ કામે ગયો હશે, તેણે હાતમને જોયો, એટલે ઈછયું

કે, તેને લઈ ઉડી જાય, અને મેહેકાલને સવાધીન કરે. એટલામાં શાહાજાદા મેહેરઆવરે મેઆનમાંથી પોતાની શમશેર કહાડી તે દેવનો હાથ પકડી કાપી નાખ્યો. તે દેવ ત્યાંથી જીવ લેઈ નાઠો, અને મેહેકાલ આગલ આવીને સઘળું બયાન કીધું. જ્યારે તેઓ એક જંગલમાં આવી પુગયા ત્યારે પેલા પરીજાદોએ કહયું કે આ જગ્યા તમામ દેવોથી ભરપુર છે, માટે અમારાથી આગળ જવાશે નહીં. ત્યારે મેહેરઆવરે કહયું કે, ઓ હાતમ હવે હું તારી સાથે છું, માટે તું એ લોકોને ખુશીથી જવા દે. હાતમે તેઓને જવા દીધા; પછી મેહેરઆવરે તેઓને કહયું કે, ઓ પ્યારા રફીક આ જંગલ ઘણુંજ દરામણુંછે. હીયાંથી પરીજાદ પણ જવા પામતા નથી. અગરજો હમારી કોમ એ તરફ પસાર થાયછે તો તે દેવો તેઓનો પોશાક લુટી લેછે. જો કોઈ આદમી જાયછે તો તેને તેઓ ખાઈ જાયછે. એક વખત દેવો અને પરીજાદો વચે એક મોટી લડાઈ થઈ હતી, તેમાં બંને તરફના બેહદ પ્રાણોનો ઘાટ થયો હતો. પછે બંને બાજુ વચે સલાહ થઈ તેમાં એવા કોલકરાર થયા કે કોઈએ એક બીજાને કોઈ પણ વખતે હરખત કરવી નહીં. તે વખતથી અમે લોકો છુટા થયા પણ આદમોને તેઓ જીવતા મુકતા નથી. ત્યારે હાતમે જવાબ દીધો કે હું દેવની સુરતનો બની જાઉં અને આ જંગલ સલામત પસાર કરૂં તો તું મારો સાથ શી રીતે આવે? મેહેરઆવરે જવાબ દીધો કે, આખો દહાડો હું ઉડીયા કરૂં અને રાતે જ્યાં તું આરામ કરે ત્યાં હું પણ આરામ લેઉ. હાતમે તે પસંદ કીધું; પછી પેલાં જાનવરનાં રાતાં પીછાં બાળીને પાણી સાથ ભેળી પોતાનાં દીલપર લગાડયાં, એટલે હાતમ સીહા દેવ જેવો બની ગયો, અને જંગલમાંથી રસતો કાપવા માંડયો. જ્યારે મેહેરઆવરે હાતમને આવી સુરતે દીઠો, એટલે તે અજબ થઈને પુછવા લાગ્યો કે, ઓ પ્યારા રફીક કયાં જાનવરના પીછાંથી તું દેવની સુરતનો બદલાઈ ગયો? એ પીછા તને કયાંથી મલ્યાં? ત્યારે હાતમે કહયું કે, જે જાનવર અસલ મોતી જેવાં ઈંડાં મુકતાં હતાં, તે જાનવરનાં એ પીછાં છે. તેજ જાનવરોથી મને મોતીની પેદાયશની ખબર મલીછે. હાતમે પેદાયશનું સઘળું વરણન તેની આગળ કીધું નહીં, કારણ કે તે કદાચ તેનાથી આગળ જાય

અને હાતમ પોતાની મોરાદ પામયા વીના રહી જાય. મેહેરઆવરની તો ખાતરી થઈ કે હવે મારૂં કામ આ માણસથીજ સરશે. પછી તેઓએ જલદી જલદી રાહા કાપી અને એક એવાં જંગલમાં આવ્યા, કે જ્યાં વાઘ, વરૂ અને બીજાં ફાડી ખાનારાં જાનવરો પુશકળ હતાં. તેઓ હાતમને જોયાથી જેટલાં દુર નહાશી નહીં ગયાં, તેટલાં પેલાં પીછના સોડમથી દુર જતાં રહયાં. જ્યારે દેવો તેને જોતા ત્યારે તેઓ તેને પોતાની જાતનો સમજતા. કોઈ તેને કંઈ પણ સવાલ પુછતા નહીં. મેહેરઆવર તો હવામાં ઉડયાજ કરતો અને રાતના હાતમ સાથ આરામ લેતો. એક દીવસ તેઓ એક ઠેકાણે સુતા હતા ત્યારે એક દેવનું તેઓ આગળથી જવું થયું. તેણે એક દેવને અને પરીજાદને સુતેલા દીઠા, એટલે બીજા દેવોને બોલાવી લાવ્યો, અને તેઓએ કહયું કે, એ લોકોની સાથે આપણને શું કામ છે? એઓ પણ આપણીજ જાતના છે; પછી પરીજાદ હોય, યા દેવ હોય. કદાચ એઓ બંને એકજ મુલકના હશે, અને પોતાના કામે જતા હશે. થાકી જવાના સબબથી રાતના આ ઠેકાણે આરામ કીધો હશે. એટલામાં મેહરેઆવર જાગી ઉઠયો, અને સુતાં સુતાં સઘળું સમજયા કીધું. દેવો બોલ્યા કે, એઓ ક્યાંથી આવ્યાછે? જો કદાચ બરઝખના જંઝીરાના હોય તો આપણે તે વિશે ખબર પુછયે કે, આપણા પાદશાહાને કહેવા કામ લાગે. કારણકે અગરજો તેને માલમ પડશે કે, આપણ એ લોકોને છોડી આવ્યા છીએ તો તે આપણી ઉપર ગુસ્સે થશે. એટલામાં હાતમ પણ જાગી ઉઠયો, અને દેવોને તેઓની બોલીમાં કહેવા લાગ્યો કે, ઓ વહાલા દોસતો તમો શા માટે મને હેરાન કરોછો? તેઓએ તેને પુછ્યું કે, તું કયાંથી આવ્યો છે? હાતમે કહયું કે, તમે જાણતા નથી કે, સમશ પાદશાહા પાછો પેદા થયો છે, અને મુકરનસ દેવને તેની બેઅદબીને માટે આગમાં બાળી નાખી તેની પાદશાહી છીનવી લીધો. તેના પરીજાદો એક આદમીને બરઝખને જંઝીરે લઈ જાયછે તેઓની તમો શોધ કરો. મારા એકલામાં એટલી તાકાત નથી કે તે પરીજાદોની સામે થાઉં. હું તો તેઓની ધાસતીથી નહાશી આવ્યોછું. તેઓએ મેહેરઆવરને માટે પુછ્યું કે, એ કયા મુલકમાંથી આવ્યોછે? ત્યારે તેણે કહયું કે, એ તુમાનનો રહે-

વાશી છે, અને સમશ પાદશાહાના પેદા થવાની ખબર લઈ જાયછે. ત્યારે તે દેવોએ તેઓને સુવા દીધા, અને પેલા આદમીની શોધ કરવા ચાલ્યા, કે હાતમે અને મેહેરઆવરે આગલ ચાલ્યા માડયું. ત્રણ દહાડા પછી એક મોટા દરીઆ આગળ આવી પોંહોંચ્યા. મેહેરઆવરે કહયું કે કેહેરમાનનો દરીઓ એજ છે. હાતમ તે દરીઆને જોઈને ઘણોજ હેરાન રહયો, કારણકે તે દરીઆનો અવાજ આકાશ સુધી જતો હોય એમ લાગ્યો, અને તેના મોજા ધોધબંધ જંગલમાં વેહેતા હતા, અને વીકરાલ વાઘ, અને વરૂઓ જેવાં પાણીના જાનવરો કીનારા પર બેઠેલાં દીઠાં, અને તરેહ તરેહના રંગના હજારો જાનવરો પાણીની અંદર તરતાં જોયાં, અને હજારોને પાણીની સપાટી ઉપર પડેલાં દીઠાં. તેમાં કેટલાંક તો એવો ખુશ સરોદ કહાડી ગાતાં હતાં કે, તે સાંભલી હાતમનું દીલ બેહદ ખુશી ભરેલું થઈ ગયું, અને રસતાની થાક ભુલી ગયો. તે મેહેરઆવરને કહેવા લાગ્યો કે, પ્યારા દોસત, આ બુલંદ દરીઆ ઉપરથી આપણે શી રીતે પાર થઈ શકશું? મેહેરઆવરે જવાબ દીધો કે, તારી ધાસતી ખરી છે, જો વીજલીની પેરે ઉડતું પક્ષી આ દરીઓ પસાર કરવા માગે તો તેને પણ સાત દહાડા અને રાત સુધી લાગત ઉડવું જોઈએ, માટે જો તું આ ઠેકાણે થોડા દીવસ સબર કરે તો એ દરીઓ પાર કરવાનો ઉપાય હું કરૂં. હાતમે તે ઈલાજ તેને પુછયો, ત્યારે તે બોલ્યો કે, હીંયાંથી બાર કોશપર બદરાન કરીને મુલક છે, ત્યાં સમહાન કરીને પાદશાહા રાજ્ય કરેછે, તે પાદશાહને ત્યાં ઉડતા ઘોડા ઘણા છે, જેઓ આ દરીઓ પસાર કરવાને શકતીવાન છે. માટે હું ત્યાં જઈ બે ઘોડા લઈ આવું ત્યાં સુધી તું આજ ઠેકાણે રહેજે. હાતમે તે કબુલ કીધું, મેહરઆવર ત્યાંથી ઉડીયો અને એકજ દીવસ અને રાતમાં ત્યાં જઈ પોંહોંચ્યો. સમહાન પહાદશાહે મેહેરઆવરને પોતાના મુલકમાં આવવાનું કારણ પુછયું. ત્યારે તે બોલ્યો કે, ઓ વહાલા રફીક મને બે ઘોડા જોઈએ છીએ, જો તે મને મેહેરબાનગી કરી બખશો તો મોટો ઉપકાર થશે. પાદશાહે તે ઘણી ખુશીથી કબુલ કીધું, અને મેહેરઆવરને તેનો સઘળો હેવાલ પુછયો. ત્યારે તેણે કહયું કે, હમણા હું મોટી બલામાં આવી પડયો છું, જેથી કરીને મને એકલું આવવું પડયું છે. હું માહીઆર પાદશાહાની છોકરીનો

હાથ મેલવવા ચાહુંછું, પણ તેના સવાલનો જવાબ મારાથી અપાતો નથી. મારી સાથ એક આદમજાત છે જે દાનાઈ અને હુનરમાં ઘણોજ પુરછે. તેનાથી મારૂ કામ જરૂર થશે. ત્યારે પાદશાહે તેને બે ઘોડા આપ્યા, તે લેઈ તરતજ તે હાતમ આગળ આવ્યો. હાતમે તેને પુછ્યું કે મેહેર-આવર આ ઘોડાઓને પાંખ છે, માટે તેઓ હવામાં ઉડશે. તેણે જવાબ દીધો કે ખરીજ વાત છે, એ ઘોડાઓને આ મુલકની આબો હવા ઘણીજ માફક આવેછે, અગર બીજે ઠેકાણે હોય તો એઓ થોડા દીવસમાં મરી જાય. તું એ ઘોડાની લગામ ઉપરજ પકડી રાખજે, નીચે કરતો ના. જો નીચે કરશે તો એ ઘોડા પાણીમાં ઉતરી પડશે. પછી તેઓ બંને જણા સવાર થઈ ચાલ્યા. ઘોડાઓ તીરની માફક ઉડયા, અને થોડા દહાડામાં તો અરમો દરીઓ પસાર કીધો. હાતમને ભુખ, તરસ અને થાક ઘણી લાગી, એટલે તેણે મેહેરઆવરને કહયું કે, મને ભુખ ઘણી લાગીછે, અને આગળ ચાલવાની મારામાં શકતી નથી. મેહેરઆવરે તેને થોડાક ફળના દાણા આપ્યા, અને કહયું કે, એ દાણાથી તારૂં સઘળું દુઃખ દુર થશે. હાતમે તેમ કીધું, એટલે સઘળી પીડા દુર થઈ. કેટલાક દીવસ પછી તેઓ કીનારે પોંહોંચ્યા. મેહેરેઆવરે હાતમને ઘોડાની લ-ગામ નીચે કરવા કહયું. તેણે તેમ કીધું, અને બંને જણાઓ જમીન ઉપર ઉતરયા. હાતમે કહયું કે, મેં એવું સાંભલયું છે કે, બરઝખનો જંઝીરો દરીઆની વચમાં છે. ત્યારે તે બોલ્યો કે, તું કહેછે તે ખરીજ વાત છે, એ દરીઆની શરૂઆત આ જગ્યાએથીજ છે, પણ એમ ના જાણતો કે, આપણે કેહેરમાનનો દરીઓ પસાર કરી આવ્યા! હજી તો એવી એવી ઘણી હદો પસાર કરવાની છે. ત્યારે હાતમે કહયું કે, આપણે જલદી નહાશી જઈએ તો વધારે સારૂં, કારણકે રસતો ઘણો દુર છે, અને આ ઠેકાણે આબાદાની કંઈ નજરે આવતી નથી. મેહેર-આવરે કહયું કે, હું કહુંછું તે સાંભલ. આ ઠેકાણેથી ઘણી નજદીકમાં મારૂં શેહેર છે, જો તું કહે તો હું ત્યાં જઈ લશકર લઈ આવું કે, આપણે ધુમધામથી ત્યાં જઈએ. હાતમ બોલ્યો કે, ઓ પ્યારા આપણને લશકરની જરૂર નથી. તેણે ઉતર દીધો કે, હું એટલાજ માટે લાવવા કહુંછું કે, આપણે ત્યાં જલદીથી દાખલ થઈએ, અગર નહીં તો તને

અને મને માહીઆર શાહની દરબારમાં દાખલ કોણ કરશે? જો લશકર લઈ જઈએ, તોજ આપણા આવ્યાની તેને જલદીથી ખબર પુગે. હાતમે તેનું બોલવું પસંદ કરી કહયું કે હું આજ ઠેકાણે બેસુંછું, પણ મને એકલો બેસી રહેતાં ધાસતી લાગેછે. ત્યારે તે બોલ્યો કે, આ ઠેકાણે ધાસતી રાખવા જેવું કંઈ નથી, હું સાત દીવસની અંદર પાછો ફરીશ. જ્યારે તને ભુખ લાગે ત્યારે આ ઠેકાણે શેકાર ઘણા છે, તે મારીને ખાજે, અને જો મેવો જોઈએ, તો તે પણ ઝાડો ઉપર તઈઆર છે. પછી તે ત્યાંથી પોતાના મુલક તરફ રવાના થયો. જ્યારે તે નજરેથી દુર થયો, ત્યારે હાતમે તીર કમાન લઈને એક હરણનો શેકાર કીધો, અને ચકમકથી આતશ સળગાવી તેના કવાબ કરી ખાધા. તેણે તે ઠેકાણે એક બાગ જોયો, જે ઘણો મોટો હતો, અને તેના દરવાજા ઉઘાડા હતા, તે બાગમાં ગયો, અને સઘળાં ઝાડો ફળફુલથી ભરેલાં દીઠાં. કેટલાંકતો ફળના ભારથી જમીન ઉપર ઝુમઈ પડયાં હતાં, અને તરેહ તરેહના ફુલો, જેવાંકે, ચમપેલી, મોઘરા, નરગેસ, લાલા, સુસન, ગુલછરી, એ પુશાકળ હતાં. એક અઠવાડયાં સુધી તેજ બાગમાં તેણે આરામ કીધો. ઘોડાને તેણે છુટો મુકયો હતો, તે એટલો નીમખહલાલ હતો કે, આખો દહાડો છુટો ચરયા કરતો, અને રાતના તે બાગના દરવાજા આગળ ઉભો રહેતો. હવે શાહાજાદો મેહેરઆવર પોતાના મુલક તુમાનના જંઝીરામાં પાંચ દીવસમાં પોંહોંચ્યો. સઘળા પરીજાદોએ પોતાના શાહાજાદાને ઓલખયો, અને સઘળાઓ તેનાં દીદાર જોવાને એકઠા મલ્યા. તેના માતપીતાને પણ ખબર થઈ, એટલે તેઓ પણ આ ખુશ વધાઈ સાંભલી ખુશીના દરીઆમાં ગરક થઈ ગયાં. મેહેરઆવર પોતાના માતપીતા આગળ આવતાંજ તેઓને પગે પડયો. તેઓએ ઘણાજ હરખથી તેને બગલગીરી કીધી, અને ઘણીજ માયાથી આટલા દીવસ સુધી બાહેર જવાનું કારણ પુછયું. તેણે સઘળો હેવાલ કહયો, અને બોલ્યો કે, તમારૂં વચન મેં નહીં માનયું, તેથી મને આટલું દુઃખ ભોગવવું પડયું. મારૂં કામ એક આદમજાતથી થયુંછે, તેનું નામ હાતમ બીન તાઈ છે. તે શાહાઆબાદથી પાણીની મરઘીનાં મોતીનો જોરો લેવા જાયછે, અને મારૂં કામ કરવાનું તેણે વચન આપ્યુંછે. હવે

માહીઆરશાની છોકરી મારા હાથમાં આવશે. આ સાંભલી તેના માતપીતા હસવા લાગયાં, અને બોલ્યાં કે, ઓ છોકરા, હજુર તું ઘણોજ નાદાન છે. તું જાણતો નથી કે મોટા મોટા પરીજાદો તેના સવાલનો જવાબ આપવાને તદન અશક્ત છે, તો એક આદમીજાત જે આપણી કોમથી તદન ના વાકેફ છે તે શી રીતે જવાબ આપી શકશે? અને તારી ઉમેદ કેમ બર લાવશે? ત્યારે મેહેરઆવરે જવાબ દીધો કે, તે આદમી એ માટેની તમામ કેફીએતથી માહીતગાર છે, અને તેને કેટલાંક જાનવરોએ તેનું કામ પાર થવા માટે આગાહી આપીછે. માહીઆર શાહા જે તેને પુછેછે, તેથી તે તદન જાણીતો છે, અને તે માટેની થોડીક બાબદો તેણે મને જણાવીછે, તે ઉપરથી મને પુરતો ભરોસો આવેછે. હમણા હું તેને બરઝખના દરીઆના કીનારા ઉપર મુકી આવ્યોછું. વળી સઉથી અજાએબ જેવું એ છે કે, પરીજાદો, દેવો, તેમજ પૃથવી ઉપર વસતાં સઘળાં જાનવરોની બોલી તે જાણેછે. ત્યારે તેના બાપે પુછ્યું કે, તું હીયાં શા માટે આવ્યોછે? તેણે જવાબ દીધો કે, હું લશકર લેવા આવ્યોછું કે, જેથી હું પાદશાહી દબદબાથી દાખલ થાઉં. તેના બાપે તેને બાર હજાર ચુનંદા સવારો આપ્યા. પછી તેને ખુશીની સાથે વીદાય કીધો. શાહાજાદો મેહેરઆવર દસ દહાડામાં તે ઠેકાણે આવી પુગ્યો, અને હાતમને જોયો નહીં, તેથી દીલમાં ઘણીજ ફીકર કરવા લાગ્યો કે, હું મારા વાયદા પ્રમાણે આવી શકયો નહીં, તેથી એ જવાન જતો રહયો હશે. પણ એટલામાં તેના ઘોડાને તેણે ચરતો દીઠો. મેહેરઆવરે પોતાના લશકરને ત્યાંજ થોબવાનો હોકમ કરી પોતે પેલા બાગમાં તેને જોવા માટે ગયો, અને પોતાના કેટલાક ખીદમતગારોને પણ હોકમ કીધો કે, તમો પણ તેની તલાશ કરો. તેઓ તેની સોધ કરવા લાગ્યા, એટલામાં એક પરીજાદની નજર હાતમ ઉપર પડી. તેણે જોયું તો એક ખુબસુરત જવાન ઝાડની નીચે બેઠેલો છે. પછી મેહેરઆવર તરતજ તેની પાસે ગયો, અને હાતમને ફીકરમંદ બેઠેલો દીઠો. મેહેરઆવરે તેને સાદ મારયો એટલે તે ઉઠયો અને બંને જણાએ બગલગીરી કીધી, અને બાગમાંથી બહાર આવ્યા. હાતમ બહાર આવીને જોયું [illegible] લશકર તંબુ મારીને પડેલું છે, અને બરોબર વચમાં

એક ગંજાવર તંબુ ઉભો કીધેલો છે. પછી મેહેરઆવર હાતમનો હાથ ધરી તે મોટા તંબુમાં લઈ ગયો, અને ત્યાં જે યાકુતથી જડેલું તખત હતું, ત્યાં હાતમને બેસાડયો, અને પોતે પણ બેઠો. પછી તરેહ તરેહનું ખાણું મંગાવ્યું, ને ઘણીક જાતના સવાદીશત મેવા પણ હાતમની આગળ મુકયા. ખાણા ઉપરથી ઉઠયા પછી નાચરંગ સરૂ થયો, અને પછી અતરના મેહેકાત આખા તંબુમાં ચમકી રહયા. પછી સહવારના નગારાના અવાજ કરતા તેઓએ માહીઆર શાહાના શેહેર તરફ કુચ કરવા માડી. જયારે તે શેહેરની નજદીકમાં પુગ્યા ત્યારે તેઓએ ત્યાં મુકામ કીધો. માહીઆર શાહાને ખબર પડી કે કોઈ પરીજાદોનું લશકર આવી મુકામ કરી રહયુંછે, ત્યારે તે શાહા ઘણો ગુસ્સે થયો, અને પોતાના સરદારને હોકમ કીધો કે, તેઓનો રસ્તો એકદમ બંધ કરે. તે સરદાર ત્યાં ગયો, એટલે મેહેરઆવરે પોતાના એક સપેહસાલારને મોકલાવ્યો, અને કેહવડાવ્યું કે, હમો કંઈ માહીઆર શાહા સામે જંગ કરવા આવ્યા નથી પણ પાદશાહની કદમબુશી કરવા આવ્યા છીએ. આ પેગામ તેણે પાદશાહા ઉપર મોકલાવ્યો અને પાદશાહે તેઓને મોટી ખુશી સાથ શેહેરમાં દાખલ થવા દીધા. પાદશાહે તેઓના આવવાનું કારણ પુછાવ્યું, એટલે મેહેરઆવરે કેહવડાવ્યુ કે, એક વખત હું તમો નામદાર પાસ આવ્યો હતો, અને હાલ એક આદમીજાતની સાથ તમારા કદમ ઉપર માથું મુકવા આવ્યોછું. પછી તે શાહે તેઓને માટે તરેહ તરેહનું ખાણું મોકલાવ્યું, અને બીજે દહાડે પોતાની દરબાર સણગારીને તેઓને બોલાવ્યા. તેઓ ત્યાં ગયા, અને પાદશાહાને અદબથી સલામ કીધી. તેણે તેઓની સલામનો જવાબ ઘટતી રીતે આપ્યો, અને તેઓને સોનાની ખુરશી ઉપર બેસાડીને મીઠી જબાનથી મધુર શબ્દો બોલી પુછયું કે, ઓ આદમજાત, આ ઠેકાણે આવવાનો શું સબબ છે ? ઘણીક મુસીબતો ખમી આ તરફ ગમન કરવાનું કંઈ મોટું કારણ હોવું જોઈએ. પછી હાતમે પેલું સોનાનું મોતી કહાડીને કહયું કે, બરઝખ સોદાગરની હોશનબાનું નામે એક છોકરી છે, તેની પાસ આના જેટલું મોટું મોતી છે. તે છોકરીએ મારી પાસે એનો જોડો મંગાવ્યો છે. એટલું બોલી સઘળી કેફીએત કહી સભલાવી. માહીઆર બોલ્યો [illegible] જોડી

હીંયાં કયાં છે, કે તને મળશે? ત્યારે હાતમે ઘણીજ ધીરજથી જવાબ દીધો કે, મેં એવું સાંભલયુંછે કે, એનો જોડો તમો નામવર પાસેછે, જો મેહેરબાની કરી મને આપો તો હું મારી મોરાદે પોંહોંચું. ત્યારે પાદશાહે કહયું કે હા, તે મારી પાસેછે. હું એક શરત કરૂંછું, તે જો તું પુરી પાડે તો, એ મોતી તથા મારી છોકરી તને હવાલે કરૂં. હાતમે પોતાનું માથું થોડોક વખત સુધી નીચું કીધું, પણ પછી પાદશાહા તરફ જોઇ બોલ્યો કે, મને ફ્કત મોતીની દરકાર છે. તમારી છોકરી કોઈ બીજાને આપો. ત્યારે તે બોલ્યો કે જો તું મને આ મોતીની પેદાયશનો હેવાલ કહી મારી સરત પુરી કરે તો હું એ મોતી તથા મારી છોકરી તારા સ્વાધીનમાં આપું, તું જેને ચાહે તેને આપજે, પછી સઘળો અખત્યાર તારોજ છે. હાતમે પાદશાહાને અરજ કીધી કે, તમારી ઉમેદ તે બારે હકતાલાની મેહેરથી હું પુરી કરીશ. એમ કહી પેલાં જાનવરોથી સાંભલેલી સઘળી હકીકત તેને કહી. માહીઆર શાહા પોતે સઘળું સમજ્યા કરતો હતો, અને જ્યારે સઘળો હેવાલ ખરેખરો સાંભલ્યો ત્યારે તરતજ તખત ઉપરથી ઉઠી પેલું મોતી હાતમને સ્વાધીન કીધું, અને પોતાની છોકરીને ઝરઝવેરથી સણગારી લાવવાનો હોકમ કીધો. તે પ્રમાણે તે છોકરીને દરબારમાં લાવવામાં આવી, એટલે માહીઆરશાહે હાતમને કહયું કે, હવે તુ ચાહે તો એને પોતે રાખ, અને ચાહે તો કોઇ બીજાને આપ. હાતમે કહયું કે, આ તુમાનનો શાહાજાદો મેહેરઆવર છે, એ તમારી છોકરીનો સાચોજ આશક છે, માટે તમારી છોકરી જોડે એ શાહાજાદાને પરણાવો. માહીઆરશાહે તે કબુલ કીધું, અને પોતાની રસમ પ્રમાણે તેઓના લગન કીધાં. પછી ત્યાં થોડાક દીવસ રહી મેહેરઆવર પોતાની બાનુને પોતાને મુલક લઇ ગયો. માહીઆરશાહે બેહદ જરઝવાહેર, ચાર હજાર ઘોડા, બસો હાથી, અને એક હજાર બાંદીઓ તેઓની સાથે આપી. ત્યાંથી હાતમ રૂખસત લઇને સમશ શાહાના મુલક તરફ ચાલ્યો. હાતમ જેવો ત્યાં ગયો કે, સમશ શાહાએ ખુશીની મીજલશ આરાસતે કીધી, અને પોતાને ત્યાં મેહેમાન રાખયો. ત્યાંથી હાતમ રૂખશત લઈ શાહાબાદ [illegible] ચાલ્યો, અને હોશનબાનુના મેહેલ તરફજ પેહેલાં ગયો, [illegible] તેને સ્વાધીન કીધું. હોશનબાનુએ તેને માટે એક

જરીન પોશાક તઈઆર કરાવ્યો હતો તે તેને બખશયો. ત્યાંથી ઉઠીને તે મેહેમાનસરામાં શાહાજાદા મુનીરશામી આગલ ગયો અને તેની મુલાકાત કીધી. પછી થોડા દીવશ ત્યાં રહી સાતમાં સવાલની તલબને માટે હોસનબાનુના મેહેલ તરફ ચાલ્યો, અને તે સવાલને માટે ઘણીજ ઉતાવલ કીધી, ત્યારે તે બોલી કે, હમામબાદગરદની ખબર લાવ. હાતમે પુછયું કે તે કયાંછે તે તું કંઈ જાણેછે? તેણીએ જવાબ દીધો કે, તે નૈરૂત્ય ખુણા તરફ આવેલુંછે, પણ હું જાણતી નથી કે કયાં દેશનાં નૈરૂત્ય ખુણામાં છે. ત્યાંથી હાતમે પાછી પોતાની મંજલ સરૂ કીધી.

## હાતમ સાતમા સવાલનો છેવટ લાવ્યો તેનું બયાન.

જયારે હાતમ તે જગ્યાએથી રવાના થયો એટલે પોતાના પગલાં જંગલ તરફ લીધાં, અને થોડાક દીવસ પછી એક શેહેર તરફ જઈ પુગયો. તે શેહેરનાં લોકો એક ઠેકાણે એકઠાં થયલાં હતાં. હાતમ તેની નજદીક ગયો, અને તેઓને એકઠાં થવાનું કારણ પુછયું. તેમાંથી એકે જવાબ દીધો કે, હમારા શેહેરના હાકેમનો છોકરો આ કુવા ઉપર આવી બેસતો હતો, અને ઘણુંક થયું દીવાનાની હાલતે ફરતો હતો. આજ ત્રણ દાહાડા થયા તે આ કુવામાં ગુમ થયોછે, હમે કુવામાં તેની લાશની ઘણીએક સોધ કીધી પણ તે હાથમાં આવી નથી. માલમ પડતું નથી કે, કુવામાં કોઈ બલાછે, યા કોઈ મોટી માછલી છે, જે તેને ગલી ગઈ. .ધાસતીને લીધે કોઈ અદર પડવા માગતું નથી. ત્યારે હાતમે જવાબ દીધો કે, અલબતે કુવામાં કંઈ પણ બલા હોવી જોઈએ. તે આ વાતચીતમાં હતો એવામાં તેના માતપીતા તે ઠેકાણે રડતાં આવ્યાં, અને એવી તો મોટે ચીસો પાડી કે, ત્યાં ઉભેલા સઘળા લોકોના દીલ ચીરાઈ ગયાં. તે ઠેકાણે જાણે આકાશનાં ઉડતાં પક્ષીઓ પણ તેઓના દુઃખમાં ભાગ લેતાં હોય એમ રડતાં જણાયાં. હાતમનું અંતઃકરણ આ દેખાવ જોઈ ફાટી ગયું, તેઓની આગળ જઈ તેઓને દીલાસો દીધો કે હવે સબુરી સંપાદન કરવા સીવાય બીજો ઈલાજ નથી.

લખેલું હોયછે તે બનયા વીના રહેતું નથી. ભાગ્યના લેખ કદી મીટતા નથી. તમારાં નસીબમાં આ દુઃખ વેઠવાનું લખ્યું હશે, માટે ધીરજથી તે વેઠવુંજ જોઈએ. આપનાર પણ ખોદા છે. અને લેનાર પણ તેજ છે. કોઈની પાસે આપણે કાંઈ ચીજ લાવ્યે તો તે તેને પાછી આપવીજ જોઈએ. જેનો માલ તે પોતે લે તેમાં વાંધા ભરેલું કંઈજ નથી, માટે તમો ધીરજ ધરો. આ બોલો સાંભલી તેઓ બોલ્યા કે, ઓ જવાન, તું જે કહેછે તે સઘળું ખરૂં છે, જો તેની લાશ પણ હમારા હાથમાં આવે અને તેના દીદાર સામું જોવાની હમને છેલ્લી ટક મલે તો હમે મોટા નસીબવાન સમજ્યે, પણ ધાસતીને લીધે આ કુવામાં કોઈ ઉતરતું નથી. હાતમે કહયું ધીરજ ધરો, હું આ કુવામાં જઈ તલાશ કરી એની લાશ શોધી કહાડી લઈઆવું. તમો આજ ઠેકાણે એક માસ સુધી બેસી રહેજો. જો તે વખતમાં હું નહીં આવું તો તમો તમારા શેહેરમાં જજો. એટલું બોલી હાતમે કુવામાં નખાવી દીધું, અને તળીએ પોંહોંચ્યો એટલે આંખ ઉઘાડીને જોયું, તો નહીં પાણી, કે નહીં કુવો, પણ એક મોટું મેદાન દીઠું, જ્યાં રોશની નજર આવી. ત્યાં એક મોટો બાગ જોયો, જેનો દરવાજો ઉઘાડો દીઠો, અંદર જોયું તો તમામ બાગ રંગ બેરંગી ફુલોના ખુશબોથી ભરાઈ ગયોછે. આગળ ગયો, એટલે એક સુંદર બાગ દીઠો, અને ત્યાં પીરજાદોનું એક ટોળું બેઠું હતું. ત્યાં બે તખત મુકેલાં હતાં, તેમાં એક ઉપર એક ખુબસુરત જવાન, અને બીજાં તખત ઉપર એક સુંદર પરી બેઠી હતી. જેવો હાતમ ત્યાં જઈ ઉભો કે, તેઓએ પોકાર ઉઠાવ્યો, અને પોતાના સરદારને ખબર કીધી કે, કોઈ બીજો આદમીજાત આ ઠેકાણે આવ્યોછે. ત્યારે તે પરીએ પેલા જવાનને પુછ્યું કે, તારી જાતનો કોઈ બીજો માણસ આ ઠેકાણે ઉભો છે, માટે જો તું કહે તો હું એને બોલાવું, અને મેહેમાનદારીની રસમ અદા કરૂં. તે જવાને જવાબ દીધો કે, જો તું એમ કરશે તો હું ઘણોજ ખુશી થઈશ. એ પરીએ પોતાની દાસીઓ પાસ હાતમને બોલાવી મંગાવ્યો, અને એક સુંદર તખત મંગાવી તે ઉપર [illegible] પછી તેઓ ત્રણડે જણાઓએ સુંદર વાણીઓનો આહાર કામ પુરૂં થયું ત્યારે પેલા જવાને હાતમને પુછ્યું કે, ઓ

ભાઈ, તારૂં નામ શું છે? તું અહીંઆં શા સબબથી આવ્યોછે? અને તું ક્યાંનો રહેવાશી છે? તેણે કહયું કે, હું યમનનો છું, શાહાબાદથી આવ્યોછું, અને હમામબાદગરદની ખબર લેવા નીકળયોછું. જ્યારે આ શેહેરમાં આવ્યો ત્યારે એક કુવા ઉપર કેટલાંક માણસોનું એક ટોળું મેં જોયું, ત્યાં કોઈ માણસના માતપીતા એટલું તો કલપાંત કરતાં હતાં કે, તેઓનું રડવું સાંભળી જંગલી ચરંડાઓનાં જીગર પણ ચાક થઈ જાય. તેઓની આજેજી સાંભળી હું કુવામાં કુડી પડયો, અને આ ઠેકાણે આવી લાગ્યોછું. પણ હું જાણતો નથી કે, તેઓનો છોકરો ક્યાંછે? ત્યારે પેલા જવાને જવાબ દીધો કે, તે છોકરો હુંજ છું. એક દીવસ હું તે કુવાને કાંઠે બેઠો હતો ત્યારે આ પરી મારી નજરે પડી. તેને જોતાંજ હું દેવાનો થઈ ગયો, અને આ કુવામાં પડયો. પછી આ બાગમાં આવ્યો, એટલે આ પરીએ મારી ઉપર મેહેરબાની કીધી. હવે આ મારી દીલઆરામથી હું ઘણોજ ખુશ છું. હાતમે કહયું કે, તારાં માતપીતા પોતાના દીવસ તારે માટે ગમમાં ગુજારે, અને તું અહીંઆં આરામ ભોગવે એ ઠીક નહીં. ત્યારે તે જવાન બોલ્યો કે, જો આ પરી મને અહીંઆંથી જવાની રજા આપે તો હું જઈને તેઓને દીલાસો દેઉં. જવાનું હવે મારા હાથમાં નથી. ત્યારે હાતમે તે પરીને અરજ કીધી કે, એના માતપીતા ઘણાજ રડેછે, માટે તું એને રજા આપ કે, તારી પાસથી જાય, અને એના માબાપને ધીરજ આપે. ત્યારે તે પરીએ જવાબ દીધો કે, એ પોતાની મેળે મારી ઉપર દીવાનો થઈ આ ઠેકાણે આવ્યોછે. મેં એને બોલાવ્યો નથી, એને ચાહે ત્યાં જવાને એ છુટોછે. ત્યારે હાતમે પેલા જવાનને કહયું કે, હવે તને રજા તો મળી, માટે મારી સાથ તારાં માતપીતા પાસ ચાલ. તે જવાને કહયું કે, એમ કંઈ રજા મળેલી કહેવાય નહીં; જો એ મને વચન આપે કે, હ્યાં અઠવાડયાંમાં બે દહાડા મારી સંગતમાં રહે, અને મને એક ખરાજ દીલદાર તરીકે માને, તો હું તારી સાથે આવું. હાતમે કેટલોક વખત સુધી વીચાર કીધો, પછી તે પરી તરફ ફરીને બોલ્યો કે, ઓ મેહેરબાન, તું એ કહેછે તે કબુલ રાખ, અને એને તારા ખરા દીલદાર તરીકે ગણ, કારણકે તારી ઉપર એ દીવાનો થઈ ગયોછે. પરીએ જવાબ દીધો કે મારી કોમમાં

કામ કીધું નથી, ત્યારે મારાથી તે શી રીતે થાય. હાતમે કહયું કે હું ઘણાએક મુલક ફરયોછું, ઘણાએક દરીઆમાં સફર કીધીછે, ઘણાએક પાહાડો કુદાવયાછે, અને તમારી જાતથી હું પુરો વાકેફ થયોછું. જેવી વફાદારી તમારામાં છે, તેવીજ વફાદારી ઈનસાનજાતમાં નથી. તે પરી બોલી કે, આએ જવાન મને પોતાના જીગરથી ચાહાતો નથી. ત્યારે તે જવાને કહયું કે, એ બોલો તને બોલવા નહીં જોઈએ. જો હું તારો સાચો આશક નહીં હતે તો મારાં માતપીતા, ખેશકબીલાથી જુદો થઈ આ ઠેકાણે શું કામ આવતે? ત્યારે તે પરી બોલી કે, જો તું મને અંતઃકરણથી ચહાતો હોય તો હું તને કહુંછું તેમ કરીને મને રાજી કર. એટલું બોલી પોતાની પરીઓને હોકમ કરી એક મોટા દેગ મંગાવી, અને તેમાં તેલ કકડાવી પેલા જવાનને કહયું કે, તું મને ખરેખરો ચાહતો હોય તો આ દેગમાં પડ. એ સાંભળતાંજ તે જવાન દેગ નજદીક જઈ દેગમાં પડવા તઈયાર થયો. એટલે તે પરીએ તેનો હાથ ધરયો અને કહયું કે, તું સાચોજ આશક છે. તું જેમ કહેછે તેમ કરવાને હું કબુલ છું. પછી તે પરીએ હાતમને એક માસ સુધી મેહેમાન રાખ્યો. જ્યારે તીસમો દહાડો થયો, ત્યારે કુવા ઉપરના માણસો બોલ્યાં કે આજે છેલ્લો દહાડો છે, માટે જો તે આદમી આવે તો ઠીક, નહીં તો આપણે આપણા શેહેરમાં જઈએ. હવે હાતમે પેલી પરીને કહયું કે, તું તારા બોલ ઉપર સાબેત રેહેજે, કારણકે આજે મને જરૂર જવું જોઈએ. હું આ જવાનને મારી સાથે લઇ જાઉંછું; એ પોતાનાં માતપીતાની મુલાકાત કરી તારી તરફ પાછો ફરશે. પછી પેલી પરીએ પોતાની દાસીઓને હોકમ કીધો કે, તમો આ બંને માણસોને પેલા કુવાને મથાલે પોંહોંચાડી આવો. તેઓએ તેમ કીધું, અને હાતમ તથા પેલો જવાન કુવાને મથાલે આવી પોંહોંચ્યા. પેલાં ઉભેલાં માણસો તેઓને જોઈને ખુશી થયાં, અને તેઓ પેલા હાકેમને ખબર કરવા દોડીયાં. તે હાકમ પોતાની બાએડી સાથ ત્યાં આવ્યો, અને પોતાના છોકરાને ખુશીથી ભેટયો, અને હાતમનો ઘણો ઉપકાર માનવા લાગ્યો, તથા તેને પોતાના શેહેરમાં લઇ આવી પોતાનાજ મેહેલમાં ... ...તરદારીથી મેહેમાનદારી કીધી. હાતમ ત્યાં બે અઠ... અને પછી ત્યાંથી રૂખસત થયો, અને કેટલાક દીવસ

સુધી ચાલ્યા કીધો. પછી એક શેહેર તરફ આવી પુગો. શેહેરની બાહેર એક પીર માણસ ઉભેલો હતો. તેણે હાતમને સલામ કીધી, ત્યારે તેણે પણ સલામનો જવાબ વાલ્યો. પછી પેલો પીર માણસ બોલ્યો કે, એ મુસાફર, જો તું મારે ત્યાં આજની રાત રહે તો મોટી મેહેરબાની થાય. તેણે તે કબુલ કીધું, અને પેલા માણસની સાથે ગયો. ખાણું ખાધા પછી પેલા માણસે હાતમને પુછયું કે તું કયાંનો રહેવાસી છે, અને કયાં જવાનો ઈરાદો રાખેછે? તેણે જવાબ દીધો કે, હું યમન શેહેરનો રહેવાસી છું, શાહાઆબાદથી આવ્યોછું, અને હમામબાદગરદની ખબર લેવા જાઉંછું. પેલા માણસે આ સાંભલી હાતમને કહયું કે, તારા કોઈ દુશમને તને ભમાવ્યોછે. પેહેલાં તો એની નીશાન માલમ પડતી નથી, કે એ કયાંછે, અને કોઈ એનો પતો મેળવી શકતું નથી, કારણકે જે કોઈ ત્યાં જાએછે તે પાછો ફરતો નથી. હારેસકતાન કરીને એક પાદશાહા છે, તે કતાન શેહેરમાં રહેછે, અને તે હમામ તેણે પોતે બંધાવ્યું છે. તે પાદશાહે પોતાના માણસોને હમામબાદગરદના દરવાજાપર બેસાડયાંછે, અને તે માણસો જે માણસ ત્યાં જવાને માટે આવેછે તેને પોતાના પાદશાહ પાસે લઈ જાએછે, પણ માલમ પડતું નથી કે પેલો પાદશાહા તે માણસને મારી નાખેછે યા જીવતો મુકેછે. આ હેવાલ સાંભલી હાતમે પોતાનો, મુનીરસામીનો, અને હોસનબાનુનો સઘળો હેવાલ કહયો. પેલા માણસે હાતમની હીંમત ઉપર આફ્રીન કીધી, અને બોલ્યો કે, મારી આખી ઉમરમાં તારા જેવો કોઈબી પુરૂષ જોયો અથવા સાંભલ્યો નથી. ધન છે તારાં માતપીતાને કે તેઓને તું જેવો એક પુતર પેદા થયોછે. અજાએબ જેવી વાત છે કે, આજ કેટલીક મુદત થઈ તું પોતાની મોજ મુકી પારકાના કામ માટે તારા દીવસ દુઃખમાં ગુજારેછે. તું હીંયાંથી પાછો ફર, અને તે બાનુંને જઈને કહે કે, હમામબાદગરદ એક તલેસમાત છે, જેનો ભેદ કોઈ જાણતું નથી, અને માલમ પણ પડતું નથી કે તે કયાંછે. હાતમ બોલ્યો, એ પીર માણસ મારાથી એમ કેમ થાય? હું એમ કહું તો જુઠું બોલ્યા બરોબર થાએ, અને આટલાં વરસની મારી મેહેનત સઘળી બરબાદ જાએ, ને પેલો આશક જે
જાએછે તે પોતાની મોરાદ પામ્યા વીના મરી જાએ

બોજો મારે સર આવે. ત્યારે પેલા ઘરડા માણસે કહયું કે, ઓ જવાન મારૂં કહેણ તું સાંભલ, અને તારી પોતાની જવાની ઉપર રહેમ કર, કારણકે જો ત્યાં જશે તો એક દેડકાની વાતમાં કહયુંછે તેમ બચીત પસતાયા વીના રેહેવાનો નથી. હાતમે કહયું કે, તે વાત મને કહી સંભલાવ. ત્યારે તે બોલ્યો કે, શામના દરીઆની પાસે એક નહાનું નાળું હતું, ને તેમાં કેટલાક દેડકાઓ પોતાના કુટુંબ સહીત વસતા હતા. તે વખતે એક દેડકાએ પોતાના ભાઈબંધોને કહયું કે, આ ઠેકાણે હવે વધારે વાર રેહેવું ન જોઈએ. આપણે સઘળા સાથે મુસાફરી કરીએ, અને કોઈ સુંદર પાણીનો ચશમો આવે, ત્યાં આપણું મકાન ધરી રહીએ. તેઓએ નાકબુલ કીધું, એટલે પેલો દેડકો પોતાના કુટુંબ સહીત ત્યાંથી હુજત કરી નીકળીઓ. રસતામાં એક સાપ બેઠો હતો, તેણે તે સઘળા દેડકાઓનો ઘાણ કાઢયો, એટલે પેલો દેડકો ધાસતીને લીધે પોતાના અ-સલી રહેઠાણમાં નાશી ગયો, ત્યાં તે સલામત પોંહોંચ્યો, પણ પોતાના હમજાતીઓનું કહયું ન માનવાને લીધે પોતાના કુટુંબનો નાશ પોતે કીધો તેથી જીવતાં સુધી તેને તેઓના તાણા સમજવા પડયા. માટે ઓ હાતમ તું પોતાને હાથે તારો નાશ કરેછે? ત્યારે તેણે કહયું કે, ઓ સત્યવાદી પુરૂષ તું જે કહેછે તે સઘળું વાસ્તવીક છે, પણ જ્યારે મેં ખોદાની રાહ ઉપર કમર બાંધી, ત્યારે મારે પાછું હઠવું નહીં જોઈએ. ચાહે તે થાઓ, પણ મારે આ છેલો સવાલ તો પુરો કરવો જોઈએ. મને પાળનાર તો તે ઈશ્વર છે. તેણે મારાં હજારો દુઃખો કાપ્યાં, અને આ પણ કાપશે. માટે તું મને કતાન શેહેરમાં જવાનો રસતો દેખાડ, કે ત્યાં જઈ હું સઘળો પત્તો મેળવું. જ્યારે પેલા પીર પુરૂષે જોયું કે, હાતમ પોતાના બોલથી પાછો ફરતોજ નથી, ત્યારે નાચાર થઈ તેની સાથે પાછો બહાર આવ્યો, અને ઘણેક દુર જઈ હાતમને કહયું કે, હવે તું જમણે હાથે ચાલયો જજે. આગળ જતાં ઘણાક શેહેરો અને ગામડાંઓ આવશે, ત્યાંથી જ્યારે તું વધશે ત્યારે એક પહાડ દેખાશે, તે પહાડની હેઠે ઘણાક સરોવરના ઝાડો છે. પહાડ વતાવ્યા પછી એક ઘણું મોટું જંગલ આવશે, અને તે

...રે બહાર જશે ત્યારે બે રસતા તને દેખાશે. ત્યાં તું

...ારણકે જમણા હાથના રસતામાં ધાસતી ઘણી છે,

પણ તે રસતો ટુંકો છે. હાતમે કહયું કે, સઘળી વાત ખરી છે, પણ જ્યાં સુધી હઇઆતી છે ત્યાં સુધી તેને કાંઈ થઇ શકતું નથી. ત્યારે પેલા પીર માણસે જવાબ દીધો કે, દાનાવો કહી ગયાછે કે, જે કામ વગર ધાસતીથી થતું હોએ તે કામને જો ઘણા દીવસ લાગે તો કશી ચીંતા નથી, માટે તું જો મારૂં કહયું નહીં માનશે તો ઘણો પશેમાન થશે. પછી ત્યાંથી હાતમ પેલા માણસની રજા લઈ આગળ ચાલ્યો, અને દરરોજ જુદા જુદા શેહેરોમાંથી પસાર થયો. કેટલીએક મુદત પછી એક શેહેરમાં આવ્યો, ત્યાં નગારાંનો અવાજ સંભલ્યો. ત્યાં સઘળા લોકો ભેગા થયા હતા, અને શેહેરની બહાર તંબુ નાખ્યા હતા. મોટી મોટી દેગો ચઢાવી કેટલાક લોકો ખાણું પકાવતા હતા. હાતમે તે લોકોને પુછયું કે, ઓ ભાઈઓ, આ શેહેરમાં આટલી મોટી ધામધુમનું કારણ શું છે? ત્યારે તેઓ બોલ્યા કે, ઓ મુસાફર, આ શેહેરમાં દર વરસે જંગલમાંથી એક મોટો સાંપ આવેછે, તે આદમીની સુરતનો થઈ જાએછે. આ શેહેરના સઘળાં માણસોની છોકરીઓને, પાદશાહાની તેમજ ફકીરનીને, સુંદર લેબાસ પેહેડાવી દરેક તંબુમાં બેસાડેછે, અને પેલો સાપ પરીને રૂપે દરેક તંબુમાં જાયછે. પછી તેને જે પસંદ પડે તે છોકરી સાથ તે પરણેછે, અને થોડો વાર પછી તેને મારી નાખેછે. પેહેલે દહાડે તેના માબાપ ઘણાજ ખુશી થાયછે, પણ બીજે દહાડેથી તે સાતમા દહડા સુધી ભારી શોક કરેછે. આજરોજે તે સાપ આવનાર છે, જેથી તેને માટે આટલી ધુમધામ હમો કરીએ છીએ. હાતમે વીચાર કીધો કે, એ કામ જીન સીવાય બીજા કોઈનું હોય નહીં. પછી તે લોકોને કહયું કે ઓ પ્યારાઓ, આ શાહાદી રામશાની તમારે ઘણી ખુબ નથી, કારણકે તે તરતજ ગમીમાં ફેરવાઈ જાયછે. ત્યારે તેઓ બોલ્યા કે, એમ કરયા સીવાય બીજો ઉપાય નથી, કારણકે હમારામાં કોઈ એવો નથી કે આ બલાને હમારે માથેથી દુર કરે. પછી હાતમે તેઓને કહયું કે, આજ રાતે એ મોઠી બલાને હું તમારા સર ઉપરથી તદન નાબુદ કરીશ, પણ તમો સઘળા હીંમત રાખજો, કારણકે એ બલા ઘણી જોરાવર છે, અને પેહેલાં તે પોતે તરેહવાર રૂપમાં બદલાઈ જવાની ખાર[illegible]
આ સાંભલી હાતમને ઘણી આબરૂ ઈજીતથી તેઓ

પાસે લઈ ગયા, અને સઘળો વીગતવાર હેવાલ કહયો. પાદશાહે હાતમને સોનાની ખુરશી ઉપર પોતાની પાસે બેસાડયો, અને પુછયું કે, એ બલા તારાથી દુર થશે? હાતમે જવાબ દીધો કે ખોદાની મેહેરથી તેને હું તદન નાબુદ કરીશ, પણ હું કહું તેમ તમો સઘળા કરજો. પછી પેલાં માણસોને બોલાવ્યા અને કહયું કે, જ્યારે તે સાપ આવે, અને કોઈનીઆ છોકરી સાથ શાહાદી કરવાનો ઈરાદો કરે, ત્યારે તમો તેને કેહેજો કે, હમારા શેહેરમાના એક સોદાગરનો છોકરો આજ લાંબી મુદત થઇ બહાર મુસાફરીએ ગયો હતો, તે હમણા પાછો આવ્યોછે. તે કહેછે કે, મારી રજા વીના કોઈબી છોકરી કોઇને આપે નહીં. જો તે પ્રમાણે થશે તો હુ તમો સઘળાઓને મારી નાખીશ. વળી એમ પણ કહેજો કે, તું જો ચાહશે તો હમારો મુલક વેરાન કરતાં તને એક વરસ લાગશે, પણ તે એટલો જોરાવર છે કે, હમારાં હજારો શેહેરો એક પલકમાં ફના કરી શકશે. આ સાંભલી તે જીન ઘણો ગુસ્સે થશે, અને પછી મારી સાથ લડવા આવશે, એટલે ખોદાની રહેમથી તે પોતાના પાપી કામોનો બદલો બરોબર પામશે. પછી પાદશાહે હાતમને પોતાની દરબારમાં લઈ જઈ પોતાની પાસે તખતપર બેસાડયો, અને આખો દહાડો મોજમજાહમાં તેઓએ ગુજારયો. દહાડો તમામ થયો, અને સાંપનો આવવાનો વખત થયો, એટલે લોકોએ જઇને હાતમને ખબર કીધી કે, પેલો સાંપ આવેછે. હાતમ પાદશાહ સાથે તે તરફ ગયો. તેણે જોયું તો તે સાંપ પોતાનું માથું આસમાન સુધી ઉંચું કરી આવેછે, અને લંબઇનો તો કંઈ સુમારજ નથી. કોઈ દેવની અંદરબી એટલી શકતી નહીં હોય કે તે સાંપની સામે ઉભો રહી શકે. તેનો ભાર આટલાજ ઉપરથી ખીઆલમાં આવશે કે, મોટા મોટા પથરાઓ જે તે સાંપને તળીએ આવતા તે તરતજ ચુરેચુરા થઈ જતા. હવે હાતમ આ દેખાવ જોઈ ખોદાની એબાદતમાં મશગુલ થયો, એટલામાં તે સાંપ ત્યાં આવી લાગ્યો, અને પોતાનો દમ એવા તો જોરથી ખેંચ્યો કે, સઘળાં માણસો જે જગ્યાએ ઉભાં હતાં ત્યાંજ થમ થઈ રહયાં. પેલો સાપ જમીન ઉપર આળોટવા

ખુબસુરત જવાનની સુરતનો બની ગયો. સઘળાં માણસો પાદશાહે પોતાના સુંદર તંબુમાં તેને લાવી તખત ઉપર

બેસાડયો. કલાક એક પછી તે ત્યાંથી ઉઠયો, અને બોલ્યો કે, હવે મને તમો સઘળાઓની છોકરીઓ દેખાડો. પછી તે તંબુમાંથી બહાર આવી સઘળા સરદારોની અને ગરીબોની છોકરીઓ તે સાંપે જોઈ, પણ કોઈની છોકરીઓ તેને પસંદ આવી નહીં. પાછો તે પાદશાહાનાજ તંબુમાં ગયો, અને પાદશાહાની છોકરીને બોલાવી. માણસો પાદશાહની છોકરીને સણગારી લાવ્યા, એટલે પેલો જીન તેણીને જોઈ ઘણો ખુશી થઈ ગયો, અને બોલ્યો કે, આ છોકરી ઉપર મારૂં મન ઘણું દોડેછે, માટે મને એ આપો. હાતમ તેજ તંબુની બહાર ઉભો રહી સઘળું સાંભલતો હતો. પછી પાદશાહાએ પેલાં જીનને કહયું કે, મારા શેહેરના એક સોદાગરનો છોકરો બહાર મુસાફ્રીએ ગયો હતો, તે કેટલેક વરસે હીંયાં પાછો ફ્રયોછે. તેના હોકમથી ઉલટું હમો કરી શકતા નથી, કારણકે જો તેની આજ્ઞા વોના કંઈ પણ કામ હમો કરીએ તો એક પલમાં તે હમારો તમામ મુલક ઉજડ અને વેરાન કરી મુકે, અને લોહીની નદીઓ ચલાવે. જો તું કહે તો હું તેને બોલાવું પછી તે જેમ કહે તેમ આપણે કરીએ. પેલા જીને પોતાનું માથું જમીન તરફ્ કીધું, અને જવાબ દીધો કે, હમણા તે કયાંથી નીકળી આવ્યો ? જોવું તેને બોલાવો તો ખરા. પછી પાદશાહે હાતમને બોલાવ્યો. તે અંદર આવી જીનની પાસે ઉભો રહયો, ત્યારે તે જીન તેને કહેવા લાગ્યો કે, ઓ જવાન, મેં તને આ શેહેરમાં આજેજ જોયો. હમણા તું કયાંથી આવ્યો ? અને આ લોકોને ફ્રેબ આપી શામાટે એ લોકોનો મુલક ખરાબ કરવા માગેછે? ત્યારે હાતમે કહયું કે, ઓ જીન, જ્યાંસુધી આ શેહેરમાં હું નહીં હતો, ત્યાં સુધી એ લોકોએ તારા કહેવા પ્રમાણે કીધું, અને હવે શેહેરનો વારેશ હું છું, અને આ શેહેરમાં સઘળો કારભાર હું કરૂંછું. હમારા મુલકમાં જે રસમ ચાલતી આવીછે તે રમસ પ્રમાણે તું ચાલે તો તને હમારી છોકરી આપ્યે. ત્યારે પેલો જીન બોલ્યો કે, ઓ માણસ, તારો જે રસમ છે તે પ્રમાણે ચાલવાને હું તઈઆરછું. હાતમે કહયું કે, મારા બાપદાદા પાસથી મને એક મોહોરો મલ્યોછે. જે કોઈ શાહાદી કરેછે, તેને એ મોહોરાનું પાણી હમે પાઈઓ[illegible] તે મોહોરાનું પાણી પીવું જોઈશે. પેલા જીને હા કહે[illegible]

છોકરીએ આપેલા મોહોરાને પાણીમાં ઘસી તે પાણી પેલા જીનને પાયું. તેણે તે પાણી પીધું, એટલે જીનનો જે એલમ અને જાદુ હતું તે સઘળું તે ભુલી ગયો. પછી હાતમે કહયું કે, બીજી રસમ એ છે કે, જે કોઈ પરણવા ઈછેછે તેને હમો તરાંબાના એક વાસણમાં બંધ કરીએ છીએ, અને તેમાંથી તે પોતાની મેળે બહાર આવેછે, ત્યારે તેને તે છોકરી મલેછે. માટે તારે પણ તે વાસણમાં ઉતરવું જોઈશે, અને જો તું બહાર આવી નહીં શકશે તો હમો તારી પાસથી પરીઓના મુલકમાં જે લાલ અને અલમાસ પેદા થાયછે તે બબ્બે હજાર ગુનેહગારી તરીકે લઈશું, અને પછી તે છોકરી તારે સ્વાધીન કરશું. પેલો જીન પોતાના જાદુ અને જોર ઉપર એટલો તો મગરૂર હતો કે, હાતમને પેલું વાસણ મંગાવવા માટે તાણાજાનીથી સખુનો કહેવા લાગ્યો, કે તું જે કહેછે તે મારે કબુલ છે. પેલું વાસણ મંગાવ, અને તારી ઈછા હું એક પલમાં પુરી કરીશ. હાતમે તરતજ એક મજબુત ત્રાંબાનું મોટું વાસણ મંગાવ્યું. અને પેલા જીનને કહયું કે, હવે તું એમાં ઉતર. તે તરતજ તે વાસણમાં બેઠો, એટલે હાતમે તેનું મોહોડું મજબુત બંધ કરી ઈસમેઆઝીમ ભણવું શરૂ કીધું, જેની બરકતથી તેનું ઢાંકણ પહાડ જેટલું ભારી થઈ ગયું. હવે હાતમે પેલા જીનને બહાર આવવા કહયું, એટલે પેલા જીને બહાર આવવા માટે ઘણાંબી ફાંફાં મારયાં પણ તેનું કાંઈ વલયું નહીં, અને મોટે મોટે બુમ પાડવા લાગયો. હાતમે પેલા માણસોને કહયું કે, તમો મોટાં મોટાં લાકડાં લાવી એક મોટું બળતું સળગાવો. તેઓએ તેમ કીધું, અને જ્યારે આતશના શોલા આસમાન સુધી જવા લાગ્યા, ત્યારે હાતમે પેલું વાસણ તેની અંદર નાખ્યું. જ્યારે પેલો જીન અંદર બળવા લાગ્યો, ત્યારે એવા તો જોરથી પોકાર મારયા કે, ત્યાંની જમીન સઘળી ધ્રુજી રહી, અને પેલાં માણસોનાં દીલ થરથર કાંપવા લાગ્યાં. હવે પેલો જીન તદન બલીને રાખ થઈ ગયો, પછી હાતમે તે લોકોને કહયું કે, એ બલા હવે તે કીરતારની મેહેરથી નાબુદ થઈ. પાદશાહા તથા સઘળાં માણસો હાતમને પગે પડયાં, અને પુશકળ ઝરઝવેર લાવી હાતમની આગળ મુકયું. ત્યારે [illegible] ઓ પ્યારાઓ, મને ધનમાલની કશી દરકાર નથી, હું જે [illegible] ાને બાતર કરૂંછું, કારણકે તેણેજ તમને અને મને

પેદા કીધાં. જો આપણે એક બીજાંને કામ નહીં લાગીએ તો આ દુનયામાં આપણું જીવ્યું શા ખપનું? ત્યારે તેઓ ઘણા કાલાવાલા કરી બોલ્યા કે, તારે લાએક એ કંઈજ નથી, તારો ઉપકાર હમારી ઉપર એટલો તો મોટો છે કે, હમારા તમામ મુલકોનાં માણસો જો જીવતાં સુધી તારી ચાકરી કરે તો પણ એ હેસાનનો બદલો લાયક અપાયલો નહીં ગણાય. તું ચાહે તો આ જર ફકીરોને આપી દે. પછી હાતમે તેજ પ્રમાણે સઘળો પઈસો ફકીરોને બખશેસ કીધો. હાતમ ત્યાં ત્રણ દીવસ રહયો, અને ચોથે દીવસે પોતાને કામે જવા નીકળ્યો, અને થોડાક દીવસ પછી જે પાહાડને માટે પેલા પીર માણસે તેને ચેતાવ્યો હતો, તેજ પાહાડ હેઠળ આવ્યો. પાહાડ ઉપર ચઢવા માડયું, અને એક મોટા જંગલમાં આવી પુગ્યો. ત્યાં ઘણીએક અજાએબ જેવી ચીજો દીઠી, જેથી ખોદાની ખરી ખુબીનો ખરેખરો ખ્યાલ તેની નજરે પડયો. તરેહવાર પાણી ત્યાં તેણે પીધું, અને ચાલ્યા કીધો. જયારે તે જંગલ પણ પુરૂં કીધું ત્યારે પેલા પીર માણસના કહેવા પ્રમાણે બે રસતા તેની નજદીક આવ્યા. હાતમે વીચાર કીધો કે, પેલા પીરે કહયું હતું કે, ડાબા હાથનો રસતો ઘણો ભય ભરેલોછે, તેટલામાટે દાનેશમંદ માણસોના કહેવા ઉપર પુરતો ભરોશો રાખી રહેવું જોઈએ. પછી જમણે હાથને રસતે ચાલવા લાગ્યો. થોડેક દુર ગયો એટલે પાછો વીચાર કીધો કે, જે બનવાનું છે તે બનયા વીના રહેવાનું નથી, માટે વધારે સારૂં એ છે કે, ડાબે હાથને રસતેજ જાઉં, અને જો ખોદાની રહેમથી તે રસતાની આફતો દુર થાય, તો આસપાસના શેહેરના લોકોને પણ ફાએદો થાય, અને જો એ રસતે જતાં મારયો જાઉં તો નેક કામને માટે મારો જાન આપ્યો કહેવાશે. એવી ધારણા કરીને ત્યાંથી પાછો ફરી ડાબા હાથને રસતે ચાલવા માડયું, અને કાંટાના જંગલમાં જઈ લાગ્યો. ત્યાંના કાંટા તેના દીલમાં તરોતર ભોકઈ જતા હતા, અને તેના બદનમાં ચીરા પાડતા હતા. હાતમ પોતાના મનમાં કેહેતો હતો કે પેલા પીર માણસની નસીઅત નહીં માનવાથી આ દુઃખ મેં હાથે કરીને માથે ખેંચી લીધુંછે. આના કરતાં બીજી સખત બલા આગળ આવશે ખરી. હજારો મુશ્[illegible]
જંગલ તો પસાર કીધું, અને આગળ જતાં ગલોડી[illegible]

આવી પુગ્યો. જ્યારે તેમાં દાખલ થયો ત્યારે તેઓ પોતાના મોહમાંથી ઝેરી વરાળ કાઢવા લાગી, અને હાતમની તરફ દોડી આવી. તેણે જોયું કે, હજારો ધલોડીઓ કેટલીએક કુતરા જેટલી મોટી, કેટલીએક વરૂઓ જેટલી અને કેટલીએક ચીતા વાઘ જેટલી મોટી તેની તરફ દોડી આવી. હાતમ આ જોઈ ઘણો બીધો, અને વીચાર કીધો કે એઓ મને ખાવાને માટેજ દોડતી આવેછે, પણ તેની આગલ બચવાનો કંઈજ ઈલાજ રહ્યો નહીં. પેહેલાંતો દીલમાં કાંટાના ચીરા પડવાથી પુશકલ રૂધીર વહેતું હતું, અને હવે તો આ નહીં ધારેલી બલામાં ફસી પડવાથી તે થર થર ધ્રુજવા લાગ્યો. એકાએક એક બુઢો પુરૂષ તેના ડાબા હાથ તરફથી પેદા થયો, અને જેવી તે ગલોડીઓ હાતમની નજદીક જઈ પોંહોંચી કે તે પીર મરદ તેને કહેવા લાગ્યો કે, ઓ જવાન, શામાટે તેં જઈફ માણસોના કહયા પર ધયાન આપયું નહીં ? જો તેઓના કેહવા પ્રમાણે તેં કીધું હતે તો આવી હેરાનગતી તને પોંહોંચતે નહીં, અને તારૂં કામ પણ ઘણું જલદી થતે. હાતમે તે પીર માણસની નસીઅત કાન દઈને સાંભલી અને પછી બોલ્યો કે ઓ મહાન પુરૂષ, તું જે કહેછે તે ખરૂં છે. હવે મુજ ગરીબ ઉપર રહેમ કરી આ બલામાંથી છુટવાનો ઉપાય મને દેખાડ. ત્યારે તેણે કહયું કે જે મોહોરો રીંછની છોકરીએ તને આપેલોછે, તે મોહોરો જલદીથી જમીન ઉપર નાંખ. હાતમે તેમ કીધું, અને ખોદાની ભક્તી કરવા લાગ્યો. તે પીર મરદ તરતજ ગેબ થઈ ગયો. મોહોરો નાખતાંને વારજ જમીનનો રંગ પીલો થઈ ગયો, ત્યારપછી કાલાશપર આવ્યો, અને પછી લીલો થઇને રાતો થઈ ગયો, એટલે સઘલી ધરોલીઓ દીવાના માણસોની માફક આમથી તેમ દોડવા લાગી, અને પોતપોતામાં લડાઈ કરવા મંડી ગઈ. તે એટલા સુધી કે જયાંસુધી તેમાંની એકેએક મરી ગઈ ત્યાં સુધી મારામારી ચાલુ રહી. હાતમ આ જોઈ ઘણોજ અજાયબ થયો, અને પોતાના મનમાં કહેવા લાગ્યો કે આ લોકોની શી રીતની દુશમની હશે, કે એકી વખતે સઘળીઓએ પોતાનો જીવ જમને હવાલે કીધો ? કદાચ આ જે થયું તે આ મોહોરાની ખુબીથી [illegible] ખોદાના શુકરાના કીધા, અને ત્રણ દીવસ પછી એક એવા [illegible] ગ્યો જે તમામ નોકદાર કાંકડીઓથી ભરેલું હતું. પ-

ગના તળીઆમાં એટલાતો જખમ લાગ્યા કે, તેનાથી તદન ચાલી શકાયું નહીં. પોતાનાં કપડાં ફાડી તેના ઝીણા ઝીણા કકડા કરી તે જખમોની અંદર દાબયા, પણ કંઈ ફાએદો થયો નહીં, અને પગમાંથી નવધાર લોહી વેહેવા માડયું. હાતમ પોતાના દીલમાં કહેતો હતો કે મારા જેવો મુરખ માણસ આ દુનયામાં કોઈ પણ હશે નહીં. મારી આગળ રાંધેલું પકવાન મુકવા છતાં મેં રાજી ખુશીથી કાચું ખાઈ આ મુશીબત માથે ખેંચી લીધી, માટે હવે મારી ઉપર જે કંઈ પડેછે તે તદન વાજબી છે. ખોદાએ મને સમજશકતી પુરતી આપીછે, જેથી ખરા અને ખોટાનો તોલ કરવાને મારાથી બની આવે, પણ તે સમજ શકતીને મેં લાયક વખતે લાયક રીતે વાપડી નહીં તેથી આ દુઃખ મને સોસવું પડેછે. ઘણીએક મેહેનતથી તે જંગલ પસાર કીધું, એક ઠેકાણે બેસી ઇશવરની ભકતી પુરી કીધી, અને પગમાંથી કાંકડીઓ જેમ તેમ કરીને કહાડી. તમામ પગનું તળીયું ચાલણીના જેવું થઈ ગયું, અને જખમમાં કપડાંના કકડા પુરી લોહી બંધ કીધું અને લંગડાતો લંગડાતો આગળ ચાલ્યો. પોતાના દીલમાં ઘણોજ ખુશી થતો હતો કે આ બલા પણ હવે દુર થઇ, પણ જાણતો નહીં હતો કે હજી એક બીજી મોટી બલામાંથી છુટકો પામવાનોછે; કારણકે આ દુનયામાં રંજ અને રાહત ઘણી છે તોપણ રંજ કરતાં રાહત ઘણીજ કમ છે. હાતમ તે જંગલમાંથી ખુશી થતો ચાલ્યો જતો હતો કે મરઘા, બીલાડા, અને શીઆલ જેટલા મોટા વીંછી આદમીની સોડમથી બહાર દોડી આવ્યા, અને તેની આસપાસ ફરી વલ્યા. હાતમની નજર તેઓ ઉપર પડતાંજ તેની શુધ ઉડી ગઈ, થરથર ધ્રુજવા લાગ્યો, અને એવી તો ધાસતી ખાધી કે શું કરવું તે શુજ્યું નહીં. પછી ઉભો રહી ચારે તરફ જોવા લાગ્યો, કે એકાએક પેલો પીર મરદ તેની આગળ આવી ઉભો, અને કહેવા લાગ્યો કે, ઓ હાતમ, હુશીઆર થા, આ વખતે જો હીંમત છોડશે તો તું સલામત રહેવાનો નથી. હાતમ તેના પગપર પડયો, અને બોલ્યો કે ઓ બુજરગ માણસ, આ વીંછીઓથી બચવાની મારી આશા નથી, કારણકે એઓનો દંખ એટલો મોટો છે, કે જો તે પથરને મારે તો તેના પણ ચુરેચુરા કરી ...
બોલ્યો કે ધીરજ રાખ, અને પેલો મોહોરો પાછો ...

હાતમે તેમ કીધું એટલે અગાઉની માફક જમીનનો રંગ બદલાઈ ગયો, અને જ્યારે રાતો થયો એટલે સઘળા વીંછીઓ માહોમાહે લડાઈ કરવા લાગ્યા, તથા જ્યારે સઘળાઓ મરી ગયા ત્યારે હાતમ તે મોહોરો લઇ ચાલતો થયો. જ્યારે થોડેક દુર ગયો ત્યારે એક મોટું શેહેર તેને દેખાયું. તે શેહેરમાં તે ગયો, અને ત્યાંના સઘળા લોકો તેની નજદીક આવ્યા, અને તેને પુછયું કે, ઓ જવાન, તું કયાંથી અને કહયે રસતે આવ્યોછે ? તે બોલ્યો કે ફલાને રસતે આવ્યોછું. તેઓ આ સાંભળી ઘણાજ હેરાન રહ્યા, અને બોલ્યા કે એ રસતે તું શી રીતે સલામત આવ્યો ? તને રસતામાં કંઈ આફત નડી નહીં ? હાતમે કહયું કે તે સઘળી આફતો તે કરીમ ખોદાની મેહેરથી દુર થઈછે, અને સઘળી ધરોલીઓ, વીંછીઓ, અને બીજાં ભય ભરેલા જાનવરોનો તદન નાશ થયોછે. તેઓ આ સાંભલી ઘણા ખુશી થયા, કારણકે તે રસતેથી તે વખત સુધી કોઈ પણ માણસ આવજાવ કરતું હતું નહીં. તે શેહેરના પાદશાહાને ખબર થઈ કે જે રસતો ટુંકોછે તે સઘળો હેબતનાક જાનવરોથી સાફ થઈ ગયો છે. તરતજ પાદશાહે પોતાના માણસોને તેની ખબર લાવવાને મોકલ્યાં, અને હાતમને પોતાની પાસે બોલાવી પોતાના મેહેલમાં ઉતારો આપ્યો, અને કહયું કે ઓ જવાન, ઘણાં સંકત શોસો તું અતરે આવ્યોછે, માટે થોડા દીવસ આ શેહેરમાં આરામ લે, અને તારી સંગતથી હમારાં દીલ ખુશ કર. પછી હાતમ ત્યાં રહયો, અને પાદશાહે થોડાંક માણસો તેની ચોકી કરવાને માટે રાખ્યાં, કારણકે કદાચ એ જુઠું બોલતો હશે એમ તેને લાગ્યું. હવે ત્યાંથી એક વણજારાનું ટોળું પણ તેજ રસ્તે ગયું, અને રાજાના માણસો પણ પાછાં આવી તેની આગળ અરજ કરવા લાગ્યાં કે, ઓ મેહેરબાન, સઘળો રસતો તદન સાફ છે. રાજાએ તરતજ હાતમની આગળ માફ માગી, કે મારાથી ગુનાહ થયોછે, માટે તું મને દરગુજર કર. ત્યારે તે બોલ્યો કે ઓ બાદશાહા, એવો તેં શું ગુનાહ કીધોછે જેને માટે તું મારી આગળ માફ માગેછે ? જે દીવસથી હું તારા શેહેરમાં આવ્યોછું, તે દીવસથી તું મારી મેહેમાનદારી કરેછે, અને વળી તેં મને જરા પણ ઓછું આવવા દીધું ... મ પડતું નથી કે તું મારી આગળ શામાટે માફ માગેછે ? ... માટે મેં છુપા જાસુસો રાખયા હતા, કે જો તું જુઠું

બોલ્યો હોય તો તને ઘટતી સજા કરવી. એટલે જાહેરમાં હું તારો દોસત અને બાતેનમાં હું તારો વેરી હતો. તેથી તું આ મારો ગુનાહ મને ક્ષમા કર. હાતમે કહયું ઓ નામવર પાદશાહા, તેં જે કંઈ કીધુંછે તે ઇનસાફની રાહે તદન વાજબી છે. જુઠું બોલનારને સજા કરવી એ રાજાનો ધરમ છે. તે ધરમ ઘણો મોટો છે. જેમ ગોવાળીઓ પોતાના ઢોરો ઉપર રાજ્ય કરેછે, તેમ પાદશાહા પોતાની રઈયત ઉપર અમલ ચલાવેછે. દેશની અંદર સચઈ વધારવી અને જુઠઈ ઘટાડવી એ રાજાનું મુખ્ય કામ છે. પ્રજાને માટે રાજાને ઘણીજ ચીંતા હોવી જોઈએ. તેની રઈયત ઉંઘાડે બારણે સુવે એવા ઉપાયો તેને નીરંતર કામે લગાડવા જોઈએ. દેશમાં ચોરોને માટે પુરતો બંદોબસત હોવો જોઈએ, જેથી સાચે મારગે ચાલનારા માણસોને બરોબર ન્યાય મલે. માટે ઓ મેહેરબાન પીતા, તેં જે કીધું હતું, તેમાં લેશ પણ ખોટું નહીં હતું. આવા દાનાઈના સખુનો સાંભલી તે પાદશાહાનું દીલ ખુશીથી ઉભરઈ ગયું, અને હાતમ ઉપર આફરીન કરી બોલ્યો, કે ધન છે તને, અને ધન છે તારાં માતપીતાને, કે તને આવી રીતે દરેક બાબદમાં પુર્ણ બનાવ્યોછે. પછી પુષકળ ધન લાવી હાતમના પગ આગળ મુકયું. તેણે તે લેવાને ના પાડી, અને કહયું કે એ મને કંઈ કામનું નથી. હું અહીંથી મારાં શેહેર તરફ પાછો ફરવાનો નથી, માટે એ ધન ફકીરોને આપવું જોઈએ. પછી પાદશાહે તેમ કીધું, અને હાતમને તે તરફ આવવાનું કારણ પુછયું. હાતમે કહયું કે, મને કતાન શેહેર તરફ જવુંછે, માટે મને તે તરફનો રસતો દેખાડ, હું તારો ઉપકાર કદી ભુલીશ નહીં. પાદશાહે પુછયું કે તને તે શેહેરમાં શું કામ છે? તેણે જવાબ દીધો કે મેં સમજયુંછે કે હમામબાદગરદ તે તરફ છે. ત્યારે તે બોલ્યો કે ઓ જવાન, જે લોકો ત્યાં ગયાછે, તેઓ પાછા ફરયા નથી, માટે ત્યાં જવાનો ખ્યાલ તું છોડી દે, કારણકે અગાઉ તે જોવાનો લોકોને ઘણો શોક હતો, પણ જ્યારે ગયલા માણસો ત્યાંથી પાછા ફરયાજ નહીં, ત્યારે ત્યાં જવાનો ઇરાદો લોકોએ છોડી દીધો છે. ઘણાક શાહાજાદાઓ શરમીંદા થઈ પાછા ફર
કહયું, જે થવાનું હોય તે થાઓ, પણ મારે તો ત્યાં જ

પાદશાહે ગમે એટલો હાતમને સમજાવ્યો, પણ જ્યારે તે કોઈ પણ પ્રકારે સમજ્યો નહીં, ત્યારે પોતાના બે ત્રણ માણસોને તેની સાથ કતાન શેહેર તરફ મોકલ્યાં તેઓ તેને લઈ શેહેરથી બહાર નીકલ્યા અને થોડાક દીવસ પછી કતાન શેહેરની હદમાં આવી પોંહોંચ્યા. તેઓએ હાતમને કહ્યું કે હમારો હદ હવે પુરી થઈ, માટે હમારાથી આગળ જવાશે નહીં. પછી હાતમે તેઓનો ભારે ઉપકાર માની તેઓને રૂખસત કીધા, અને પોતે આગળ ચાલ્યો. તે શેહેરના લોકો હાતમને ત્યાં જોઈ તેને પુછવા લાગ્યાં કે એ માણસ, તું ક્યાંથી આવ્યોછે? હાતમે તેઓના સવાલનો ખાતરી પુરવક ઉતર આપ્યો. હાતમ ત્યાંની મેહેમાનસરાહમાં ગયો, અને ત્યાં ઉતારો લીધો. થોડા દીવસ રહીને ઘણાક કીંમતી લાલ, માણેક, હીરા, યાકુત વગેરે લઈને પાદશાહની દરબાર તરફ ગયો. દરબાનોએ જઈને હારેસ પાદશાહાને ખબર કીધી કે, કોઈ નવજુવાન ખુબસુરત પુરૂષ દરબારની દેવડીએ આવી ઉભોછે. પાદશાહે તેની ખબર લાવવાનો હોકમ કીધો. દરબાને જઈ હાતમને ત્યાં આવવાનું કારણ પુછ્યું. તે બોલ્યો કે પાદશાહાની કદમબુસી કરવા હું આવ્યોછું. તેણે જઈ તે પ્રમાણે અંદર ખબર કીધી. પાદશાહે તેને પુરતા માન સાથ અંદર બોલાવવાનો પોતાના વજીરને હોકમ કીધો. હોકમ પ્રમાણે વજીર તેને આબરૂ સાથ પાદશાહની પાસ લાવ્યો. હાતમ પાદશાહાની સનમુખ આવી ઉભો રહ્યો, અને પાદશાહાને ઘણી અદબથી સલામ કીધી. પાદશાહે સલામનો જવાબ ઘટતી રીતે વાળી તેને એક સોનાની ખુરશી ઉપર બેસાડયો. પછી પાદશાહાની તારીફના ઘટતા સખુનો બોલી હાતમે પોતાની સાથના હીરા માણેક તેને ભેટ કીધાં. પાદશાહા આવું ઉમદા ઝવેર જોઈ ઘણોજ ખુશી થયો, અને હાતમને ત્યાં આવવાનું કારણ પુછ્યું. હાતમે કહ્યું કે, આજ કેટલાંક વરસ થયાં હું સોદાગરનો ધંધો કરૂંછું, અને ઘણાક દેશો ફરયોછું. જ્યારે આ શેહેરની હદમાં આવી પોંહોંચ્યો, ત્યારે તમો નામદારની તારીફના બેહદ સખુનો આ દેશના લોકોથી મેં સમજ્યા, અને આવા એક ન્યાયી પાદ[illegible] છું, એવો મેં પકો નીશ્ચય કીધો તે પરમકૃપાળુ ઈશ્વરે

[illegible] હારેસ પાદશાહે એક ઝરીન જભો હાતમને ભેટ

કીધો, અને તેને તેના રહેઠાણ વીશે પુછયું. તે બોલ્યો કે હું મેહેમાન-સરાહમાં રહુંછું. ત્યારે તે શાહે કહ્યું કે મારા મેહેલમાં એક દીવાનખાનું હું તારે માટે સણગારવાનો હોકમ કરૂંછું. આજથી તું ત્યાંજ રહે, અને તારાં દીદારથી મારા દીલને ખુશ કર. હાતમે તે કબુલ કીધું, અને પાદશાહાનાજ મેહેલમાં રહયો. પોતાના દાનાઈ ભરેલા શબ્દોથી તેણે પાદશાહાનું દીલ એટલું તો હરી લીધું કે તે એક ઘડીભરથી જો તેને પોતાની દરબારમાં જોતો નહી તો તેને બોલાવાને માણસો મોકલતો. વારંવાર તે પોતાના અમીરોને કહેતો કે જો હાતમ આપણાજ મુલકમાં રહે તો બેશક આપણને ઘણોજ ફાએદો થાય. તેઓ પણ એવોજ વીચાર આપતા અને બોલતા કે આટલા થોડા દીવસમાં એણે પોતાના ઝવેર જેવા સખુનોથી આપણાં આખાં શેહેરને તર કીધુંછે. એક દી-વસ હાતમે પાદશાહાને ઘણોજ ખુશીમાં આવેલો જોઈને તેને બીજાં કેટલાંએક લાલ, તથા જમરૂદ ભેટ કીધાં. આથી પાદશાહે તેને કહ્યું કે ઓ હાતમ, તારો ઉપકારતો હજી મારી ઉપર ઘણો છે, તેનો બદલો મારાથી પુરતો વળાયો નથી. તેટલામાં તેં મારા ઉપર આ નહીં વાલી શકાય એવું હેશાન કીધુંછે. કેટલાક મહીના થયા તું મારે ત્યાં રહયોછે, પણ તેટલા વખતમાં તેં મારી પાસેથી કંઈ પણ ચીજ માગી નથી, માટે હવે તને જે કંઈ ચીજ જોઈતી હોય તે મારી પાસેથી માગી લે. હું એવું ચાહુંછું કે તું મારાથી કંઈ પણ ચીજ ચાહે. હાતમે કહ્યું કે મને આ ઠેકાણે માગી મોરાદ મલી છે. હું જેવા એક કમીના નોકર ઉપર તમો પાદશાહાની આટલી મેહેરબાની જોઈ તેનો પુરતો બદલો આપવાની મારામાં તાકાત હોય એમ હું ધારતો નથી. હારેસ પાદશાહે કહ્યું કે તને એમ બોલવું ઘટતું નથી. આ સઘળો મુલક તું પોતાનોજ જાણ, અને ચાહે તો મારે બદલે તે ઉપર તું અમલ ચલાવ. તે બોલ્યો કે બુજરોગ પાદશાહાનું તાલે બુલંદ હોજો, અને જીંદગાની વધજો. આ સાંભલી હારેસે કહ્યું કે, તું હમણા મારી પાસેથી કંઈ પણ ચીજ માગી લે. તેણે કહ્યું કે આ ઠેકાણે પાદશાહાની દોલતથી મને સઘળી જરૂરીઆતો મલીછે, પણ મારા દીલની એકજ ખાહેશ છે જે મારા [illegible] જઈશ ત્યાં સુધી રહેશે. ત્યારે પાદશાહે કહ્યું કે જે

નેકામાં જોઈતી હોય તો તે પણ તારી હાજરીમાં છે. તે બોલ્યો કે ઓ નામવર પાદશાહ, તે મારી મા બેન સમાન છે. ત્યારે પાદશાહે કહ્યું કે જો મારા તાજ અને તખતની તને દરકાર હોય તો તે પણ હું તને આ ઘડીએ બખશું. હાતમે કહ્યું કે તે તમને મુબારક હોજો. મારી ફક્ત એકજ આરજુ છે જે તમો મને વચન આપો તો હું તમને કહું. પાદશાહે તરતજ વચન આપ્યું. ત્યારે તે બોલ્યો કે મને હમામબાદગરદ જોવાની ઈચ્છા છે. આ સાંભલતાંજ પાદશાહાનો દમ બંધાઈ ગયો, અને કેટલોક વખત સુધી જમીન ઉપરજ જોઈ રહ્યો. હાતમે જોયું કે તે ઘણીજ ફીકરમાં પડ્યોછે, ત્યારે બોલ્યો કે, ઓ મેહેરબાન પીતા, આટલી ચીંતા કરવાનું કાંઈ કારણ નથી. પછી પાદશાહે તેને ઘણોબી સમજાવ્યો પણ તે સમજ્યો નહીં, અને બોલ્યો કે જો મારી હઈઆતી હશે તો હું સહીસલામત તમો નામવર પાસે આવીશ. હું આ કામ મારે માટે કરતો નથી, પણ બીજાને માટે કરૂંછું. એમ કહી મુનીરશામી અને હોસનબાનુનો સઘળો હેવાલ તેની આગળ રજુ કીધો. તે કાને ધરતાંજ તેણે તેની ઉપર આફ્રીન કીધી, અને નાચાર થઈ હમામબાદગરદના દરબાન સામાન અદરક ઉપર ચીઠી લખી તેને પોતાના માણસોની સાથે રૂખસત કીધો. તેમાં લખ્યું હતું કે, જો તું આ માણસને સમજાવી પાછો વાળશે તો તને હું મોટી પદવી આપીશ. જ્યારે હાતમ પાદશાહા પાસેથી રજા લઈ ચાલ્યો, ત્યારે જ્યાં સુધી પાદશાહાથી જોવાયું ત્યાં સુધી તેને જોયો, અને જ્યારે નજરથી દુર થયો ત્યારે તેની જુદાઈમાં જાર બેજાર રડ્યો. હવે હાતમ જ્યારે હમામબાદગરદ તરફ પુગયો, અને સામાન અદરક આગળ આવ્યો ત્યારે તેણે પાદશાહાનો રૂકો વાંચી હાતમને ઘણું માન આપી એક ખુરશી ઉપર બેસાડ્યો, અને પાદશાહાના લખવા પ્રમાણે તેને ઘણો સમજાવ્યો, પણ જ્યારે તે એકનો બે નહીં થયો. ત્યારે તેણે પાદશાહા ઉપર એક માણસ પાસે કહેવડાવ્યું કે, હાતમ કંઈ સમજતો નથી, માટે હવે શો હોકમ છે? પાદશાહે આ સમજી પાછું કહેણ મોકલ્યું કે જ્યારે એમજ છે તો એને જવા દે, કારણ કે [illegible] ્તાર વચન આપી ચુકો છું. તે માણસે આવી સામાન [illegible] કહ્યું. એટલે તેણે હાતમને જવાને રજા આપી.

હાતમે હમામબાદગરદના દરવાજાપર વાંચ્યું કે, આએ તલેસમાત ગઈ-યોમરદ પાદશાહે બનાવ્યુંછે. જે કોઈ એમાં જાયછે તે જીવતો પાછો ફરતો નથી. હાતમે આએ લેખ વાંચ્યો, તોપણ બહાર એક બારી હતી તેમાંથી અંદર ગયો. ચાર પાંચ કદમ આગળ ચાલીને વીચાર કીધો કે, પાછો ફરૂં, પણ ફરીને જોયછે તો નહીં તે બારી, કે નહીં પેલાં માણસો, પણ એક મોટું જંગલ દીઠું. આ જોઈ તે ઘણો બીધો અને પોતાના મનમાં કહેવા લાગ્યો કે હાતમ હવે તારૂં મોત ખચીત જાણવું. થોડે દુર ગયો એટલે એક આદમીની સુરત તેની તરફ આવતી જણાઇ. તેણે પોતાની બગલમાંથી આરસી કહાડી હાતમને સલામ કરીને આપી. હાતમે પોતાનો ચેહેરો તે આરસીમાં જોયો અને પુછયું કે એ જવાન, આ ઠેકાણે હમામ છે, અને તું તો હજામ જેવો જણાય છે? તેણે કહ્યું કે હા, હું હજામ છું. હાતમે પુછયું તારૂં મકાન કયાં છે? ત્યારે પેલી સુરતે જવાબ દીધો કે હમામખાનું છે ત્યાં છે. પછી તેઓ થોડે આગળ ચાલ્યા ત્યાં હાતમને ઘણોજ મોટો ગુંબજ દેખાયો તેમાં તેઓ બંને જણા દાખલ થયા. તે હજામ તેને એક હોજ આગળ લઈ ગયો, અને કહયું કે એ હાતમ, તું આ હોજમાં ઉતર, હું તારે માટે પાંણી લાઉંછું. હાતમ તેમાં ઉતરયો. તે હજામે હાતમને ગરમ પાણીની એક જામ આપી, અને કહયું કે એ તારા માથા ઉપરથી રેડ. હાતમે તેમ કીધું. પછી બીજી જામ આપી તે પણ રેડી, અને ત્રીજી જામ નાખતાં વારજ તડાક કરીને અવાજ થયો, અને તમામ હમામ અંધારૂં થઈ ગયું, અને કલાકએક પછી તે અંધારૂં જતું રહયું. હાતમ આ જોઈ ઘણોજ બીધો, એટલામાં તો પાણી ઉપર ચહડવા માંડયું. ચહડતાં ચહડતાં માથાં સુધી આવયું, અને જયારે તે ઉપર પણ ચહડયું ત્યારે હાતમ તેમાં તરવા લાગયો. તેણે જોયું કે સઘળા માણસો મરી જાયછે, તે આ પાણીમાંજ ડુબી જાયછે. તે તરવાનો હુનર ઘણો સરસ જાણતો હતો તેથી તે પાણી નજદીક આઠસો ફુટ ઉંચે ચહડયું ત્યાં સુધી તેમાં તરયો, અને જયારે ગુંબજને મથાલે પોહોંચ્યો ત્યારે ત્યાં એક સાંકળ હતી તે પકડી લીધી. પકડતાં વારજ એક મોટો અવાજ થયો, અને હમામ સઘળું તુટી ગયું દુર જઈ પડયો. હાતમે જાણયું કે હારેસ પાદશાહ

તસવીર ૧૫ મી.

## હાતમ પોપતને તીર મારેછે.



કરતો હતો, પણ તેનું કહયું મેં ન માનયું, તેથી આવી ગીરફતારીમાં હું ફસી પડયો. જ્યારે આગળ ચાલ્યો ત્યારે વીચાર કીધો કે હવે સઘળો તલેસમાત પુરો થયો હશે. પછી થોડા દીવસ રહીને તેની નજરે એક બાગ પડયો. તેણે ધારયું કે હું હવે કોઈ શેહેર તરફ આવ્યો છઉં. આગળ ગયો તો તેનો દરવાજો ઉઘાડો દીઠો. અંદર દાખલ થયો, અને થોડાં કદમ ચાલીને પોતાની પાછલ જોયું તો દરવાજાની કંઈપણ નીશાન તેને માલમ પડી નહીં, તેથી ફીકર કરવા લાગયો કે હજુર તલેસમાત જારી છે. જ્યારે બાગની છેક અંદર ગયો ત્યારે ફળફુળથી ભરેલાં પુશ-કળ ઝાડો દીઠાં. ભુખયો હતો તેથી ફળ તોડીને ખાવા લાગો. નજદીક સો મણ ખાધું હશે પણ તેનું પેટ ભરાયું નહીં! તેથી ઘણો અજબ થયો અને ફરતો ફરતો એક મેહેલની નજદીક આવી લાગયો. ત્યાં પથરના તમામ આદમીઓ ફકત લંગોટપરજ ઉભેલાં દીઠાં. આ જોઈ ઘણો હેરત થયો અને બોલ્યો કે એનો ભેદ હું કોણને પુછું. એટલામાં એક પોપટે અંદરથી પોકાર કીધો કે ઓ જવાન, તું હીંયાં કેમ આવ્યોછે! શા માટે કમોતે મરવા માગેછે? આ અવાજ સાંભલતાં હાતમની નજર એક મોટા દરવાજા ઉપર પડી. તે ઉપર લખેલું હતું કે આ તલેસમાત ગઈયોમરદ પાદશાહે બનાવ્યોછે. એક દીવસ તે પાદશાહા શેકારે ગયો હતો, ત્યાં તેના હાથમાં એક મોટો બેમુલો હીરો આવ્યો, જેની જોડી નહીં મળવાથી આ પોપટને ગળે તે ઉતારયો, અને આ તલેસમાતમાં તેને મુકયો. માટે જો તું બહાર નીકળવા, અને હીરો મેળવવા માગતો હોય તો આ પોપટને માર. આ વાંચયા પછી હાતમે એક સોનાની ખુરશી ઉપર તીર અને કામઠું મુકેલું હતું તે લીધું, અને પેલા પોપટને એક તીર મારયો. તે પોપટ નેમ ચુકાવી તરતજ પીંજરાની બહાર આવી બેઠો, અને બોલ્યો કે ઓ જવાન, આ જગયાએથી નીકળ. આ બોલો બોલતાંજ હાતમ તીર અને કમાન સુધાં ઘણે દુર જઈ પડયો, અને તેના બંને પગ પથરના થઈ ગયા. હાતમે જોયું કે હવે મોત નજદીક છે, માટે હું પા[illegible] રના પુતળાંની સંગમાં પથરનો થઈને ઉભો રહું તો ઘણું ટકો થાય. એમ વીચારી જેમ તેમ કદમ ભરતો પાછો આવ્યો, અને એક બીજો તીર પોપટને મારયો. તે

નેમ પણ ચુકી ગયો, અને છેક પેટ સુધી પથરનો થઈ ગયો, અને પાછો તેની આગળ આવ્યો એટલે પોપટ ફરીથી ઉપલાજ સખુનો બોલ્યો, કે તે ફરીથી તેનાથી સો કદમ દુર જઈ પડ્યો. હવે ફકત એકજ તીર તેના હાથમાં રહયો હતો તે તેણે ખોદાનું નામ લઈ પોપટને મારયો. સારાં નસીબે તે તીર પેલા પોપટને લાગયો, એટલે તરતજ પોપટ નીચે પડ્યો, કે એક ઘણો મોટો અવાજ થયો, અને સઘળું અંધારૂં થઈ ગયું. જયારે પાછું ઉજરડું થયું ત્યારે હાતમે જોયું તો નહીં તે બાગ, કે નહીં તે પીંજરૂં, કે નહીં તે સોનાની ખુરશી, પણ તીર અને કમાન પડેલાં દીઠાં, અને પેલો હીરો જે સુરજના કરતાં પણ બેવડા તાબથી પ્રકાશતો હતો તે તેણે ઉંચકી લીધો. પેલા પથરના માણસો સઘળા પોતાના રૂપમાં આવ્યા, અને હાતમ આગળ આવી તેને પગે પડયા. હાતમ તેઓને સાથે લઈ હારેસ પાદશાહા આગળ આવ્યો. તે પાદશાહા તેને જોઈ ઘણો ખુશી થયો, અને હાતમની અરજ ઉપરથી તેણે પેલા સઘળા માણસોને અકેકો ઘોડો અને રસતાનો ખરચ આપ્યો. તેઓ સઘળા ત્યાંથી વીદાય થયા. હાતમે હારેસ પાદશાહાને કહયું કે આ હીરો હું હોસનબાનુને દેખાડી તારી ઉપર પાછો મોકલાવીશ. પછી ત્યાંથી રૂખ્શત લઈ શાહાઆબાદ તરફ રવાના થયો. હોસનબાનુના મેહેલમાં આવી તેણીને હમામબાદગરદની સઘળી કેફીએત જણાવી, અને પેલો હીરો દેખાડી હારેસ પાદશાહા ઉપર મોકલ્યો. હોસનબાનુએ હવે હાતમને કહયું કે હું તારીજ છું, તારે ગમે તે કર. હાતમે મુનીરશામી સાથ તેણીના નેકા કીધા, અને તે સાચા આશકને તેની મોહોરદાર સાથ મેળવ્યો. મુનીરશામી તેને પગે પડયો, અને તેનો ઘણો ઉપકાર માનયો. હાતમે તેને ઘણો ખુશી થતો જોઈ ખોદાનો ઉપકાર માનયો, અને થોડા દીવસ રહી પોતાને શેહેર યમનમાં જઈ પોતાના માતપીતા અને મલેકે ઝરરીનપુશને મલ્યો. તેના પીતાએ તેને પોતાની ગાદી આપી, અને હાતમે બાકીની જીંદગી મલેકેઝરરીનપુશ સાથ ખુશખુશાલીમાં ગુજારી.

---

**સમાપ્ત.**

તસવીર ૧૯ મી.

મુનીરશામી હાતમને પગે લાગેછે.

